श्रीशान्तिनाथजिनेन्द्राय नमः ।

सद्गुरवे श्रीकर्पूरविजयाय नमः ।

પુષ્પ ૯ મું.

ન્યાયવિશારદ-ન્યાયાચાર્ય-મહામહોપાધ્યાય-

શ્રીમદ્-યશોવિજયજી વિરચિત.

શ્રીમહાવીર સ્વામીની સ્તુતિરૂપ હુંડીનું

# દોઢસો ગાથાનું સ્તવન.

તથા—

શ્રીસીમંધર સ્વામીની વિનતિરૂપ

# સવાસો ગાથાનું સ્તવન.

વિવેચન કર્તા—

સલોત અમૃતલાલ અમરચંદ, પાલીતાણા.

પ્રકાશિકા—

સૌ૦ શ્રાવિકા હરકોર, શા. મોહનલાલ ગોવિંદજીના

ધર્મપત્ની, પાલીતાણા.

વીર સં. ૨૪૪૯ વિક્રમ સં. ૧૯૭૯ નકલ ૫૦૦

કિંમત. રૂ. ૨-૦-૦



સદ્ગુણાનુરાગી શાન્તમૂર્તિ

શ્રી કર્પૂરવિજયજી મહારાજ

AMRITLAL T DAVE, *Photographer*,
PALITANA, *(Kathiawar)*

# પ્રસ્તાવના

આ અતિ ઉપયોગી ગ્રન્થરત્નના રચનાર ધુરંધર વિદ્વાન્, પ્રબળ પુરૂષાર્થી અને દીર્ઘદર્શી મહાત્મા શ્રી યશોવિજયજી ઉપાધ્યાય છે. તેમનો જન્મ સમય ચોકકસ નિર્ણીત થયો નથી, પણ અનુમાન થાય છે કે વિક્રમ સંવત્ ૧૬૭૦ થી ૮૦ સુધીમાં હોવો જોઇએ. તેઓ બાર વરસ બનારસમાં રહી સંસ્કૃત ભાષામાં પૂરેપૂરા પારંગત થયા હતા. તેમણે જૈનોના પ્રતિસ્પર્દ્ધી પંડિત બ્રાહ્મણોની પણ સભામાં વિજય પતાકા મેળવી જિનશાસનની જયોદ્‌ઘોષણા વગડાવી હતી, અને તેથી તેઓએ શ્રીમાનને 'ન્યાયાચાર્ય' તથા 'ન્યાયવિશારદ'ના માનવંતા બિરૂદોથી અલંકૃત કર્યા હતા. આ મહાત્માની અપ્રતિમ પ્રતિભા, અસાધારણ સ્મરણ શક્તિ, અદ્વિતીય વિદ્વત્તા, અલૌકિક ગ્રન્થો બનાવવાનું સામર્થ્ય, પ્રતિવાદીઓને પરાજિત કરવાની ચમત્કારિક સ્ફૂર્તિ, ધૈર્ય, ગાંભીર્ય, અને શાસનરસિકતા વિગેરે ગુણોથી યોગ્ય જાણી તેમને શ્રી વિજયપ્રભસૂરિરાજે સંવત્ ૧૭૧૮માં વાચક-ઉપાધ્યાય પદવીથી વિભૂષિત કર્યા હતા. મહાન્ પ્રભાવક શાસન સ્તંભ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજનો સ્વર્ગવાસ ડભોઇ શહેરમાં સંવત્ ૧૭૪૩ના માગશર શુદ અગીયારશના રોજ થયો હતો. ઉપાધ્યાયજીની યાદગીરીરૂપે અત્યારે પણ ડભોઇમાં તેમનું પાદુકાસ્થાન-સ્તૂપ મોજુદ છે.

અપ્રતિમ પ્રતિભાશાલી આ ધુરંધર વિદ્વાને ન્યાયખંડન ખાદ્ય, જૈન તર્કભાષા, ન્યાયપ્રદીપ, ન્યાયોપદેશ, નયરહસ્ય, વૈરાગ્ય કલ્પલતા, અધ્યાત્મસાર, જ્ઞાનબિંદુ, બત્રીશ બત્રીશી, ગુરૂ તત્ત્વ નિર્ણય, ભાષા રહસ્ય, પ્રતિમા શતક, દેવધર્મપરીક્ષા, સિદ્ધાંતતત્ત્વ પરિષ્કાર વિગેરે ઉચ્ચ કોટીના સેંકડો તાત્ત્વિક ગ્રન્થો બનાવી જૈનધર્મના ગહન તત્ત્વોને સરલ ભાષામાં સમજાવી પોતાની અપૂર્વ બુદ્ધિની અલૌકિક પ્રતિભા દેખાડી છે. શાસ્ત્રવાર્તા સમુચ્ચય અને કમ્મપયડી જેવા અતિ કઠિન ગ્રન્થોની ટીકાઓ રચી તે તે ગ્રન્થોના

ગૂઢ રહસ્યનું વિસ્ફોટન કરી માર્મિક અર્થો સમજાવ્યા છે. સિદ્ધાંત તર્ક પરિષ્કાર નામનો ગ્રન્થ રચી તેમાં આગમ સંબંધી લોકોના મનમાં શંકા આવે તેવા ગહન પ્રસંગોનો નિર્ણય અસાધારણ રીતે કરી આપ્યો છે. આવી રીતે સંસ્કૃત ભાષામાં સેંકડો ગ્રન્થો બનાવવા ઉપરાંત પરોપકાર રસિક શ્રી ઉપાધ્યાયજીએ, સંસ્કૃત ભાષા ન જાણનાર જન સમૂહનાં ઉપકાર માટે દ્રવ્ય ગુણ પર્યાયનો રાસ, પાપસ્થાનકની અઢાર સજ્ઝાયો, સમકિતના સડસઠ બોલની સજ્ઝાય, એકાદશીનાં ગરણાં, જંબુસ્વામીનો રાસ, બેંતાલીશ સવાસો દોઢસો અને સાડા ત્રણસો ગાથાના સ્તવનો, ચોવીશીઓ વિગેરે આગમના રહસ્યથી ભરપૂર ગુજરાતી ભાષાના પણ ગ્રન્થો રચી લોકકલ્યાણની તીવ્ર અભિલાષાં સાબીત કરી આપી છે. ઉપાધ્યાયજીનાં વચનોની મહત્તા એટલી બધી ગણાય છે કે; કોઇ પણ વિષય ઉપર વિસંવાદ થતાં તેમના વચનની શાખ આપવામાં આવે કે તુરત વાદી–પ્રતિવાદીને ચૂપચાપ આગમની શાખ પેઠેજ કબુલવી પડે છે, અને તેમનાં વચનોને આગમવચનની જેટલું માન મળે છે. આ મહાત્મા એકલા ગ્રન્થો બનાવીનેજ બેસી રહ્યા નહોતા. તે વખતે સાધુઓ આચાર–ક્રિયામાં વિશેષ શિથિલ થઇ ગયાં હતા, સાધુવેષધારીઓ લોકોને છેતરતા હતા; ખોટા ઉપદેશ આપી પોતાનું માન વધારતા હતા; ગૃહસ્થો જ્ઞાનશૂન્ય બની અને ક્રિયાકાંડમાં પછાત પડી આડંબરમાં મશગૂલ બની ગયા હતા. આવી રીતે પવિત્ર જિનશાસનમાં અંધાધુંધી ચાલી રહી હતી. તે સડો દૂર કરવા અને શુદ્ધ જ્ઞાન–ક્રિયાની પ્રરૂપણા કરવા જરૂરીયાત વિચારી, તેથી મહાપ્રતાપી ઉગ્રવિહારી શ્રી સત્યવિજય પંન્યાસે ક્રિયાનો ઉદ્ધાર કર્યો તે વખતે આ મહાત્મા સંપૂર્ણ રીતે તેમાં સામેલ થયા હતા, અને આ પુરૂષાર્થી મહાપુરૂષે સતત વિહાર કરી, શુદ્ધ ક્રિયાચાર પાળી તથા તેનો ઉપદેશ આપી, આગમની સત્ય પ્રરૂપણા કરી, અનેક પ્રકારનાં દુઃખ સહન કરીને પણ શિથિલાચારીઓની શિથિલતા દૂર કરવામાં અને ક્રિયાનો ઉદ્ધાર કરવામાં મોટો ભાગ ભજવ્યો હતો.

આ વખતે ઢુંઢીયા–સ્થાનકવાસીઓનું પણ વિશેષ જોર હતું, તેથી તેમનું યુક્તિ પુરસ્સર અને આગમોની શાખ આપી ખંડન કરવાને આ ગ્રન્થની યોજના કરવામાં આવી છે. જો કે–ઉપાધ્યાયજી મહારાજે સ્થાનકવાસીઓના ખંડન માટે પ્રતિમાશતક વિગેરે સંસ્કૃત ગ્રન્થો રચ્યા છે, પણ સંસ્કૃત ભાષાના અજાણ મનુષ્યોને સત્યમાર્ગ જણાવવાને ગુજરાતી ભાષામાં આ ગ્રન્થ રચી મહાન્ ઉપકાર કર્યો છે.

ચરમ તીર્થંકર ભગવાન્ શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ દ્વારા ઢુંઢકમત ખંડન રૂપ આ ગ્રન્થ છ ઢાળમાં યોજવામાં આવ્યો છે. આ ગ્રન્થ ઉપર આગમના જાણકાર પંડિત શ્રીપદ્મવિજયજીએ સંવત્ ૧૮૪૯માં વિસ્તૃત બાલાવબોધ પરિશ્રમપૂર્વક રચી, તેના ગંભીર અને ગૂઢ અર્થોને ઘણીજ સુંદર રીતે સમજાવી મહાન્ ઉપકાર કર્યો છે. તે બાલાવબોધ અનુસારેજ વિસ્તારથી વિવેચન કરી આ ગ્રન્થ તૈયાર કર્યો છે. આ એક સ્તવન રૂપ હોવા છતાં તેનું રહસ્ય એવું તો દુર્ગમ છે કે, તેના અર્થ કરતાં ભલભલા પંડિતો અને આગમના જાણકાર પુરૂષોને પણ બે ઘડી વિચાર કરવો પડે, અને તેથીજ બાલાવબોધ કર્તા શ્રી પદ્મવિજયજીએ છેવટમાં જણાવ્યું છે કે—આ સ્તવન ઘણું ગૂઢ અને ગંભીર હોવા છતાં ગુરૂકૃપાથી મેં તેનો બાલાવબોધ કર્યો છે. આ સ્તવનમાં જે જે વિષયો ચર્ચ્યા છે તેને માટે જો આ એકજ સ્તવન બરાબર યાદ રાખવામાં આવે તો તે તે વિષયોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ છે, અને તેથીજ આગમના રહસ્યથી ભરપૂર આ સ્તવનને જ્ઞાનરસિક ઘણા ભવ્યાત્માઓ અત્યારે કંઠસ્થ રાખતા અનુભવીએ છીએ.

સ્થાનકવાસીઓ જે જે ઉપયોગી બાબતને માનતા નથી તેનું ઉપયોગીપણું આ ગ્રન્થમાં એવી તો નીખાલસવૃત્તિથી, આગમની શાખોથી, અને યુક્તિઓથી સિદ્ધ કરવામાં આવ્યું છે કે, જો આ ગ્રન્થ બરાબર મનન પૂર્વક વાંચવામાં આવે તો સ્થાનકવાસીઓને પણ પોતાની ભૂલ જરૂર જણાઇ આવે. અમુક બાબત અમે માનીએ છીએ માટે તમારે પણ માનવીજ જોઇએ એવો

કદાગ્રહ જરા પણ નહિં રાખતાં તે તે બાબતને શા માટે માનવામાં આવે છે? તેમાં શું લાભ છે? ન માનવાથી શું ગેરલાભ છે? તેને માટે આગમની શી શી આજ્ઞા છે? એ દરેક વિચારણામાં ઘણાજ ઉંડા ઉતરીને સમજાવતા ગ્રન્થકારે આ ગ્રન્થમાં આગમનું રહસ્ય ખડું કરી દીધું છે એમ માનવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

પ્રતિમાવંદન અને પ્રતિમાપૂજનનો વિષય ગ્રન્થકારે એવી તો સુંદર રીતે વિસ્તારથી ચર્ચ્યો છે કે, જો સ્થાનકવાસીભાઇઓ તે વિષયને તટસ્થ બુદ્ધિથી વાંચે તો ઘણોજ લાભ થાય, અને તેઓ ચોક્કસ કબૂલ કરે કે—જિનપ્રતિમાને વંદન કરવાનો અને પૂજન કરવાનો જે નિષેધ કરવામાં આવે છે એ નરી મૂર્ખતા છે, પ્રભુની આજ્ઞા લોપ્યાનું ઘોર પાપ છે, ભોળા માણસોને ઠગવાની ઇન્દ્રજાલ છે, અને આગમના રહસ્યને ન જાણવાનું પરિણામ છે. યોગ વહન કર્યા વિના આગમ ન ભણવા માટે જે યુક્તિઓ વાપરી છે અને આગમની શાખો આપી છે તે ગ્રન્થકર્તાની તીવ્ર બુદ્ધિનો અને આગમના રહસ્ય જાણવાનો ઉત્તમ નમૂનો છે. છેવટે પંચાંગીને પ્રામાણિક સિદ્ધ કરવા આગમની શાખો અને યુક્તિઓ આપી બતાવી આપ્યું છે કે, સ્થાનકવાસીઓ સમજ્યા વિનાજ નકામો કોલાહલ કરી રહ્યા છે. આવા જે જે વિષયો આ ગ્રન્થમાં ચર્ચ્યા છે તેમાં ઉપાધ્યાયજી એકલી યુક્તિઓજ વાપરી બેસી રહ્યા નથી, પણ યુક્તિઓ સાથે દરેક સ્થળે આગમના પણ પ્રમાણો આપી તે તે વિષયોને વજ્ર સમાન મજબૂત બનાવ્યા છે, અને તેથીજ આ ગ્રન્થ આગમગ્રન્થોની જેમ માનનીય થઇ પડ્યો છે.

આ ગ્રન્થ પ્રકરણ રત્નાકરના ત્રીજા ભાગમાં શ્રાવક ભીમસિંહ માણેક તરફથી, ખંભાત—શેઠ અમરચંદ પ્રેમચંદ જૈન શાળાના પ્રમુખ શેઠ પોપટભાઇ અમરચંદ તરફથી, અને અમદાવાદના શા. પ્રેમચંદ સાંકલચંદ તરફથી, આવી રીતે ત્રણ સ્થળેથી બાલવબોધ સહિત પ્રસિદ્ધ થયો છે; પરંતુ એ દરેક આવૃત્તિમાં કાંઇ પણ સુધારો—વધારો કરવામાં આવ્યો નથી, તેથી બાલવબોધની ભાષા

જુની ઢબની હોવાથી આધુનિક ભાષામાં વિવેચન કરવામાં આવે તો વધારે ઉપયોગી થાય એમ જાણી વિવેચન સહિત આ ગ્રન્થ તૈયાર કરવામાં આવ્યો છે. વળી જ્યાં જ્યાં બાલવબોધ કરતાં વિસ્તાર કરવાની જરૂરી જણાઇ ત્યાં ત્યાં વિસ્તાર કર્યો છે. બાલવબોધમાં મૂલ ગાથાનો અર્થ, આગમના પાઠ અને તેઓના અર્થ, એ બધું એકજ જાતના ટાઈપમાં અને ચાલુ મેટરમાંજ લીધેલું હોવાથી વાંચનારને ગોટાળામાં પડી જાય તેવું છે, તેથી સુગમતા થવા ખાતર આ વિવેચનમાં તે દરેક ભિન્ન ભિન્ન ટાઈપમાં લેવરાવ્યું છે, આગમના પાઠ ખાસ અલગ મૂકેલા છે અને તેમના અર્થ પણ મૂલ ગાથાના અર્થથી અલગજ બતાવેલા છે. વળી સૂત્રના જે જે પાઠ મૂકવામાં આવ્યા છે તે કયા અધ્યયનમાં અને કયા પૃષ્ઠમાં છે તે પણ દર્શાવેલ હોવાથી તે તે વિષયને વિસ્તારથી જોવા ઈચ્છનાર સહેલાઈથી તે તે પાઠ તુરતમાં કાઢી શકે તેમ છે. જો કે આ વિવેચન સ્વતંત્ર જેવુંજ તૈયાર કરવામાં આવ્યું છે, પણ તેમાં બાલવબોધ કર્તાના આશયને ખાસ લક્ષ્યમાં રખાયો છે, અને તેથી આ વિવેચન તૈયાર કરવામાં ખરો ઉપકાર તો બાલવબોધકર્તાનોજ છે.

આ વીરસ્તુતિરૂપ હુંડીના સ્તવન સાથેજ "સવાસો ગાથાનું સ્તવન અથવા શ્રીસીમંધર સ્વામીને વિનતિ" એ નામનો બીજો ગ્રન્થ પણ તેવોજ ઉપયોગી જાણી વિવેચન સહિત છપાવવામાં આવ્યો છે. આ ગ્રન્થના પ્રણેતા પણ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય છે. આ ગ્રન્થમાં વ્યવહાર અને નિશ્ચય એ બન્ને ઉપયોગી નયોની અપેક્ષા રાખી પરસ્પર બાધા ન આવે તેવી રીતે આચાર વિચારમાં પ્રવર્તવાને ઉપાધ્યાયજીએ ઘણીજ ખુબીથી ઉપદેશ આપ્યો છે. તેઓશ્રીના કથન મુજબ જો આપણે વર્તન રાખીએ તો એક આદર્શ ધાર્મિક બનવાને ભાગ્યશાલી થઇએ. સાધુજીવન કેવું સાદું અને પવિત્ર હોવું જોઇએ તે તરફ ગ્રન્થકર્તાએ કરેલા ઇશારા તરફ દૃષ્ટિ કરતાં આજકાલના કેટલાએક શાસનની હેલના

કરાવનારા-આડંબરી વેષધારીઓ દેખી ખરેખર ત્રાસ છુટે છે. સબળ કારણ નહિં હોવા છતાં એકજ સ્થળે પડ્યા રહેનારા, અને સાધુ-ક્રિયા તથાસ્વરૂપે નહિં પાળનારા શિથિલાચારીઓને ઉપદેશ આપવામાં-પવિત્રાત્મા ગ્રન્થકારે મણા રાખી નથી. તેમજ આત્મ-ધ્યાની સુસાધુઓની પણ નિંદા કરનારા ઉભરાઇ જતા નિંદાખોરો તરફ દૃષ્ટિ ફેંકતા તેઓના વર્તન અને જ્ઞાન ઉપર અફસોસીના બે આંસુડા મોક્ષાર્થી પુરૂષો-નાખે છે. આવી રીતે જેને જેમ ફાવે તેમ પ્રભુશ્રી-મહાવીરના શાસનની હેલના કરાવનારા જ્યાં ત્યાં નજરે પડે છે, શાસનદેવ પ્રતિ પ્રર્થના છે કે તેઓને સદ્‌બુદ્ધિ આપો.

ક્રિયાથી કંટાળો પામી પ્રમાદી બનેલા શુષ્ક અધ્યાત્મીઓએ ખાસ કરીને આ ગ્રન્થનો પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ, કે જેથી તેઓને ખબર પડે કે વ્યવહારની કેટલી આવશ્યકતા છે. વળી ક્રિયા કરતી વખતે તેનું જ્ઞાન હોવું આવશ્યક છે. જો જ્ઞાનપૂર્વક ક્રિયા કરવામાં આવે તો પૂર્ણભાવથી ક્રિયા થાય, માટે દરેક ક્રિયા કરતાં તેનો શો મર્મ છે તે જાણવું જરૂરી છે. જો કે આ પંચમ-કાળમાં સંપૂર્ણ જ્ઞાની અને ત્યાગી થવું અશકય છે, પણ આપણે જે પ્રવૃત્તિમાં છીએ તેમાં ધીરે ધીરે સુધારો થતો જાય તો જરૂર આપણે તે તે અંશે કર્મોથી મુક્ત થઈ શકીએ, અને મેળવીએ છીએ તે કરતાં વધારે લાભ મેળવી શકીએ.

પ્રતિમાપૂજનમાં હિંસા માનનારા સ્થાનકવાસીઓને આપેલા ઉપદેશ તરફ જો તટસ્થ બુદ્ધિથી સ્થાનકવાસી ભાઇઓ સૂક્ષ્મ દૃષ્ટિથી લાભાલાભનો વિચાર કરશે તો જરૂર તેઓને લાભ થશે.

આ બન્ને ગ્રન્થોને અતિ ઉપયોગી જાણી અહીંની શેઠ મોતીશાની ધર્મશાળાના મુનીમ શા. મોહનલાલભાઈ ગોવિંદજીના ધર્મપત્ની સૌભાગ્યવંતા શ્રાવિકા હરકોરે નિઃસ્વાર્થવૃત્તિથી છપાવેલ છે. એક સ્ત્રીજાતિ હોવા છતાં પોતાના સાંસારિક કાર્યોમાંથી થોડી ઘણી ફુરસદ મેળવી આવા સાહિત્યના ગ્રન્થો પ્રસિદ્ધ કરવાની તેમની ખંત ધડો લેવા જેવી છે. આ જમાનામાં ધન ખર્ચનાર કરતાં

સમયનો નિઃસ્વાર્થ ભોગ આપનાર વીરલા મળે છે. તેમની પ્રવૃત્તિ થોડા વરસથી આવા ઉપયોગી ગ્રન્થો છપાવવા તરફ આકર્ષાઈ છે જેને માટે ધન્યવાદ ઘટે છે.

મતિમંદતાથી મૂલ કર્તા અને બાલવબોધ કર્તાનો આશય ન સમજવાથી આગમ વિરૂદ્ધ લખાયું હોય, આગમના જે જે પાઠ આપ્યા છે તેઓનો અર્થ જિનાજ્ઞા વિરૂદ્ધ લખાઇ ગયો હોય, પ્રૂફને કાળજીથી વાંચવા છતાં નજર ચૂકથી અશુદ્ધિ રહી ગઇ હોય, અને પ્રેસના દોષથી માત્રાઓ ઉડી ગઈ હોય, અથવા અક્ષરો ઉલટ-પલટ થઈ ગયા હોય; તેનું મિથ્યાદુષ્કૃત યાચું છું.

પાલીતાણા.<br>સં. ૧૯૭૯<br>અસાડ શુદી ૧૦<br>સોમવાર.

લી. વિવેચન કર્તા--<br>સલોત અમૃતલાલ અમરચંદ.

# પ્રકાશિકાના બે બોલ.

આ બન્ને સ્તવનોની અંદર પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી મહારાજે આપણા જેવા મંદ બુદ્ધિવાળાનું હિત થાય તે માટે પોતાના અદ્ભુત જ્ઞાન વડે જે વિષયો ચર્ચ્યા છે તેનું યત્કિંચિત્ સ્વરૂપ આ ગ્રન્થની પ્રસ્તાવનામાં લખાંઇ ગયેલ છે, તથા અનુક્રમણિકા વાંચવાથી પણ જાણવામાં આવશે, જેથી તે વિષયમાં મારે વધારે લખવું તે નિરૂપયોગી જાણી લખતી નથી; પણ સજ્જન મહાશયો પ્રત્યે મારી નમ્ર વિનતિ છે કે- આને સ્તવનો જાણી ઉપર ઉપરથી વાંચી જવા કરતાં મનન પૂ-ર્વક જો પહેલેથી છેલ્લે સુધી બરાબર વાંચવામાં આવશે તો ઘણું જાણવાનું મળશે, તેઓનું રહસ્ય શું છે તે જણાશે, અને આ મારા બહોળા પરિશ્રમનું પ્રયોજન પણ સમજાશે. જો કે આ હુંડીનું સ્તવન તથા સવાસો ગાથાનું સ્તવન, એમ બન્ને સ્તવનો બીજાઓ તરફથી પ્રસિદ્ધ થઇ ગયાં છે, પણ તેઓનો અર્થ બા-ળજીવોને સહેલાઇથી સમજી શકાય તેવો ન હોવાથી આધુનિક ભાષામાં ઘણાજ વિસ્તાર પૂર્વક આ વિવેચન તૈયાર કરાવેલ છે, જે વાંચવાથી અનુભવ થશે. આ ગ્રન્થની અંદર મદદ ઘણી થોડી આવેલી હોવાથી, પ્રવચન સારોદ્ધારનું વેચાણ ઘણું થોડું થવાથી, અને ખર્ચ વધી જવાથી એટલે લગભગ તેરસો રૂપિયા ખર્ચ થવાથી તેની પડતર કિંમત કરતાં પોણા ભાગની કિંમત રાખવામાં આવી છે. વળી અમારા તરફથી હાલમાંજ **પ્રશ્નોત્તરી બોધમાલા** નામની બૂક બહાર પડેલી, તેની નકલો થોડી હોવાથી અને લો-કોની માગણી ઘણી હોવાથી તુરતમાં બીજી આવૃત્તિ છપાવવાની છે, આ પુસ્તકના વેચાણના પૈસા જે વધશે તે તેમાં નાખશું, માટેજ અમારે અલ્પ કિંમત રાખવાની જરૂર પડી છે. આ લાભ

લેવા સુજ્ઞ મહાશયોએ ચૂકવું નહિં, માત્ર પાંચસો નકલ હોવાથી વહેલા તે પહેલા, માટે જલદી મંગાવવા તસ્દી લેશો.

અમારા તરફથી બહાર પડેલા પુસ્તકો—

૧ ભવ વૈરાગ્ય શતક, ભાષાંતર સહ.
૨ જ્ઞાન પચ્ચીશી તથા પરમાનંદ પચ્ચીશી. ભાષાંતર સહ.
૩ શ્રી સીમંધર સ્વામીનું સવાસો ગાથાનું સ્તવન, વિવેચન સહ.
૪ ષષ્ટિ શતક, ભાષાંતર સહ.
૫ પ્રવચન સારોધ્ધાર, ભાગ પહેલો તથા બીજો, ભાષાંતર સહ.
૬ પ્રશ્નોત્તરી બોધમાલા.
૭ શ્રી ઉપયોગી લેખામલા.
૮ શ્રાવિકાના એકવીશ ગુણ તથા બાર વ્રતનો ગરબો.

જેમને પ્રવચન સારોદ્ધારનો પ્રથમ ભાગ આવી ગયો હોય તેમણે બીજો ભાગ કિંમતથી મંગાવી લઇ જરૂર લાભ લેવો, કારણ કે પહેલા ભાગ કરતાં બીજા ભાગમાં ઉપયોગી અમૂલ્ય વિષયોનો ઘણો સમાવેશ થયેલો છે, તેથી બીજા ભાગમાં જાણવાનું ઘણુંજ મળશે. વળી આ ગ્રન્થ સાઠ ફારમનો હોવા છતાં પર જીવોના હિતને માટે પડતર કિંમત કરતાં પણ ઓછી કિંમત એટલે માત્ર સવાચાર રૂપિયા કિંમત રાખવામાં આવેલ છે, વળી આની ઉપજ જ્ઞાનખાતામાં જવાની છે. જેને એકે ભાગ ન આવ્યો હોય તેણે બન્ને ભાગ સાડા સાત રૂપિયાથી મંગાવી લાભ લેવો. ભાષા એવી તો સહેલી છે કે વિના ગુરૂગમે પણ વાંચી શકાય તેવો છે. જેમને આગમનું જ્ઞાન ન હોય તેમને આગમનું રહસ્ય જણાવનાર આ ગ્રન્થ અતિ ઉપયોગી થઇ પડે તેવો છે. બાળજીવોને સહેલાઇથી જ્ઞાન મળી શકે અને આત્મબળ ખીલે તેને માટે અમારી પ્રવૃત્તિ છે, કારણ કે મારા જાતિ અનુભવથી કહેવું પડશે કે, દરેક ક્રિયામાં પ્રથમ ધૈર્યપૂર્વક આત્મબળની જરૂર છે, અને તે આત્મબળ પ્રાપ્ત કરવાનું નિમિત્ત સત્યજ્ઞાન છે, આ આત્માને દ્રવ્યાનુયોગનું જ્ઞાન જ્યાં સુધી

પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પોતાની અનાદિની ભૂલો ટળે નહિં, અને જ્યાં સુધી અનાદિની ભૂલો ટળે નહિં ત્યાં સુધી દરેક અનુષ્ઠાન સંપૂર્ણ ફળ આપવાવાળા થાય નહિં, માટે લક્ષ્મી જેવી તુચ્છ વસ્તુ ઉપર મોહ ન રાખતાં સ્વપરના હિતને માટે દ્રવ્યનો વ્યય કરી મનુષ્ય ભવનો લહાવો લેવો, અને જ્ઞાનપ્રાપ્તિને માટે સતત પ્રયત્ન કરવો ઉચિત છે. છેવટે આ ગ્રન્થરત્નમાં મદદ આપનારાઓનો ઉપકાર માની વિરમું છું. ઈત્યલં વિસ્તરેણ, દર્શનેન સિદ્ધિર્ભવતુ.

લી૦ સંઘ સેવિકા-હરકોર, પાલીતાણા.



# મદદ આપનાર સદ્ગૃહસ્થોના મુબારક નામ.

રૂપિયા.

૧૦૦ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી દર્શનશ્રીજીના સદુપદેશથી— સૌ૦ બેન સમરત, હરિલાલ વકીલના સુપુત્રી, અમદાવાદ.

૫૦ ગુરૂણીજી મહારાજ સાહેબ સાગરવાળા શ્રી લાભશ્રીજીના સદુપદેશથી.

૩૦ સ્વ૦ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી ગુલાબશ્રીજીના સદુપદેશથી.

૨૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી ગુલાબશ્રીજીના પ્રશિષ્યા ગુરૂણીજી શ્રી કમલશ્રીજીના સદુપદેશથી.

૨૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી અનોપશ્રીજીના સદુપદેશથી.

૨૫ સૌ૦ બેન સૂરજ, શેઠ મેરામદાસ ભાણજીના ધર્મપત્ની, ભાવનગર.

૨૫ બેન વેણી, શેઠ પ્રેમચંદ ત્રિભુવનદાસની વિધવા, ભાવનગર.

૨૫ સૌ૦ બેન ચંદન, શેઠ દામોદરદાસ ત્રિભુવનદાસના ધર્મપત્ની—ભાવનગર.

૨૫ બેન સરસ્વતી સોભાગ્યચંદ, સુરત.

૨૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી મંગલશ્રીજીના સદુપદેશથી —બાઈ સાંકળી, ડીસા.

૧૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી દર્શનશ્રીજીના સદુપદેશથી— બેન અજવાળી, શા તલકચંદ ગોબરના ધર્મપત્ની.

૧૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી દર્શનશ્રીજીના સદુપદેશથી— સૌ૦ બેન હરકોર, શા મોહનલાલ ગોવિંદજીના ધર્મપત્ની, પાલીતાણા.

૨૫ ગુરૂણીજી મહારાજ સાહેબ શ્રી દર્શનશ્રીજીના સદુપદેશથી— મહારાજા બહાદુરસિંહજીના ધર્મપત્ની, બાલુચર.

૪૧૦

# વિષયાનુક્રમણિકા

## ઢાળ પહેલી



## ઢાળ બીજી.

## ઢાળ ત્રીજી.



## ઢાળ ચોથી.

## ઢાળ પાંચમી



## ઢાળ છઠ્ઠી



## કલશ.

# श्रीसीमंधर स्वामीनी विनतिरूप सवासो गाथाना स्तवननी स्थूल विषयानुक्रमणिका–

પુસ્તક મંગાવનારે નીચેને સરનામે લખવું—

શા. મોહનલાલ ગોવિંદજીને ત્યાં,

હસ્તે બ્હેન હરકોર, ઠે. શેઠ મોતીશાની ધર્મશાળા

પાલીતાણા.

ॐ नमोऽर्हद्भ्यः । ऐँ नमः ।

श्रीमद् यशोविजयजी उपाध्याय विरचित-

# वीरस्तुतिरूप हुंडीनुं स्तवन.

## अर्थ तथा विवेचन सह.

પ્રથમ અર્થકર્તા ઇષ્ટદેવને નમસ્કારરૂપ મંગલાચરણ કરે છે—

प्रणम्य श्रीमहावीरं, शंकरं शिवसौख्यदम् ।
धीरं वीरं प्रकुर्वेऽहं, श्रीवीरस्तववार्तिकम् ॥ १ ॥

શાંતિને કરનારા, શિવસુખ આપનારા, ધૈર્યવંત, રાગ–દ્વેષાદિ આંતરિક શત્રુઓનો નાશ કરનારા એવા ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર પ્રભુને નમસ્કાર કરીને શ્રીમહાવીર પ્રભુના સ્તવનનો અર્થ કરું છું.

પ્રત્યેક શાસ્ત્રના આરંભમાં શિષ્ટપુરૂષો વિઘ્નોના વિનાશરૂપ કલ્યાણની ઇચ્છાથી મંગલાચરણ કરે છે. જો કે ગ્રંથકારે કાય અને મનથી પણ કરેલો નમસ્કાર સકલ વિઘ્નોનો નાશ કરે, અને તેથી આરંભેલો ગ્રંથ નિર્વિઘ્ને સંપૂર્ણ થાય, તો પણ ગ્રન્થને વાંચનારા તથા સાંભળનારાઓ પણ સકલ વિઘ્નસમૂહના વિનાશ માટે

અભીષ્ટ પૂજનિકની સ્તુતિ કરીનેજ પ્રવૃત્તિ કરે, એ હેતુથી શાસ્ત્રને વાંચનારા તથા સાંભળનારાઓને અભીષ્ટ પૂજનિકની સ્તુતિવિષયક બુદ્ધિ કરવાને માટે ગ્રંથની આદિમાં અભીષ્ટ પૂજનિકની સ્તુતિરૂપ મંગલ કરવું જોઇએ. ગ્રન્થના પઠન–પાઠન માટે વિચક્ષણ અને ડાહ્યા પુરૂષો પ્રવૃત્તિ કરે, એ માટે ગ્રન્થનું અભિધેય એટલે કયા કયા વિષયો ચર્ચવાના છે તે અવશ્ય કહેવું જોઇએ.

વળી પ્રયોજન વિના મંદ પુરૂષ પણ પ્રવૃત્તિ કરતો નથી, તો પછી બુદ્ધિમાન્ પુરૂષો કેમ પ્રવૃત્તિ કરે ? માટે શાસ્ત્રના આરંભમાં પ્રયોજન પણ બતાવવું જોઇએ. પ્રયોજન બતાવવા છતાં સંબંધ વિનાનું શાસ્ત્ર નકામું છે, કારણ કે, સ્વમતિકલ્પનાથી કલ્પિત શાસ્ત્રમાં ડાહ્યા માણસો પ્રવૃત્તિ કરતા નથી, માટે પરંપરાએ સર્વજ્ઞમૂલક આ ગ્રંથ છે, એમ જણાવવાને માટે ગ્રંથની આદિમાં ગુરૂપરંપરારૂપ સંબંધ પણ કહેવો જોઇએ. એટલે કે, સર્વજ્ઞપ્રભુએ બતાવેલા પદાર્થો, જે ગુરૂપરંપરાથી ચાલ્યા આવ્યા છે, તેઓનુંજ આ ગ્રંથમાં નિરૂપણ છે, પણ આ ગ્રંથમાં સ્વમતિકલ્પિત એક પણ બાબત નથી, એમ બતાવવું જોઈએ. વળી સંબંધ કહેવા છતાં તેનો અધિકારી બતાવવો આવશ્યક છે, કારણ કે અધિકાર વિનાનો માણસ ગ્રંથનો આરંભ કરે તો તેનો પ્રયાસ નિષ્ફળ થાય છે, માટે ગ્રંથની આદિમાં અધિકારી પણ બતાવવો જોઇએ. ઉપર જણાવેલા કારણોથી ગ્રંથકાર આરંભમાં અભીષ્ટ પૂજનિકને નમસ્કારરૂપ મંગલાચરણ કરીને; અભિધેય, પ્રયોજન, સંબંધ અને અધિકારી, એ ચારે અનુબંધો સૂચવે છે—

# ઢાળ પહેલી.

—:+:*.—

भविका सिद्धचक्र पद वंदो, ए देशी ॥

प्रणमी श्रीगुरुना पयपंकज। थुणशुं वीर जिणंद ॥
ठवणनिक्षेप प्रमाण पंचांगी। परखी लहुं आणंद रे॥
जिनजी, तुज आणा शिर वहीए।
तुज शासन नय शुद्ध प्ररूपण। गुणथी शिवसुख लहीएरे॥
जिनजी, तुज आणा० ॥ १ ॥

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ લક્ષ્મી યુક્ત એવા ગુરૂ-મહારાજના ચરણકમલને નમસ્કાર કરીને શ્રી મહાવીર જિનેન્દ્રનું સ્તવન કરશું. હે પ્રભો ! સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા અને ચૂર્ણિ એ પંચાંગીના પ્રમાણથી સ્થાપના નિક્ષેપાની પરીક્ષા કરી હું આનંદ પામું છું. હે જિનેન્દ્ર ! તમારી આજ્ઞાને મસ્તકે ચડાવીએ છીએ. હે ભગવન્ ! તમારી આજ્ઞાની નીતિને શુદ્ધ પ્રરૂપવા-રૂપ ગુણથી મોક્ષસુખ મેળવીએ.

અહીં "જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ લક્ષ્મી યુક્ત એવા ગુરૂ મહારાજના ચરણ કમલને નમસ્કાર કરીને" એ વાક્યથી ગ્રન્થકારે અભીષ્ટ પૂજનિકની સ્તુતિરૂપ મંગલ કર્યું.

"શ્રીમહાવીર પ્રભુનું સ્તવન કરશું" એ વાકયથી, અને "પંચાંગીના પ્રમાણથી સ્થાપના નિક્ષેપાની પરીક્ષા કરીને હું આનંદ પામું છું" એ વાક્યથી અભિધેય એટલે આ ગ્રન્થમાં શું વિષય ચર્ચાવાનો છે તે બતાવ્યું. એટલે કે—સ્થાનકવાસીઓ

જિનેન્દ્રની પ્રતિમાને માનતા નથી, તે પ્રતિમાની સિદ્ધિને માટે શ્રીમહાવીર પ્રભુના સ્તવન ગર્ભિત સ્થાપના નિક્ષેપાની સિદ્ધિ કરવી એજ આ ગ્રન્થનો ઉદ્દેશ છે.

પ્રયોજન બે પ્રકારનાં હોય છે—ગ્રન્થના બનાવનારનું પ્રયો-જન, અને ગ્રન્થના શ્રોતા અથવા વાંચનારાઓનું પ્રયોજન. તે બન્ને પ્રયોજનના બબ્બે ભેદ છે—અનંતર પ્રયોજન અને પરંપરા પ્રયોજન. ગ્રન્થકારને ગ્રન્થ બનાવવાનું અનંતર પ્રયોજન એ છે કે—પંચાંગીના પ્રમાણથી જિનેન્દ્રપ્રતિમાની સિદ્ધિ કરી, શુદ્ધ પ્રરૂપણાથી પ્રાણીઓના અજ્ઞાનને દૂર કરી, પ્રાણીઓ ઉપર ઉપ-કાર કરવો. તે અનંતર પ્રયોજન ગ્રંથકારે "આનંદ પામું" એ પદથી સૂચવ્યું. કારણ કે—ગ્રંથ કરવાથી પરોપકાર થયો, અને તેથી પોતાને આનંદ થયો. ગ્રંથકારને પરંપરા પ્રયોજન મોક્ષપદની પ્રાપ્તિ છે, કારણ કે—પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાને પ્રવર્તેલો પુરૂષ ક્રમે ક્રમે આત્માના શુભ અધ્યવસાય વધતાં સ્વર્ગપ્રાપ્ત્યાદિ પરંપરાએ મોક્ષને અવશ્ય મેળવે છે. ગ્રંથના શ્રોતાઓ અથવા વાંચનારાઓને અનંતર પ્રયોજન એ છે કે—આ ગ્રંથથી સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિ જાણવી. તેઓને પરંપરા પ્રયોજન મોક્ષપદની પ્રાપ્તિ છે; કારણ કે—તેઓ આ ગ્રંથ વાંચી સ્થાપનાનિક્ષેપાને યોગ્ય જાણી, જિનેન્દ્રની પ્રતિમાને જિનેન્દ્ર તુલ્ય માની, તે ઉપર પોતાનો ભક્ત્યુલ્લાસ દિવસે દિવસે વધા-રશે, અને પ્રતિદિન ભકિતમાં તલ્લીન રહી સંસારથી વૈરાગ્ય પામે, અને તેથી અનંત સુખ સ્વરૂપ મોક્ષપદની પ્રાપ્તિ માટે નિરંતર પ્રયાસ કરે. ક્રમે ક્રમે આત્માના શુભ પરિણામ વધતાં પરંપરાએ મોક્ષ પામે.

સંબંધ બે પ્રકારનો છે, ઉપાય–ઉપેય સંબંધ, અને ગુરૂપરંપરા સંબંધ. સ્થાપના નિક્ષેપાની સિદ્ધિ માટે આ ગ્રંથ ઉપાય છે, અને આ ગ્રંથમાં પ્રરૂપેલ સ્થાપનાનિક્ષેપાનું જ્ઞાન તથા મોક્ષ ઉપેય છે; એટલે ગ્રહણ કરવા યોગ્ય છે. ગુરૂપરંપરા સંબંધ આવી રીતે સમજવો–ભગવાન્ શ્રીમન્મહાવીરે પર્ષદામાં સ્થાપનાનિક્ષેપો અર્થથી જણાવ્યો. ને સ્થાપનાનિક્ષેપાને ગણધર શ્રીસુધર્મસ્વામીએ સૂત્રથી ગુંથ્યો. તે સ્થાપનાનિક્ષેપો ભિન્ન ભિન્ન આચાર્યો દ્વારા પોતપોતાના ગ્રંથોમાં વિસ્તારથી રચાતો અને ભવ્ય પ્રાણીઓને ઉપદેશાતો આધુનિક કાળ સુધી ચાલ્યો આવે છે. તે સ્થાપનાનિક્ષેપાને આધુનિક સમયના મંદ બુદ્ધિવાળાઓને બોધ થવા માટે હું ( યશોવિજય ઉપાધ્યાય ) પ્રરૂપું છું. આ પ્રમાણે આ શાસ્ત્ર અર્થને આશ્રીને સર્વજ્ઞમૂલક છે, પણ હું કાંઇ સ્વમતિ કલ્પિત નવું રચતો નથી. માટે નિર્મળ બુદ્ધિવાળા શ્રદ્ધાવાન્ ભવ્ય પ્રાણીઓને આ શાસ્ત્ર ગ્રહણ કરવા યોગ્ય છે. આ પ્રમાણે ગુરૂપરંપરા સંબંધ સમજવો.

આ ગ્રંથમાં સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિ કરી છે, તેથી સ્થાપનાનિક્ષેપાનું જ્ઞાન કરવાની ઈચ્છાવાળા આ ગ્રંથના અધિકારી છે. સ્થાનકવાસીઓ મુગ્ધ લોકોને ભોળવી સમજાવે છે કે–"દયા એ ધર્મ કે હિંસા એ ધર્મ ? પ્રતિમા દેરાસર વિગેરે કરાવવામાં આરંભ સમારંભને લીધે હિંસા થવાથી પાપ થાય છે, માટે તે ન કરવું જોઈએ." પણ તેઓ સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરતા નથી કે–જિનમંદિર જિનપ્રતિમા વિગેરે દેખવાથી ભવ્ય પ્રાણીઓને ગુણનો અનુરાગ થાય છે. ગુણનો અનુરાગ થવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, આર્હંત પ્રતિમાની પૂજા અને સત્કાર દેખી મન

પ્રસન્ન થાય છે, ક્રમે ક્રમે સંસારની આસક્તિ ઓછી થઇ સંસારથી વૈરાગ્ય પામી ચારિત્ર મેળવે છે, અને ક્રમે મોક્ષસુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે. થોડા સાવદ્યથી પણ પુણ્ય કેટલું વધે છે ! ભવ્ય પ્રાણીઓને ભાવોલ્લાસનું તે સાધન છે, અને તેથીજ પ્રભુની આજ્ઞા છે કે–સ્થાપનાનિક્ષેપો માન્ય છે. આ પ્રમાણે સ્થાનકવાસીઓને ઉત્તર આપવાને–"હે ભગવન્! તમારી આજ્ઞાને મસ્તકે વહીએ છીએ–તમારી આજ્ઞા એજ પ્રમાણ છે, તેને અમે શિરોવંદનીય માનીએ છીએ" એ વાક્ય કહ્યું છે. સ્થાનકવાસીઓને પૂછવું જોઇએ કે–દયા એ ધર્મ કે આજ્ઞા એ ધર્મ ? પ્રભુની આજ્ઞાનો લોપ કરવો એ મહા પાપ છે, એમ જણાવવાને પ્રભુની આજ્ઞાને શિરોવંદનીય કહી છે. હાંસલ ટોટાનો વિચાર કર્યા વિના "દયા દયા" પોકાર્યા કરવું એ વિચારકનું કર્ત્તવ્ય નથી. આપણી ફરજ છે કે–પ્રભુએ કઇ અપેક્ષાએ શું ફરમાવ્યું છે તે વિચારવું.

ગ્રંથકાર શ્રીમહાવીર જિનેંદ્રનું સ્તવન કરવાનો આરંભ કરે છે, તેથી "શ્રીમહાવીર જિનેંદ્રનું સ્તવન કરૂં છું." એ પ્રમાણે વર્તમાન કાળનો પ્રયોગ કરવો જોઇએ. છતાં "શ્રીમહાવીર જિનેંદ્રનું સ્તવન કરશું." એ પ્રમાણે ભવિષ્ય કાળનો પ્રયોગ કેમ કર્યો ? એવી શંકા ઉદ્ભવવી સ્વાભાવિક છે. તેના ઉત્તરમાં જણાવવાનું કે–"જિનેંદ્ર શ્રીમહાવીરનું યથાર્થ સ્તવન મોટા મોટા યોગીઓ પણ કરવાને અસમર્થ છે, તો પછી મારી તે શી ગુંજાશ ? કારણ કે–પ્રભુના યથાર્થ ગુણોને વિચારમાં લાવી વાણીમાં લાવવા એ કાંઇ જેવી તેવી વાત નથી, છતાં સ્તવન કરવામાં મારી અડગ શ્રદ્ધા એજ અસાધારણ કારણ છે" એમ માનતા છતા ગ્રંથકાર ભવિષ્ય કાળનો પ્રયોગ કરી સૂચવે છે કે–"શ્રીમહાવીર

પ્રભુનું સ્તવન કરવાનો યત્ન કરવો એજ મારે આધીન છે, પણ ભગવાનના ગુણોનું યથાર્થ સ્તવન કરવામાં ફત્તેહ મેળવવી એ મારે આધીન નથી " એમ સૂચવવાને ભવિષ્યકાળનો પ્રયોગ કર્યો છે. ॥ ૧ ॥

સ્થાપનનિક્ષેપાની સિદ્ધિ કરવા માટે સિદ્ધાંતની શાખ દેખાડવી જોઇએ. સ્થાનકવાસીઓ જિનેદ્રની પ્રતિમા માનતા નથી. આ ગ્રન્થનો મુખ્ય ઉદ્દેશ પ્રતિમાની સિદ્ધિ છે. જો સ્થાપના-નિક્ષેપાની સિદ્ધિ થાય તોજ પ્રતિમાની સિદ્ધિ થાય. સ્થાનક-વાસીઓ બત્રીશજ* સૂત્ર માને છે. તેઓ કહે છે કે—"બત્રીશ સૂત્રને આધારે સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિ થઇ શકતી નથી." પ્રખરબુદ્ધિ ગ્રંથકાર તેજ કહેવાય કે જે—સામાપક્ષે માન્ય કરેલા ગ્રંથોને આધારે પણ પોતાનો પક્ષ કબૂલ કરાવે. અને તેથીજ ગ્રંથકાર સ્થાનકવાસીઓએ માનેલા બત્રીશ સૂત્રોને આધારેજ પ્રતિમાની સિદ્ધિ કરી બતાવી આપે છે કે—તમોએ માનેલા સૂત્રોમાં પણ સ્થાપનાનિક્ષેપાને માન્ય રાખ્યો છે. આ પ્રમાણે સ્થાપના-નિક્ષેપાની સિદ્ધિ કરવા માટે તેઓએ માન્ય કરેલા સૂત્રોની શાખ દેખાડે છે.

બત્રીશ સૂત્રોમાં અનુયોગદ્વાર અને સ્થાનાંગસૂત્ર પણ છે, તે બન્ને સૂત્રની શાખ દેખાડતા ગ્રંથકાર સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિ કરે છે—

* અગીયાર અંગ, બાર ઉપાંગ, નંદીસૂત્ર, અનુયોગદ્વારસૂત્ર, દશ-વૈકાલિકસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, નિશીથસૂત્ર, બૃહત્કલ્પસૂત્ર, વ્યવ-હારસૂત્ર, દશાશ્રુતસ્કંધ, અને આવશ્યક, એ બત્રીશસૂત્ર સ્થાનક વાસીઓ માને છે.

**श्रीअनुयोगदुवारे भाष्या। चार निक्षेपा सार॥**
**चार सत्य दश सत्या भाष्या। ठाणांगे निरधार रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥२॥**

શ્રીઅનુયોગદ્વાર સૂત્રમાં ચાર નિક્ષેપા સાર એટલે પ્રધાન-પણે કહ્યા છે. વળી સ્થાનાંગ સૂત્રમાં પણ ચાર પ્રકારના સત્ય અને દસ પ્રકારના સત્ય નિશ્ચયપણે કહ્યા છે.

શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં ચાર નિક્ષેપા પ્રધાનપણે કહ્યા છે, એટલે–નિક્ષેપા તો ઘણા થઇ શકે છે, પણ જો વધારે નિક્ષેપાનું જ્ઞાન ન હોય તો પણ ચાર નિક્ષેપા તો અવશ્ય કરવા. શ્રી અનુ-યોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે–

जत्थ[1] य जं जाणेज्जा, निक्खेवं निक्खिवे निरवसेसं।
जत्थवि य न जाणेज्जा, चउक्कगं निक्खिवे तत्थ." ॥ १ ॥

" જીવ વિગેરે જે વસ્તુમાં જે નિક્ષેપાને જાણે તે વસ્તુમાં તે સમગ્ર નિક્ષેપાનું નિરૂપણ કરવું જોઇએ. પણ જે વસ્તુમાં નિક્ષેપાંના સમગ્ર ભેદનું જ્ઞાન ન હોય તે વસ્તુમાં પણ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપાનું તો નિરૂપણ કરવું. તાત્પર્ય કે–જે વસ્તુમાં નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ વિગેરે નિક્ષેપાનું જ્ઞાન હોય ત્યાં તે સર્વ નિક્ષેપાથી વસ્તુનું પ્રરૂ-પણ કરવું. પણ જ્યાં સર્વ ભેદનું જ્ઞાન ન હોય ત્યાં પણ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપાથી તો અવશ્ય વસ્તુનું ચિંતવન કરવું, કારણ કે–એ ચાર નિક્ષેપા સર્વ વ્યાપક છે; જગ-તમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે જેમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ નિક્ષેપા ન હોય."

૧ જુઓ અનુયોગદ્વાર સૂત્ર (આગમોદય સમિતિ) પાનું દસમું.

વળી સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિમાટે સ્થાનાંગસૂત્રની શાખ આપે છે. સ્થાનાંગસૂત્રમાં ચોથે સ્થાનકે ચાર પ્રકારના સત્ય કહ્યા છે—

"*चउव्विहे सच्चे पण्णत्ते, तं जहा—णामसच्चे ठवणसच्चे दव्वसच्चे भावसच्चे" ।

"ચાર પ્રકારના સત્ય પ્રરૂપ્યા છે, તે જેવી રીતે—સત્ય એવું કોઇનું નામ હોય તે નામસત્ય, સત્યની સ્થાપના કરી હોય તે સ્થાપનાસત્ય, ઉપયોગરહિત પ્રાણીનું સત્ય તે દ્રવ્યસત્ય, અને ઉપયોગવાળા પ્રાણીનું સત્ય તે ભાવસત્ય."

આમાં સ્થાપનાસત્યને પણ માન્ય રાખ્યું છે. વળી સ્થાપનાની સિદ્ધિને માટે સ્થાનાંગસૂત્રની બીજી શાખ આપે છે. સ્થાનાંગસૂત્રમાં દસમે સ્થાનકે કહ્યું છે કે—

"†दसविहे सच्चे पण्णत्ते, तं जहा—
[1]जणवय [2]सम्मय [3]ठवणा, [4]नामे [5]रूवे [6]पडुच्चसच्चे य ।
[7]ववहार [8]भाव [9]जोगे, दसमे [10]ओवम्मसच्चे य" ॥१॥

"સત્ એટલે પ્રાણીઓ પદાર્થો અથવા મુનિઓ, તેઓને હિતકર તે સત્ય. સત્ય દસ પ્રકારનું પ્રરૂપ્યું છે. તે જેવી રીતે—જે દેશને વિષે જે શબ્દ જે અર્થમાં રૂઢ થયેલો હોય તે શબ્દ બીજા દેશમાં પણ તેજ અર્થમાં વાપરવામાં આવે તો તે જનપદસત્ય કહેવાય. જેમ કોંકણ દેશમાં દૂધને પિચ્ચ કહે છે, પાણીને ઉદક કહે છે, તે શબ્દ બીજા દેશમાં પણ કોઈ વાપરે તો તે જનપદસત્ય કહેવાય. ૧

*જુઓ સ્થાનાંગસૂત્ર, (આગમોદય સમિતિ) ચતુર્થસ્થાનક, દ્વિતીયઉદ્દેશ, સૂત્ર ૩૦૮ મું, પત્ર ૨૩૩ મું. †જુઓ સ્થાનાંગસૂત્ર, દસમું સ્થાનક, તૃતીયઉદ્દેશ, સૂત્ર ૭૪૧ મું, પત્ર ૪૮૯ મું.

" કુમુદ[1] વિગેરે પણ પંક એટલે કીચ્ચડમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ આબાલ—ગોપાલ દરેક મનુષ્યોએ [2]અરવિંદનેજ પંકજ શબ્દથી સમ્મત ગણ્યું છે. તેથી પંકજ શબ્દ અરવિંદમાં-જ વપરાય, કુમુદ વિગેરેમાં ન વપરાય, તે સમ્મતસત્ય કહેવાય. પંકજ શબ્દને કુમુદ અર્થમાં વાપરીએ તો અસત્ય કહેવાય, કારણ કે—તે અર્થમાં પંકજ શબ્દ અસમ્મત છે. ૨

"પાષાણ વિગેરેથી બનાવેલી તીર્થંકરાદિની પ્રતિમાની તીર્થં-કરાદિપણાની બુદ્ધિથી સ્થાપના કરેલી હોય, તે વિષયમાં જે સત્ય, તે સ્થાપનાસત્ય કહેવાય. જેમ જિનેન્દ્રની પ્રતિમા હોય તે જિનેન્દ્ર નથી, છતાં 'આ જિનેન્દ્ર પ્રભુ છે' એવી બુદ્ધિ થાય છે. આચાર્યની પ્રતિમા હોય તે આચાર્ય નથી, છતાં ' આ આ-ચાર્ય છે' એવી બુદ્ધિ થાય છે, તે સ્થાપનાસત્ય સમજવું. ૩

"નામ પ્રમાણે ગુણ ન હોય, છતાં તેને તે નામથી બોલા-વાય છે, તે નામસત્ય. જેમ કુલવર્ધન કોઇનું નામ હોય, તે ભલે કુલની વૃદ્ધિ કરનારો ન હોય, છતાં તેને કુલવર્ધન નામથીજ બોલાવાય છે. ધનવર્ધન કોઇનું નામ હોય, તે ભલે દરિદ્ર હોય, છતાં તેને ધનવર્ધન નામથી બોલાવાય છે. શાંતિલાલ કોઇનું નામ હોય, તે ભલે ક્રોધી હોય, છતાં તેને શાંતિલાલ નામથીજ બોલાવાય છે, તે નામસત્ય સમજવું. ૪

" કોઈ ગુણ રહિત હોય, છતાં નિશાનીમાત્રથી તેને તે રૂપે ઓળખીએ તે રૂપસત્ય. જેમ કોઇ સાધુ કપટી હોય, વ્રત—પચ્ચકખાણ ન કરતો હોય, સાધુના ગુણથી ભ્રષ્ટ હોય, છતાં

૧ રાત્રે ચંદ્રમાની ચાંદનીથી ખીલતું. ૨ દિવસે સૂર્યના કિરણોથી ખીલતું કમળ.

સાધુનાં ચિહ્ન ધારણ કરેલ હોય તો તેને સાધુ કહેવાય છે, તે રૂપસત્ય સમજવું. ૫

"બીજી વસ્તુ આશ્રીને જે સત્ય તે પ્રતીત્યસત્ય કહેવાય. જેમ અનામિકા આંગળીને 'મોટી' કહીએ તો તે 'સાચું' છે. કારણ કે-તે છેલ્લી આંગળીની અપેક્ષાએ મોટી છે. વળી એજ આંગળીને 'નાની' કહીએ તો તે પણ સાચું છે, કારણ કે, તે વચલી આંગળીની અપેક્ષાએ નાની છે. ૬

"વ્યવહારથી જે સત્ય તે વ્યવહારસત્ય કહેવાય. જેમ ડુંગર ઉપર ઉગેલું ઘાસ બળી રહ્યું હોય, છતાં 'ડુંગર બળે છે' એમ બોલાય છે. ઘડામાં ભરેલું પાણી ઝરતું હોય, છતાં 'ઘડો ઝરે છે' એમ લોકવ્યવહારમાં બોલાય છે, તે વ્યવહારસત્ય સમજવું. ૭

"વર્ણાદિ ભાવ આશ્રીને જે સત્ય તે ભાવસત્ય. જેમ બગલો સફેદ છે, ભમરો કાળો છે. જો કે બગલામાં તથા ભમરામાં બીજા પણ વર્ણ છે, છતાં સફેદ અને કાળા વર્ણની અધિકતા હોવાથી 'બગલો સફેદ છે, ભમરો કાળો છે' એ પ્રમાણે બોલાય છે, તે ભાવસત્ય સમજવું. ૮

"કોઇ પદાર્થના યોગથી એટલે સંબંધથી જે સત્ય તે યોગસત્ય કહેવાય. જેમ દંડના યોગથી દંડી કહેવાય, છત્રના યોગથી છત્રી કહેવાય. ૯

"ઉપમાવડે જે સત્ય તે ઉપમાસત્ય કહેવાય. જેમ વિશાળ સરોવરને 'આ સરોવર દરિયો છે' સિંહ જેવા શૂરવીરને 'આ સિંહ છે' એ પ્રમાણે બોલાય છે, તે ઉપમાસત્ય સમજવું. ૧૦".

અહીં ગ્રંથકારને કહેવાનું તાત્પર્ય એ છે કે-સ્થાનકવાઃ

સીઓએ પણ માન્ય કરેલ અનુયોગદ્વારસૂત્રમાં તથા સ્થાનાંગ-સૂત્રમાં ઉપર બતાવ્યા મુજબ સ્થાપનાનિક્ષેપો માનેલો છે, અને તેથી જિનેન્દ્રની પ્રતિમા માનવી જોઈએ. ॥ ૨ ॥

ઉપરની ગાથામાં સ્થાપના સાચી છે એમ સામાન્ય પ્રકારે કહ્યું. હવે વીતરાગ ચારે નિક્ષેપે સાચા છે તે દેખાડે છે—

**जास ध्यान किरियामांहि आवे। तेह सत्य करी जाणुं॥**
**श्रीआवश्यक सूत्र प्रमाणे। विगते तेह वखाणुं रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए॥३॥**

જે વીતરાગ જિનેન્દ્રનું ધ્યાન આવશ્યકની ક્રિયામાં આવે તેને હું સાચું કરીને માનું છું. કારણ કે, આવશ્યકની કરણી ચારિત્રીયાની છે, માટે તે જે ક્રિયામાં બોલે તે સાચું બોલે તોજ ચારિત્ર રહે, અન્યથા ચારિત્ર વિરાધે. ભાષાસત્ય સાચું બોલતાં થાય છે તે વિચારવું જોઈએ. હવે શ્રીઆવશ્યક સૂત્રના પ્રમાણથી વિગતે એટલે વિસ્તારથી તે નામાદિક નિક્ષેપા સત્ય છે એમ બતાવું છું. ॥ ૩ ॥

**चोवीशत्थयमांहि निक्षेपा। नाम द्रव्य दोय भावुं॥**
**काउसग्ग आलावे ठवणा। भाव ते सघले लावुं रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए॥४॥**

ચોવીશત્થય એટલે ચોવીશ જિનની સ્તવનામાં નામ-નિક્ષેપાથી અને દ્રવ્યનિક્ષેપાથી નામજિનની અને દ્રવ્યજિનની ભાવના ભાવું છું. કાઉસગ્ગ આલાવામાં સ્થાપનાનિક્ષેપાથી સ્થાપનાજિનની ભાવના ભાવું છું: અને સમગ્ર આવશ્યકમાં ભાવનિક્ષેપાથી ભાવજિનની ભાવના લાવું છું.

ચોવીશ જિનની સ્તવના એટલે લોગસ્સ ઉજ્જોઅગરે એ સૂત્ર ઉચ્ચારતાં શ્રીઋષભદેવ વિગેરે ચોવીશ તીર્થંકરનાં નામ પ્રગટપણે આવે છે તે નામનિક્ષેપો જાણવો.

ચોવીશ જિનની સ્તવનામાં દ્રવ્યનિક્ષેપો એવી રીતે કે–ઋષભદેવાદિ તીર્થંકરના વારામાં જે કાળે જે તીર્થંકર વિચરતા તે ભાવતીર્થંકર જાણવા; પણ જે બીજા ત્રેવીશ તીર્થંકર વંદાણા તે દ્રવ્યનિક્ષેપે વંદાણા. અનુયોગદ્વારસૂત્રમાં કહ્યું છે કે–

"[1]भूतस्य भाविनो वा, भावस्य हि कारणं तु यल्लोके।
तद् द्रव्यं तत्त्वज्ञैः, सचेतना-ऽचेतनं कथितम्" ॥ १ ॥

"તત્ત્વજ્ઞ પુરૂષોએ સચેતન અથવા અચેતન તે દ્રવ્ય કહ્યું છે કે જે–જગત્માં ભૂતકાલીન અથવા ભવિષ્યકાલીન પર્યાયનું કારણ હોય. તાત્પર્ય કે, જે પ્રાણી પહેલાં સ્વર્ગમાં ઇંદ્રપણે થઇને હાલમાં મનુષ્યપણે પરિણમ્યો હોય, તે ભૂતકાલીન ઇન્દ્રપર્યાયનું કારણ હોવાથી અત્યારે પણ ઇન્દ્ર કહેવાય છે. જેમ કોઇ પહેલાં રાજાનો મંત્રી થયેલો હોય, પણ હાલમાં તે પદવીથી ભ્રષ્ટ થયો હોય, છતાં તેને મંત્રી શબ્દથી બોલાવાય છે. એવી રીતે કોઇ પ્રાણી ઇન્દ્રપણે ઉત્પન્ન થશે, તે ભવિષ્યકાલીન ઇન્દ્રપર્યાયનું કારણ હોવાથી અત્યારે પણ ઈન્દ્ર કહેવાય છે. જેમ અત્યારે યુવરાજ હોય, ભવિષ્યકાલમાં રાજા થવાનો હોય, તેને રાજા શબ્દથી બોલાવાય છે. આ સચેતનનું ઉદાહરણ આપ્યું. એવી રીતે કાષ્ઠ વિગેરે અચેતનનું પણ દ્રવ્યપણું પોતાની મેળે ભાવી લેવું."

જો કે–

[1] જુઓ અનુયોગદ્વારસૂત્ર (આગમોદય સમિતિ) પત્ર ૧૪ મું.

"[૧]जे अ अईआ सिद्धा, जे अ भविस्संतणागए काले।
संपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि " ॥ १ ॥

" જેઓ અતીતકાળે સિદ્ધ થયા, જેઓ ભવિષ્યકાળે સિદ્ધ થશે, અને વર્તમાન કાળે વિદ્યમાન એવા સર્વ (દ્રવ્યજિનો) ને હું ત્રિવિધે વંદન કરૂં છું."

આ ગાથામાં પણ જિનેન્દ્રોને દ્રવ્યનિક્ષેપે વંદન કર્યું છે, પણ એ ગાથા સ્થાનકવાસીઓ માનતા નહીં હોવાથી ગ્રન્થકારે દ્રવ્યનિક્ષેપાનું ઉદાહરણ ઉપર બતાવ્યા મુજબ ચોવીશ સ્તવનામાંજ આપ્યું છે.

કાઉસગ્ગ આલાવે એટલે-"अरिहंतचेइयाणं करेमि काउसग्गं, वंदणवत्तियाए, पूअणवत्तियाए-અરિહંતની પ્રતિમાને વંદન નિમિત્તે, પૂજન નિમિત્તે હું કાઉસગ્ગ કરૂં છું." આ આલાવામાં પ્રતિમાને વંદન નિમિત્તે તથા પૂજન નિમિત્તે કાઉસગ્ગ કર્યો છે, તેથી સ્થાપનાનિક્ષેપો આવ્યો. કારણ કે, પ્રતિમા સ્થાપના છે.

અહીં જો સ્થાનકવાસીઓ કહે કે, અમે अरिहंतचेइयाणंનો પાઠ માન્ય કરતા નથી, તો તેના ઉત્તરમાં જણાવવાનું કે-अरिहंतचेइयाणं એ કાઉસગ્ગ આલાવો છે, તે જો તમે નહીં માનો તો પાંચમું કાઉસગ્ગ નામનું આવશ્યક કેમ થશે ? વળી આવશ્યકસૂત્રની અંદર પણ એ પાઠ છે, તે કેમ ઓળવાય ? છતાં જે તે ઓળવે તેને માથે આજ્ઞાભંગનો દોષ લાગે. જો કે અત્યારે સ્થાનકવાસીઓ अरिहंतचेइयाणंનો પાઠ માનતા નથી, પણ ઉપાધ્યાયજી મહારાજે આ ગાથામાં કાઉસગ્ગ આલાવાને આશ્રીને સ્થાપના નિક્ષેપો સિદ્ધ કરેલો હોવાથી અનુમાન થાય છે કે-

૧ નમુત્થુણં અથવા શક્રસ્તવની દસમી ગાથા.

ઉપાધ્યાયજીના સમયમાં સ્થાનકવાસીઓ अरिहंतचेइयाणंનો પાઠ માનતા હોવા જોઇએ. જો પૂર્વે ન માનતા હોત તો તેની શાખ આ ગાથામાં કેમ આપે ? આવી રીતે ત્રીજો દ્રવ્યનિક્ષેપો આવશ્યકની ક્રિયામાં આવ્યો.

ચોથો ભાવનિક્ષેપો જે તીર્થંકરના કેવલજ્ઞાનાદિ ગુણરૂપ છે, તે તો સર્વત્ર ધ્યાનદ્વારા ક્રિયાસમાપ્તિ યાવત્ હૃદયમાં લાવું છું. ॥૪॥

ઉપરની ગાથામાં ચાર નિક્ષેપા આવશ્યકક્રિયામાં દેખાડ્યા. હવે સ્થાનકવાસીઓ કદાચ એમ કહે કે—"અમે આવશ્યકને માનનીય ગણીએ છીએ, પણ અત્યારે જે આવશ્યક ઉપલબ્ધ છે તે નહીં, ખરૂં આવશ્યક તો મળતું નથી." તેના ઉત્તરમાં જણાવવાનું કે—"અત્યારે જે આવશ્યક ઉપલબ્ધ છે તે ખરૂં આવશ્યક નથી એ નિર્ણય કેવી રીતે કર્યો ?. કેવલીભગવંત વિના એમ કેવી રીતે કહી શકાય કે, ખરૂં આવશ્યક ઉપલબ્ધ નથી ?" કદાચ સ્થાનકવાસીઓ કહે કે—"કેવલી ભગવંતની હયાતી વિના તમોને કોણે કહ્યું કે ઉપલબ્ધ આવશ્યક છે તેજ ખરૂં આવશ્યક છે ?" તેના ઉત્તરમાં જણાવવાનું કે—અમે તો આગળ બતાવેલી ગાથાના પ્રમાણથી ઉપલબ્ધ આવશ્યકને ખરૂં આવશ્યક માનીએ છીએ. ગ્રન્થકાર આ બાબત સ્પષ્ટ કરી બતાવે છે—

**पुस्तक लिखित सकल जिम आगम । तिम आवश्यक एह ॥**
**भगवई नंदी साखे सम्मत । तेहमां नहीं संदेह रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ ५ ॥**

જેમ સકલ આગમ પુસ્તકલિખિત છે, તેમ આ આવશ્યક પણ પુસ્તક લિખિત મળે છે. વળી અત્યારે જે આવશ્યક ઉપલબ્ધ

છે તે ભગવતીસૂત્ર તથા નંદીસૂત્રની શાખે સંમત છે, એટલે તે બન્ને સૂત્રો આ આવશ્યકનેજ ખરૂં બતાવે છે. માટે અત્યારે ઉપલબ્ધ આવશ્યક છે તે ખરૂંજ છે, તેમાં કાંઈ પણ સંદેહ લાવવો નહીં.

જેમ ભગવતી વિગેરે સર્વ આગમો પુસ્તકલિખિત મળી આવે છે તેમને તમે માનનીય ગણો છો, તેમ આવશ્યક પણ પુસ્તકલિખિત મળી આવે છે, માટે તેને પણ માનનીય ગણવું જોઇએ. આવશ્યકને ભગવતીસૂત્રમાં માન્ય ગણ્યું છે. ભગવતીસૂત્રમાં કહ્યું છે કે—

"तं जहा आवस्सए"

એટલે 'તે જેમ આવશ્યકમાં કહ્યું છે.' વળી નંદીસૂત્રમાં જ્યાં સર્વ સૂત્રના નામ કહ્યા છે ત્યાં આવશ્યકનું નામ પણ પ્રગટ પણે કહ્યું છે. આવી રીતે બન્ને સૂત્રો આવશ્યકને માન્ય ગણતા હોવાથી જેમ અમે આવશ્યકને માન્ય ગણીએ છીએ તેમ તમારે પણ અવશ્ય માન્ય ગણવું જોઈએ. જો માન્ય નહીં ગણો તો ભગવતી અને નંદી એ બન્ને સૂત્રની વિરાધનાનું પાપ વહોરશો; માટે બુદ્ધિમાન્ પુરૂષે આવશ્યકમાં કાંઈ પણ સંદેહ લાવવો ન જોઇએ ॥ ૫-૫ ॥

કદાચ સ્થાનકવાસીઓ કહે કે—આવશ્યક સૂત્ર તો ઘરઘરનું જૂદું છે, એક નથી, તેમને ગ્રન્થકાર શીખામણ આપે છે—

सूत्र आवश्यक जे घरघरनुं । कहेशे ते अज्ञानी ।
पुस्तक अरथ परंपर आव्युं । माने तेहज ज्ञानी रे ॥
जिनजी, तुज आणा शिर वहीए ॥ ६॥

જે કોઇ 'આવશ્યકસૂત્ર ઘરઘરનું જૂદું છે' એમ કહે છે તેમને અજ્ઞાની સમજવા. પણ પુસ્તક અને તેના અર્થ પરંપરાથી ચાલ્યાજ આવે છે એમ જે માને તેમને જ્ઞાની સમજવા.

જે પુસ્તક અને તેના અર્થ જ્ઞાનીઓની પરંપરાએ ચાલ્યા આવે છે તે અવશ્ય માનવા જોઇએ, કારણ કે, પુસ્તક અને તેના અર્થ મોજુદ હોવા છતાં તેને અમાન્ય કેમ ગણાય ? અનુયોગ-દ્વાર સૂત્રમાં કહ્યું છે કે—

"[1]नोआगमओ दव्वसुयं जं पत्तय-पोत्थयलिहियं"

"નોઆગમથી દ્રવ્યશ્રુત તે કહેવાય કે જે પુસ્તક—પાનામાં લખેલું છે."

આવી રીતે આવશ્યક પુસ્તક જેમ પરંપરાએ ચાલ્યું આવે છે, તેમ તેનો છ આવશ્યકરૂપ અર્થ પણ પરંપરાએ ચાલ્યો આવે છે. આગમ ત્રણ પ્રકારના કહ્યા છે—

"सुत्तागमे, अत्थागमे, तदुभयागमे."

એટલે સૂત્રઆગમ, અર્થઆગમ અને સૂત્ર-અર્થ આગમ. વળી જે પરંપરાએ અવિચ્છિન્ન ચાલ્યું આવે તે માનવુંજ જોઇએ. એમાં પણ ત્રણ પ્રકારના આગમ કહ્યા છે—

"अत्तागमे, अनंतरागमे, परंपरागमे."

"આત્માગમ એટલે પોતાની મેળે જાણવું, અનંતરાગમ એટલે ગુરૂમહારાજ વિગેરે જે અનંતર જ્ઞાન આપનારા હોય તેમની પાસેથી જાણવું, તથા પરંપરાગમ એટલે જે પરંપરાએ ચાલ્યું આવતું હોય તે પરંપરાથી જાણવું." આવશ્યકસૂત્રનો અર્થ પરં-

૧ જુઓ અનુયોગદ્વારસૂત્ર પત્ર ૩૪ મું

પરાથી ચાલ્યો આવે છે, તેને ન માને તે ઉપરના પાઠની વિરાધના કરે છે. જે આગમોના પાઠ ઓળવે—માન્ય ન રાખે તે અજ્ઞાની કહેવાય, અને જે માન્ય રાખે તેજ જ્ઞાની કહેવાય. ॥ ૬ ॥

જેઓ એકલા ભાવનિક્ષેપાનેજ વંદનીય ગણે છે, દ્રવ્ય અને સ્થાપનાનિક્ષેપાને વંદનીય માનતા નથી, તેમને દ્રવ્ય અને સ્થાપનાનિક્ષેપો પણ વાંદવા યોગ્ય છે તે બતાવે છે—

**बंभी लिपी श्रीगणधरदेवे । प्रणमी भगवई आदे ॥**
**ज्ञान तणी ते ठवणा अथवा । द्रव्यश्रुत अविवादे रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥७॥**

શ્રીગણધર પ્રભુએ ભગવતીસૂત્રના પ્રારંભમાં બ્રાહ્મી લિપીને નમસ્કાર કર્યો છે. બ્રાહ્મી લિપી એ અક્ષરની સ્થાપના છે, વળી તે દ્રવ્યશ્રુત છે એમાં પણ વિવાદ નથી.

ગણધર પ્રભુ શ્રીસુધર્માસ્વામીએ ભગવતીસૂત્રની રચના કરતાં પ્રારંભમાંજ—

"[1]णमो बंभीए लिवीए"

"બ્રાહ્મી લિપીને નમસ્કાર હો" એ પ્રમાણે બ્રાહ્મી લિપીને નમસ્કાર કર્યો છે. લિપી એટલે પુસ્તકાદિમાં લખેલા અક્ષરો. તે લિપી અઢાર પ્રકારની હોવા છતાં ભગવંત શ્રીઋષભદેવે પોતાની બ્રાહ્મી નામની પુત્રીને શીખવેલી હોવાથી તેનું 'બ્રાહ્મી' એવું નામ પાડ્યું છે. કહ્યું છે કે—

**"लेहो[2] लिवीविहाणं, जिणेण बंभीए दाहिणकरेणं"**

---

૧ જુઓ ભગવતીસૂત્ર (આગમોદય સમિતિ) પત્ર પાંચમું.

૨ જુઓ ભગવતીસૂત્રની વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ટીકા, પત્ર પાંચમું.

"શ્રીઋષભદેવ જિનેન્દ્રે પોતાની પુત્રી બ્રાહ્મીને જમણે હ.થે લેખ એટલે લિપીવિધાન શીખવ્યું."

પુસ્તકાદિમાં લખેલા અક્ષરો એ જ્ઞાનની સ્થાપના છે. અનુયોગદ્વારસૂત્રમાં કહ્યું છે કે–

"[1]सब्भावठवणा वा असब्भावठवणा वा आवस्सएत्ति ठवणा ठविज्जइ, से तं ठवणावस्सयं."

"આવશ્યક ક્રિયાવાળા સાધુ સદ્‌ભાવ સ્થાપના વડે અથવા અસદ્‌ભાવ સ્થાપના વડે સ્થાપનારૂપ કરાય તે સ્થાપનાવશ્યક." તાત્પર્ય કે–આવશ્યક ક્રિયાવાળા સાધુનો આકાર કાષ્ઠાદિમાં કોતરી જે સ્થાપનારૂપ સ્થપાય તે સ્થાપનાવશ્યક. કાષ્ઠાદિમાં કોતરેલી જે આકાર વાળી સ્થાપના તે સદ્‌ભાવસ્થાપના, કારણકે, તેમાં સાધુનો આકાર રહેલો છે. અને અક્ષાદિમાં જે આકાર રહિત સ્થાપના તે અસદ્‌ભાવસ્થાપના, કારણ કે, તેમાં સાધુ વિગેરેનો આકાર હોતો નથી. આવી રીતે બ્રાહ્મીલિપી પણ જ્ઞાનની સ્થાપના છે.

વળી તે બ્રાહ્મીલિપીને દ્રવ્યશ્રુત પણ અવશ્ય માનવું જોઇએ, તેમાં કોઈ જાતનો વિવાદ નથી, કારણ કે– શ્રી અનુયોગદ્વારસૂત્રના ચોત્રીશમા પાનામાં સ્પષ્ટ કહ્યું છે કે—

" दव्वसुयं जं पत्तय–पोत्थयलिहियं "

"જે પુસ્તક–પાનામાં લખાયેલું છે તે દ્રવ્યશ્રુત છે." તાત્પર્ય કે–ગણધર શ્રીસુધર્માસ્વામીએ પણ જ્ઞાનના સ્થાપનાનિક્ષેપાને તથા દ્રવ્યનિક્ષેપાને વંદન કરેલું હોવાથી આપણને માનનીય છે, તો પછી શ્રીવીતરાગ પ્રભુનો સ્થાપનાનિક્ષેપો અને દ્રવ્યનિક્ષેપો વંદનીય કેમ ન માનવો ? ॥ ૭ ॥

[1] જુઓ અનુયોગદ્વાર સૂત્ર પત્ર ૧૨ મું.

આ ઠેકાણે કોઇ બ્રાહ્મીલિપીનો અર્થ મરડી સ્વમતિ કલ્પિત બીજો અર્થ કરે છે, તેને ગ્રંથકાર શિખામણ આપે છે—

**भेद अढारज बंभी लिपीना। समवायांगे दीठ ॥**
**शुद्ध अरथ मरडी भवबहुला। भमशे कुमति धीठ रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए॥८॥**

શ્રી સમવાયાંગસૂત્રની અંદર બ્રાહ્મીલિપીના અઢાર ભેદ દેખાડ્યા છે, અને તે બ્રાહ્મીલિપીને શ્રીગણધર પ્રભુએ ભગવતીસૂત્રના પ્રારંભમાં ચોકખી રીતે વંદન કરેલું છે. છતાં જે દુષ્ટ બુદ્ધિવાળા ધૃષ્ટ પુરૂષો તે શુદ્ધ અર્થને મરડી પોતાને મનગમતો બીજો અર્થ કરે છે તેઓ આ દુઃખમય સંસારમાં ઘણા ભવ ભટકશે.

શ્રીસમવાયાંગસૂત્રમાં બ્રાહ્મીલિપીના અઢાર ભેદ આવી રીતે દેખાડ્યા છે—

"बंभीए[1] णं लिवीए अट्ठारसविहे लेखविहाणे पण्णत्ते। तं जहा—बंभी जवणी लियादोसा ऊरिआ खरोट्ठिआ खरसाविआ पहाराइया उच्चत्तरिआ अक्खरपुट्ठिया भोगवयता वेणतिया णिण्हइया अंकलिवी गणिअलिवी गंधव्वलिवी भूयलिवी आदंसलिवी माहेसरीलिवी दामिलिवी बोलिंदिलिवी"

"આદીશ્વર પ્રભુની પુત્રી બ્રાહ્મી, અથવા સંસ્કૃત વિગેરે ભેદ યુક્ત જે વાણી તે બ્રાહ્મી, તેને આશ્રીને શ્રીઆદીશ્વર પ્રભુએ દેખાડેલી જે અક્ષર લખવાની રીતિ તે બ્રાહ્મીલિપી. તે બ્રાહ્મીલિપીને

૧ જુઓ સમવાયાંગસૂત્ર (આગમોદય સમિતિ) સૂત્ર ૧૮ મું, પત્ર ૩૫ મું.

લખવાના ભેદ અઢાર પ્રકારના પ્રરૂપ્યા છે, તે જેવી રીતે બ્રાહ્મી જવની વિગેરે."

આવી રીતે શ્રીસમવાયાંગસૂત્રની સાક્ષીએ પણ બ્રાહ્મીલિપી અક્ષરન્યાસરૂપ સિદ્ધ થાય છે, તેનો બીજો અર્થ કેમ થઈ શકે? છતાં જે ધીઠા અને કુબુદ્ધિ મનુષ્યો ગણધર અને શ્રીતીર્થંકરની પણ આજ્ઞાનો ભંગ નહીં ગણકારતાં શુદ્ધ અર્થને મરડી બીજો અર્થ કરે છે તેઓ ઘણો સંસાર રઝળશે, માટે સંસારભીરૂ ભવ્યાત્માઓએ શુદ્ધ અર્થને નહીં મરડવો જોઇએ ॥૮॥

અલ્પમતિ પુરૂષો બ્રાહ્મીલિપીનો શુદ્ધ અર્થ કેવી રીતે મરડે છે તે બતાવી ગ્રન્થકાર તેઓને ઉત્તર આપે છે–

**बंभीलिपी जो तेहनो करता। तो लेखक पण आवे॥**
**गुरु आणा विण अरथ करे जे। तेहनो बोल न भावे रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥९॥**

બ્રાહ્મીલિપી શબ્દથી જો બ્રાહ્મીલિપીનો કર્તા લઇએ તો તે બ્રાહ્મીલિપીનો લખવાવાળો પણ આવે. ગુરૂમહારાજની આજ્ઞા વિના પોતાને મનમાન્યો જે અર્થ કરે તેનો બોલ સારો લાગતો નથી.

સ્થાનકવાસીઓ કહે છે કે–"ભગવતીસૂત્રના પ્રારંભમાં ગણધર શ્રીસુધર્માસ્વામીએ 'णमो बंभीए लिवीए' એ પ્રમાણે જે વાક્ય ઉચ્ચાર્યું છે તેનો અર્થ–'બ્રાહ્મીલિપીને નમસ્કાર થાઓ' એ પ્રમાણે કરવાનો નથી, પણ 'બ્રાહ્મીલિપીના કર્તા જે શ્રીઆદીશ્વર પ્રભુ, તેમને નમસ્કાર થાઓ' એવો અર્થ કરવાનો છે. એટલે કે–શ્રીસુધર્માસ્વામીએ બ્રાહ્મીલિપીને નમસ્કાર કર્યો હોત તો જ્ઞાનનો સ્થાપનાનિક્ષેપો માન્ય થાત, પણ બ્રાહ્મીલિપીના કર્તા જે શ્રીઆ-

દીશ્વર પ્રભુ, તેમને નમસ્કાર કર્યો છે, તેથી તમોએ ઉપરની ગાથામાં કરેલી જ્ઞાનના સ્થાપનાનિક્ષેપાની સિદ્ધિ ઉડી ગઇ. જેમ કોઇ સૂતાર ઘરનાં બારણાં બનાવવા માટે લાકડું લેવા લાતીમાં જતો હતો, ત્યારે તેને કોઇએ પૂછ્યું કે–ભાઈ! શામાટે જાઓ છો ? સૂતારે કહ્યું કે– બારણા લેવા જાઉં છું. આ વાત સૂતારે અશુદ્ધ નૈગમનયની અપેક્ષાએ કહી છે. લાકડાને છોલી–ઘડી તૈયાર કર્યા પછી બારણાં કહેવાય, છતાં અશુદ્ધનૈગમનયની અપેક્ષાએ લાકડું લેવા જતાંજ 'બારણાં લેવા જાઉં છું' એમ કહ્યું. તેમ અહીં પણ ગણધર શ્રીસુધર્માસ્વામીએ અશુદ્ધ નૈગમનયની અપેક્ષાએ બ્રાહ્મીલિપીને નમસ્કાર કર્યો નથી, પણ તે લિપીના કરનારા શ્રીશ્રીઆદીશ્વર પ્રભુને નમસ્કાર કર્યો છે."

## ઉત્તર.

એ તો તમે પણ કબૂલ કરશો કે–અશુદ્ધ નૈગમનય કરતાં શુદ્ધનૈગમનય બલવાન્ છે. એટલે કે, અશુદ્ધ નૈગમનયની અપેક્ષાએ જે અર્થ થતો હોય તેના કરતાં શુદ્ધ નૈગમનયની અપેક્ષાએ આવતા અર્થનો વધારે અધિકાર છે. અશુદ્ધ નૈગમનયની અપેક્ષાએ તમે બ્રાહ્મીલિપીના કર્ત્તા શ્રીઆદીશ્વર પ્રભુ લીધા. પણ શુદ્ધ નૈગમનયની અપેક્ષાએ બ્રાહ્મીલિપીનો લખનારો લહિયો આવશે. તેથી તમારી માન્યતા પ્રમાણે તો લહિઓ વંદનીય બન્યો. કારણ કે શુદ્ધ નૈગમનયની અપેક્ષાએ તો જેણે બ્રાહ્મીલિપી લખી છે તે બ્રાહ્મીલિપીનો કર્ત્તા ઠરે છે. જેમ સૂતારે લાકડાને છોલી–ઘડીને બારણું બનાવ્યું હોય તેને શુદ્ધ નૈગમનયની અપેક્ષાએ બારણું કહેવાય છે, તેમ ખાસ બ્રાહ્મીલિપીનો લખનારોજ બ્રાહ્મીલિપીનો કર્તા કહેવાય. જરા સ્થિર બુદ્ધિથી વિચાર કરો કે–

શું ગણધર જેવા સમર્થ યોગી લહિયાને નમસ્કાર કરે ? આ તો બકરૂં કાઢતાં ઊંટ પેઠા જેવું થશે, અને અર્થનો અનર્થ થશે. માટે માનવું જોઇએ કે, ગણધર શ્રીસુધર્માસ્વામીએ ભગવતી સૂત્રના પ્રારંભમાં બ્રાહ્મીલિપીના કર્તા શ્રીઆદીશ્વરપ્રભુને નમસ્કાર કર્યો નથી, પણ ખાસ બ્રાહ્મીલિપીનેજ નમસ્કાર કર્યો છે, અને તેથી જ્ઞાનનો સ્થાપનાનિક્ષેપો માનનીય સ્વીકારવો જોઇએ.

કદાચ કહેશો કે—"બ્રાહ્મીલિપીનો આદિકર્તા લઇએ છીએ, અને તેથી શ્રીઆદીશ્વર પ્રભુજ આવે છે, કારણ કે, બ્રાહ્મીલિપીના પ્રથમ કર્તા શ્રીઆદીશ્વર પ્રભુજ છે. લહિયો ન આવે, કારણ કે—તે પરંપરાએ કર્તા છે." તેના ઉત્તરમાં જણાવવાનું કે—એ અર્થ ઉપચારથી લઇએ તોજ આવે. એ યાદ રાખવું કે કોઇ પણ સ્થળે પ્રયોજન વિના ઉપચાર થતો નથી. ભગવતીસૂત્ર જેવા સર્વમાન્ય ગ્રન્થમાં પણ પ્રયોજન વિના ઉપચાર લેવાથી સૂત્રદોષ આવે.

વળી **णमो बंभीए लिवीए** એ વાકયથી જો બ્રાહ્મીલિપીના આદિકર્તા શ્રી ઋષભદેવ પ્રભુ લેવાના હોય તો "**णमो सिप्पसयस्स**—સેંકડો શિલ્પને બનાવનાર શ્રીઋષભદેવ પ્રભુને નમસ્કાર હો." એવું વાકય કેમ ન કહ્યું ? કારણકે—શ્રી સમવાયાંગસૂત્રમાં બ્રાહ્મીલિપીને અઢાર પ્રકારની વર્ણવી છે, છતાં તે લિપી અહીં ન લેવાની હોત, અને લિપીના કર્તાનેજ લેવાના હોત, તો આવું ભ્રાન્તિજનક વાક્ય શા માટે કહેત ? માટે લિપીના કર્તા નહીં લેતાં સાક્ષાત્ લિપીનેજ નમસ્કાર કર્યો છે એમ માન્ય રાખવું જોઇએ

વળી ભગવતીસૂત્રમાં **णमो बंभीए लिवीए** એ વાકયની પહેલાંજ '**णमो अरिहंताणं** અરિહંતોને નમસ્કાર હો' એ વાકય

મૂક્યું છે. તો શું અરિહંતોમાં આદીશ્વર પ્રભુ ન આવ્યા ? શા માટે णमो बंभीए लिवीए એ વાક્યદ્વારા ભિન્ન દેખાડ્યા ? માટે णमो अरिहंताणं એ વાક્યથીજ શ્રીઆદીશ્વર પ્રભુને પણ નમસ્કાર આવી જતો હોવાથી णमो बंभीए लिवीए એ વાક્યનો અર્થ 'બ્રાહ્મીલિપીને નમસ્કાર હો' એ પ્રમાણેજ કરવો જોઈએ.

કદાચ કહેશો કે—"બ્રાહ્મીલિપીની ક્રિયા શ્રીઋષભદેવ પ્રભુએજ બતાવી છે, તે ક્રિયાગુણે પ્રભુ વાંદવા યોગ્ય છે, એવું જણાવવાને ગણધર શ્રીસુધર્મસ્વામીએ णमो बंभीए लिवीए એવું વાક્ય અલગ રચ્યું છે." તેના ઉત્તરમાં જણાવવાનું કે— णमो अरिहंताणं એ વાક્યથી અરિહંતોની અંદર શ્રીઋષભદેવ પ્રભુ પણ આવી જતા હોવાથી તેઓ પણ જ્યારે વંદાયા ત્યારે બ્રાહ્મીલિપી તો અવશ્ય વંદાણીજ. કારણ કે—ક્રિયાનો કર્તા વંદ્ય થયો તો ક્રિયા વંદ્ય થઈજ ગઈ.

માટે ગુરૂ એટલે પરમગુરૂ શ્રીતીર્થંકર દેવ, તેમની આજ્ઞા વિના સ્વમતિ કલ્પિત જે ખોટા અર્થ કરે તેનો બોલ આજ્ઞાબાહ્ય હોવાથી ન ભાવે એટલે ભાવતો નથી—સારો લાગતો નથી. અથવા ગુરૂ એટલે શુદ્ધ પરંપરાએ આવેલા જે ગુરૂમહારાજ, તેમની આજ્ઞાવિના જેમ તેમ બકી નાખનારાઓનો બોલ સારો લાગતો નથી. ॥ ૯ ॥

બ્રાહ્મીલિપી દ્રવ્યશ્રુત હોવાથી વંદના કરવા યોગ્ય છે એમ કહ્યું, તે ઉપર દૃષ્ટાન્ત આપે છે—

जिनवाणी पण द्रव्यश्रुत छे। नंदीसूत्रने लेखे ॥
जिम ते तिम बंभीलिपी नमिय। भाव ते द्रव्य विशेषे रे॥
जिनजी, तुज आणा शिर वहीए॥ १० ॥

નંદીસૂત્રમાં જિનેન્દ્રની વાણીને પણ દ્રવ્યશ્રુત કહ્યું છે. જેમ તે જિનવાણી દ્રવ્યશ્રુત હોવા છતાં તેને વંદન કરીએ છીએ, તેમ બ્રાહ્મીલિપીને પણ દ્રવ્યશ્રુતપણે વંદનીય માની તેને નમસ્કાર કરીએ. ભાવ દ્રવ્યવિશેષે હોય છે—દ્રવ્યને આશ્રીને ભાવ હોય છે, તેથી જેમ ભાવને વંદનીય ગણીએ તેમ દ્રવ્યને પણ વંદનીય ગણવું જોઇએ.

નંદીસૂત્રના ૧૩૯ મા પત્રમાં પ્રત્યક્ષજ્ઞાનના અધિકારમાં કેવલજ્ઞાનની પ્રરૂપણા કરતાં કહ્યું છે કે—

" केवलनाणेणऽत्थे, नाउं जे तत्थ पण्णवणजोगे ।
ते भासइ तित्थयरो, वइजोग सुअं हवइ सेसं " ॥१॥

"તીર્થંકર ભગવાન્ કેવલજ્ઞાન વડે ધર્માસ્તિકાય વિગેરે અભિલાપ્ય[1] અને અનભિલાપ્ય[2] પદાર્થો જાણીને, તે અભિલાપ્ય અને અનભિલાપ્ય પદાર્થોની મધ્યમાં જે અભિલાપ્ય પદાર્થો હોય તેઓને પ્રરૂપે છે. અભિલાપ્ય પદાર્થોમાં પણ જે પ્રરૂપવા યોગ્ય હોય તેઓનેજ પ્રરૂપે છે, બીજાને નહીં, કારણ કે-અભિલાપ્ય પદાર્થો પણ અનંત હોવાથી અને આયુષ્ય પરિમિત હોવાથી તે સર્વ બોલવા અશક્ય છે. ભગવંતનો તે વાગ્યોગ શેષશ્રુત—અપ્રધાનશ્રુત એટલે દ્રવ્યશ્રુત થાય છે."

આ પ્રમાણે નંદીસૂત્રની શાખે જિનેન્દ્રની વાણીને પણ દ્રવ્યશ્રુત કહ્યું છે. દ્રવ્યશ્રુતને ભગવતીસૂત્રના આરંભમાં ગણધર શ્રીસુધર્માસ્વામીએ નમસ્કાર કર્યો છે—

"नमो सुयस्स[3] "

૧ વાણીથી બોલી શકાય તેવા. ૨ જાણી શકાય, પણ વાણીથી બોલી ન શકાય તેવા. ૩ જુઓ ભગવતીસૂત્ર, પત્ર છઠ્ઠું, સૂત્ર ત્રીજું.

" શ્રુતને એટલે દ્વાદશાંગીરૂપ અર્હત્પ્રવચનને નમસ્કાર હો."

શ્રુત એ જિનેન્દ્રની વાણી છે, અને જિનેન્દ્રની વાણી ઉપર બતાવ્યા મુજબ નંદીસૂત્રની શાખે દ્રવ્યશ્રુત સિદ્ધ થાય છે. આવી રીતે જેમ જિનવાણી પણ દ્રવ્યશ્રુત હોવા છતાં તેને ભગવતીસૂત્રમાં શ્રીસુધર્માસ્વામીએ નમસ્કાર કરેલો હોવાથી વંદનીય છે, તેમ દ્રવ્યશ્રુત બ્રાહ્મીલિપીને પણ નમસ્કાર કરવો જોઇએ. જેમ જિનવાણી ભાષાવર્ગણાના પુદ્ગલરૂપ દ્રવ્ય છે, તેમ બ્રાહ્મીલિપી પણ અક્ષરરૂપે દ્રવ્ય છે. આવી રીતે દ્રવ્યપણે બન્ને સરખા હોવાથી જેમ જિનવાણીને વંદનીય માનીએ, તેમ બ્રાહ્મીલિપીને પણ વંદનીય માનવી જોઇએ. ભાવ દ્રવ્યવિશેષને આશ્રીનેજ હોય છે. દ્રવ્ય એ ભાવનું સાધન છે, તેથી જો ભાવશ્રુતને વંદનીય ગણો તો દ્રવ્યશ્રુતને અવશ્ય વંદનીય ગણવું જોઇએ. ॥૧૦॥

કોઈ શંકા કરે કે—'સ્થાપના તો અજીવ છે, તેને વંદન કરવાથી શો ફાયદો? સચેતનને નમસ્કાર કરવાથી તે તેનો બદલો આપવાને સમર્થ છે, પણ પાષાણાદિકથી બનાવેલી પ્રતિમા વિગેરે શું ફળ આપશે?.' તેનો ઉત્તર ગ્રન્થકાર આપે છે—

**जेम अजीव संयमनुं साधन। ज्ञानादिकनुं तेम॥**
**शुद्ध भाव आरोपे विधिशुं। तेहने सघले खेम रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए॥ ११॥**

જેમ રજોહરણ ( ઓઘો ), વસ્ત્ર, પાત્ર વિગેરે અજીવ હોવા છતાં તેઓ સંયમ એટલે ચારિત્રનાં સાધન છે—ચારિત્રનું પરિપાલન કરવાનાં સાધન છે, એથી ચારિત્ર સાધી શકાય છે, તેમ જિનપ્રતિમા બ્રાહ્મીલિપી વિગેરે સ્થાપના જ્ઞાન--દર્શનાદિનાં સાધન

છે. જે પ્રાણી તે સ્થાપનાને વિષે વિધિપૂર્વક શુદ્ધ ભાવનાનું આરોપણ કરે તો તે પ્રાણીનું સર્વ સ્થળે કલ્યાણ થાય છે. ભગવતી સૂત્રમાં કહ્યું છે કે—

तं[१] महाफलं खलु देवाणुप्पिया ! तहारूवाणं थेराणं भगवंताणं णामगोयस्स वि सवणयाए, किमंग ! पुण अभिगमण–वंदण–नमंसण–पडिपुच्छण–पज्जुवासणयाए ?, जाव गहणयाए ? "

"હે દેવાનુપ્રિય ! તેવા પ્રકારના ભગવંત સ્થવિરના નામગોત્રનું પણ શ્રવણ કરવાથી મહાફળ છે; તો પછી તેવા મહાત્માની સામા જવું, વંદન કરવું, નમસ્કાર કરવો, મનોગત સંદેહ પૂછવો, સેવા–વૈયાવચ્ચ કરવું, યાવત્ તેમણે કહેલો અર્થ શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવો તેમાં મહાફળ થાય તેનું તો પૂછવું જ શું ?" અહીં નામ માત્ર સાંભળવાથી મહાફળ બતાવ્યું છે, તો પછી પ્રભુની પ્રતિમાને શુદ્ધ ભાવથી વંદન કરવામાં ફળ કેમ ન મળે ?. વળી પણ કહ્યું છે કે—

"धन्ना णं ते गामा–ऽऽगर–नगर–खेड–कब्बड–मंडव–दोणमुहपट्टणा समसन्निवेसा जत्थ अरिहंता भगवंता विहरन्ति"

" તે ગામ નગર વિગેરે ભાગ્યશાળી છે કે જ્યાં અરિહંત ભગવંત વિહરે છે." અહીં પ્રભુ જ્યાં વિહરે છે, તે ગામ વિગેરેની પ્રશંસા કરી, તો પછી પ્રભુની સાક્ષાત્ પ્રતિમા કેમ વંદનીય ન માનવી ? વળી શ્રમણસૂત્ર વિગેરે ઘણા સૂત્રોમાં તેત્રીશ આશાતના મધ્યે કહ્યું છે કે–" ગુરુ સંબંધી પાટી પીઠ સંથારે

૧ જુઓ ભગવતીસૂત્ર, બીજું શતક, પાંચમો ઉદ્દેશો, એકસો નવમું સૂત્ર, એકસો સાડત્રીશમું પત્ર.

પગ સંઘટનાં આશાતના લાગે." એ સર્વ વસ્તુઓ અજીવ છે, છતાં વિશેષે આરાધ્ય કહી છે, અને તે તો તમે પણ માનો છો, તો પછી જિનપ્રતિમા બ્રાહ્મીલિપી વિગેરેને આરાધ્ય કેમ માનતા નથી ?

વળી અંતકૃદ્દશાસૂત્રના સાતમા પત્રમાં સતી સુલસાના અધિકારમાં કહ્યું છે કે—

**"तेणं कालेणं तेणं समएणं भद्दिलपुरे नगरे नागे नामं गाहावती परिवसति अड्ढे० । तस्स णं नागस्स गाहा० सुलसा नामं भारिया होत्था । सा सुलसा गाहा० बालत्तणे चेव निमित्तिएणं वागरिता—'एसा णं दारिया णिंदू भविस्सति । तते णं सा सुलसा बालप्पभिर्ति चेव हरिणेगमेसीभत्तया यावि होत्था । हरिणेगमेसिस्स पडिमं करेति । पडिमं करित्ता कल्लाकल्लिं ण्हाता जाव पायच्छित्ता उल्लपडसाडया महरिहं पुप्फच्चणं करेति । पुप्फच्चणं करित्ता जंनुपायपडिया पणामं करेति । ततो पच्छा आहारेति वा नीहारेति वा करेइ । तते णं तीसे सुलसाए गाहा० भत्तिबहुमाणसुस्सूसाए हरिणेगमेसी देवे आराहिते यावि होत्था "**

" તે કાળે તે સમયે ભદ્દિલપુર નામના શહેરમાં નાગ નામનો ધનાઢ્ય ગૃહપતિ રહેતો હતો. તે નાગ ગૃહપતિને સુલસા નામની સ્ત્રી હતી. સુલસા જ્યારે બાલ્યાવસ્થામાં હતી ત્યારે તેણીના સંબંધમાં એક નિમિત્તિયાએ કહેલું કે—'આ છોડી નિંદૂ[1] થશે.' ત્યાર પછી તે સુલસા બચપણથીજ હરિણેગમેષી દેવની ભક્ત થઇ. સુલસાએ હરિણેગમેષી દેવની પ્રતિમા બનાવી. પ્રતિમા કરીને હમેશાં સ્નાન કરી, યાવત્ રાત્રે આવેલાં ખોટાં સ્વ-

---

૧ જે સ્ત્રીને મૂવેલાં છોકરાં અવતરે તે નિંદૂ કહેવાય છે.

ષ્ન વિગેરેનું પ્રાયશ્ચિત્ત લઇ, ભીનાં વસ્ત્રો પહેરી, મહામૂલ્યવાન સુગંધી મનોહર પુષ્પોથી પૂજન કરતી. પુષ્પોથી દેવની પૂજા કરીને ઘૂંટણીએ પડીને વંદન કરતી. આ પ્રમાણે હરિણેગમેષી દેવની ભક્તિ કર્યા પછીજ સુલસા આહાર નીહાર કરતી, અથવા બીજું કાંઈ પણ કામ કરતી. નાગ ગૃહપતિની સ્ત્રી તે સુલસાની ભક્તિ-બહુમાનપૂર્વક પૂજા દેખી હરિણેગમેષી દેવ આરાધિત થયો."

આ પ્રમાણે હરિણેગમેષી દેવની પ્રતિમાને આરાધવાથી જેમ તે દેવ આરાધ્ય થયો, અને સુલસા ઉપર સંતુષ્ટ થયો, તેમ જિનેન્દ્ર પ્રભુની પ્રતિમાને આરાધવાથી જિનેન્દ્ર આરાધ્ય કેમ ન થાય?

અહીં કોઇ શંકા કરે કે-" જેમ હરિણેગમેષી દેવની પ્રતિમાને આરાધવાથી હરિણેગમેષી આરાધ્ય થયો, અને સુલસા ઉપર સંતુષ્ટ થયો; તેમ તીર્થંકરની પ્રતિમાને આરાધવાથી તીર્થંકર પણ આરાધ્ય થાય, અને તેથી સંતુષ્ટ થવા જોઇએ. કારણ કે, તમે હરિણેગમેષીનુ દૃષ્ટાંત આપો છો, તે દેવ તો સંતુષ્ટ થયો છે, તો પછી તીર્થંકર આરાધ્ય થવાથી સંતુષ્ટ કેમ ન થાય?" તેના ઉત્તરમાં જણાવવાનું કે-" જે દૃષ્ટાંત હોય તે એકદેશી હોય છે. જેમ હરિણેગમેષીની પ્રતિમા આરાધવાથી તે દેવ આરાધ્ય થયો તેમ તીર્થંકરની પ્રતિમા આરાધવાથી તીર્થંકર આરાધ્ય થાયજ. આ પ્રમાણે આરાધ્યરૂપ એક દેશ દૃષ્ટાંત અને દાર્ષ્ટાન્તિકમાં ઘટી શકે છે. હરિણેગમેષી દેવ છે, દેવને તો રાગ-દ્વેષ રહેલા છે, તેથી પોતાના ભક્ત ઉપર સંતુષ્ટ થાય; પણ તીર્થંકર તો વીતરાગ છે. તેમને રાગ-દ્વેષ નથી, માટે તેમને સંતુષ્ટ થવાનું હોતું નથી, પણ આરાધ્ય તો થાયજ."

જેઓ એમ કહેવાને કટિબદ્ધ થાય છે કે, 'ભાવજિન જ ફળ આપે છે, ભાવજિનની આરાધનાજ સફળ છે.' તેમણે સૂક્ષ્મબુદ્ધિથી વિચારવું જોઈએ કે, ભાવજિનને પણ જેઓ દેખે છે તેઓ પુદ્ગલપિંડ આકારરૂપ દેખે છે, ભાવજિનનું પણ ધ્યાન આકાર વિના કરી શકવાના નથી, અને આકાર એ સ્થાપના છે. માટે બુદ્ધિમાને વિના આનાકાનીએ સ્થાપના અવશ્ય માનવી જોઇએ. વળી ભાવજિન વિદ્યમાન હોય; છતાં પણ તેમને વિષે પોતાની ભાવના શુદ્ધ હોય તોજ ફળ આપે છે. શુદ્ધ ભાવના વિના પણ જો ભાવજિન ફળ આપતા હોય તો અભવ્ય અને દૂરભવ્યને પણ ફળ આપવું જોઇએ. માટે પોતાની ભાવનાજ પ્રમાણ છે, એ શુદ્ધ ભાવના જો જિનપ્રતિમાને વિષે પણ રાખીયે તો કેમ ફળ ન આપે ? માટેજ ગ્રંથકાર કહે છે કે–જે પ્રાણી જિનપ્રતિમાને વિષે વિધિપૂર્વક શુદ્ધ ભાવના રાખે તેને બધે ઠેકાણે કલ્યાણજ છે. ॥૧૧॥

કોઈ શંકા કરે કે–તમે ઉપરની ગાથામાં ભાવનાને પ્રમાણ માની, તો સામી વસ્તુ જેવી હો તેવી ભલે હો, પણ પોતાની ભાવનાજ પ્રમાણ છે. જેનું આરાધન કરીએ તે ભલે પાપી હો, તો પણ તેની ચારે નિક્ષેપે ભાવના ભાવવાથી પુણ્ય ઉપાર્જન થવું જોઇએ. તેનો ઉત્તર ગ્રન્થકાર આપે છે—

**शुद्ध भाव जेहनो छे तेहना । चार निक्षेपा साच ॥**
**जेहमां भाव अशुद्ध छे तेहना । एक काचे सवि काच रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥१२॥**

જેનો ભાવ નિક્ષેપો શુદ્ધ છે, તેના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારે નિક્ષેપા સાચા છે–શુદ્ધ છે. અને જે વસ્તુનો ભાવ-

નિક્ષેપો અશુદ્ધ છે, તેનો એક ભાવનિક્ષેપો કાચો—અશુદ્ધ હોવાથી સર્વનિક્ષેપા કાચા—અશુદ્ધ છે.

જેમ ગૌતમસ્વામી પવિત્ર મહાત્મા હોવાથી તેમનો ભાવનિક્ષેપો શુદ્ધ છે—વંદનીય છે, તેથી ગૌતમસ્વામીના નામ સ્થાપના વિગેરે ચારે નિક્ષેપા આરાધ્ય છે—વંદનીય છે. પણ જેમ અંગારમર્દક આચાર્ય અભવ્ય—મહાપાપી હોવાથી તેનો ભાવનિક્ષેપો અશુદ્ધ છે—વંદનીય નથી, તેથી અંગારમર્દક આચાર્યના નામ સ્થાપના વિગેરે નિક્ષેપા પણ પરમપાપરૂપ હોવાથી આરધ્ય નથી—અવંદનીય છે. આવી રીતે જેનો ભાવનિક્ષેપો શુદ્ધ હોય તેના બધા નિક્ષેપા શુદ્ધ—વંદનીય સમજવા, પણ જેનો એક ભાવનિક્ષેપો અશુદ્ધ હોય તેના બધા નિક્ષેપા અશુદ્ધ સમજવા. તેથી ભાવનિક્ષેપાને આશ્રીનેજ સ્થાપના વિગેરે નિક્ષેપા શુદ્ધ યા અશુદ્ધ સમજવા. તાત્પર્ય કે—પાપી જીવની અજીવસ્થાપના આરાધ્ય નથી. ॥૧૨॥

હવે ઉલટા દૃષ્ટાંતથી જિનપ્રતિમાને આરાધ્ય સિદ્ધ કરે છે—

**दशवैकालिके दूषण दाख्युं । नारी चित्रने ठामे ॥**
**तो केम जिनप्रतिमा देखीने । गुण नवि होय परिणामे रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ १३ ॥**

દશવૈકાલિકસૂત્રમાં સ્ત્રીને દેખવાથી અથવા સ્ત્રીનું ચિત્ર દેખવાથી દૂષણ બતાવ્યું છે, તો પછી શુભપરિણામથી વીતરાગ શ્રીજિનેન્દ્રની પ્રતિમા દેખવાથી ગુણ કેમ ન થાય?

સ્ત્રીને અથવા સ્ત્રીના ચિત્રને નીહાળવાથી કામવિકાર ઉત્પન્ન થાય છે. કારણ કે, તે કામવિકાર ઉપજવાનો હેતુ છે, અને તેથી બ્રહ્મચર્યનું ખંડન થવાથી મહાપાપના ભાગીદાર થવું પડે

છે. દશવૈકાલિકસૂત્રમાં બ્રહ્મચર્યની રક્ષા કરવા માટે સાધુને શિખામણ આપતાં કહ્યું છે કે—

"चित्तभित्तिं[1] न निज्झाए, नारिं वा सुअलंकिअं।
भक्खरं पिव दट्ठूणं, दिट्ठिं पडिसमाहरे" ॥ १ ॥

"સાધુ મુનિરાજ ચિત્રામણમાં ચીતરેલી સ્ત્રીને તેમજ સારી રીતે અલંકાર વિગેરે પહેરેલી સ્ત્રીને (અલંકાર ન પહેરેલી સ્ત્રીને પણ) ન દેખે. કદાચ સ્ત્રી જોવામાં આવી ગઈ હોય તો જેમ સૂર્ય તરફ નજર કરી તુરત પાછી ફેરવીએ છીએ તેમ દૃષ્ટિને પાછી ફેરવે."

આ પ્રમાણે સ્ત્રી કામવિકારનો હેતુ હોવાથી તેને અથવા તેના ચિત્રને જોવાથી જેમ દશવૈકાલિકસૂત્રમાં દૂષણ બતાવ્યું, તેમ જિનપ્રતિમાને શુભ પરિણામે દેખવાથી ગુણ કેમ ન થાય? સામીવસ્તુ જેવી હોય તેને દેખવાથી તેવા ગુણ કે દોષ થાય. જેમ સ્ત્રી કામવિકારનો હેતુ છે, તેથી તેને દેખવાથી દોષ થાય છે, તેમ જિનેન્દ્રની પ્રતિમા વીતરાગપણું બતાવે છે, તેથી તેને દેખવાથી અવશ્ય ગુણજ થાય. ॥ ૧૩ ॥

અહીં સુધી 'સ્થાપના નિક્ષેપો' વંદનીય છે તે દેખાડ્યું; હવે જિનપ્રતિમાને કોણે વાંદી તે જંઘાચારણ મુનિના દૃષ્ટાંતથી દેખાડે છે.

**रुचकद्वीपे एक डगले जातां। पडिमा नमिय आणंदे॥**
**आवतां एक डगले नंदीसरे। बीजे इहां जिन वंदे रे॥**
**जिनजी, तुज आणा शिर वहीए॥१४॥**

[1] જુઓ દશવૈકાલિકસૂત્ર, આઠમા આચારપ્રણિધિ નામના અધ્યયનનો બીજો ઉદ્દેશો, પત્ર ૨૩૬ મું. (આગમોદય સમિતિ).

त्रिछी गति ए भगवई भाखी। जंघाचारण केरी॥
पंडगवन नंदन इहां पडिमा। ऊर्ध्व नमे घणेरी रे॥
जिनजी, तुज आणा शिर वहीए॥१५॥

જંઘાચારણ મુનિ અહીંથી તિરછી ગતિએ આકાશ માર્ગે જતાં એકજ ડગલે રૂચક નામના તેરમા[1] દ્વીપે પહોંચે, અને ત્યાં રહેલી જિનપ્રતિમાને આનંદથી વંદન કરે. તે રૂચકદ્વીપથી આ તરફ પાછા ફરતાં એક ડગલે નંદીશ્વર નામના આઠમે દ્વીપ પહોંચે, ત્યાં ઉતરી વિસામો લઇ તે નંદીશ્વર દ્વીપમાં રહેલી જિનપ્રતિમાને વંદન કરે. ત્યાંથી બીજે ડગલે અહીંયાં પહોંચે, અને અહીં રહેલી જિનપ્રતિમાને વાંદે. ॥ ૧૪ ॥

ઉપર મુજબ જંઘાચારણની તિરછી ગતિ ભગવતીસૂત્રમાં કહી છે. હવે ભગવતીસૂત્રને અનુસારે જંઘાચારણ મુનિની ઊર્ધ્વગતિ દેખાડે છે—જંઘાચારણ મુનિ અહીંથી ઊર્ધ્વગતિએ આકાશ માર્ગે જતાં એક ડગલે મેરૂપર્વત ઉપર રહેલા પંડકવનમાં પહોંચે, અને ત્યાં રહેલી જિનેન્દ્રની પ્રતિમાને હર્ષથી વંદન કરે. ત્યાંથી આ તરફ પાછા ફરતાં એક ડગલે નંદનવન[2] પહોંચે, અને ત્યાં રહેલ જિનેન્દ્રની પ્રતિમાને વંદન કરે. ત્યાંથી અહીં આવી જિનેન્દ્રની ઘણી પ્રતિમા વાંદે. ॥ ૧૫ ॥

ઉપરની બે ગાથામાં જંઘાચારણ મુનિ તિરછી ગતિએ તથા ઊર્ધ્વગતિએ જઇ જ્યાં જ્યાં જિનપ્રતિમાને વંદન કરે છે તે બતાવ્યું, હવે વિદ્યાચારણ મુનિ તિરછી ગતિએ તથા ઊર્ધ્વગતિએ જ્યાં જ્યાં જિનપ્રતિમાને વંદન કરે છે તે બે ગાથાએ બતાવે છે—

---

૧ મતાંતરે એકવીશમા દ્વીપે. ૨ આ નંદનવન સંભૂતલા પૃથ્વીથી પાંચસો યોજન ઉંચું છે.

विद्याचारण ते एक डगले । मानुषोत्तरे जाय ॥
बीजे नंदीसरे जिनप्रतिमा । प्रणमी प्रमुदित थाय रे ॥
जिनजी, तुज आणा शिर वहीए ॥ १६ ॥

तिहांथी पडिमा वंदण कारण । एक डगले इहां आवे ॥
ऊर्ध्वपणे जातां बे डगले । आवतां एक स्वभावे रे ॥
जिनजी, तुज आणा शिर वहीए ॥ १७ ॥

વિદ્યાચારણ મુનિ અહીંથી તિરછી ગતિએ આકાશ માર્ગે જતાં એક ડગલે માનુષોત્તર[1] પર્વતે પહોંચે, અને ત્યાં રહેલી જિનપ્રતિમાને વંદન કરે. ત્યાંથી બીજે ડગલે નંદીશ્વરદ્વીપે પહોંચે, અને તે નંદીશ્વરદ્વીપમાં રહેલી જિનપ્રતિમાને વંદન કરી હર્ષવંત થાય. ॥ ૧૬ ॥

તે નંદીશ્વરદ્વીપથી જિનપ્રતિમાને વંદન કરવા માટે પાછા ફરતાં એક ડગલે અહીં આવે, અહીં આવીને જિનેન્દ્રની પ્રતિમાને વંદન કરે.

વિદ્યાચારણ મુનિ અહીંથી ઊર્ધ્વગતિએ આકાશ માર્ગે જતાં એક ડગલે નંદનવનમાં પહોંચે, અને ત્યાં રહેલી જિનપ્રતિમાને વંદન કરે. ત્યાંથી બીજે ડગલે પંડકવનમાં પહોંચે અને ત્યાં રહેલી જિનપ્રતિમાને વંદન કરે. પંડકવનથી પાછા ફરતાં એક ડગલે અહીંયા આવી અહીંની જિનપ્રતિમાને વાંદે.

આ પ્રમાણે જંઘાચારણ તથા વિદ્યાચારણ મુનિની તિરછી તથા ઊર્ધ્વગતિનો સ્વભાવ છે. વચમાં વિસામો કરી શકાય નહી. ॥ ૧૭ ॥

---

૧ માનુષોત્તર પર્વત અઢીદ્વીપની મર્યાદા કરીને રહ્યો છે.

ઉપરની ચૌદમી, પંદરમી, સોળમી અને સત્તરમી ગાથામાં ગ્રંથકારે ભગવતીસૂત્રની શાખે બતાવ્યું કે, જિનપ્રતિમાને જંઘાચારણ મુનિએ તથા વિદ્યાચારણ મુનિએ વંદન કરેલું છે, અને તેથી જિનપ્રતિમા માનવી જોઇએ. હવે ભગવતીસૂત્રમાં કયે સ્થળે એ અધિકાર છે તે બતાવે છે—

**शतक वीशमे नवम उद्देशे । प्रतिमा मुनिवर वंदी ॥**
**इम देखी जे अवला भांजे। तस मति कुमति फंदी रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ १८ ॥**

શ્રીભગવતીસૂત્રના વીશમા શતકના નવમા ઉદ્દેશમાં મુનિરાજે જિનપ્રતિમાને વંદન કર્યાનો પાઠ છે. ભગવતીસૂત્રનો તે પાઠ સ્પષ્ટ દેખવા છતાં પણ જેઓ અવળા જાય છે—જિનપ્રતિમાને સ્વીકારતા નથી તેઓની મતિ દુર્બુદ્ધિ કુગુરૂઓની ભોળવાઈ ફંદાઇ ગઈ છે; એટલે કે, શ્રીભગવતીસૂત્રમાં મુનિરાજે જિનપ્રતિમાને વંદન કર્યાનો પાઠ દેખવા છતાં પણ જેઓ જિનપ્રતિમાને દુરાગ્રહથી માનતા નથી તેઓ દુર્બુદ્ધિ કુગુરૂઓની જાળમાં ફસાઇ ગયા છે.

શ્રીભગવતીસૂત્રમાં કહ્યું છે કે—

"[1]कइविहा णं भंते! चारणा पन्नत्ता ? ।

गोयमा ! दुविहा चारणा पन्नत्ता, तं जहा--विज्जाचारणा य जंघाचारणा य ।

से केणट्ठेणं भंते ! एवं वुच्चइ विज्जाचारणा ? ।

गोयमा ! तस्स णं छट्ठंछट्ठेणं अनिक्खित्तेणं तवोकम्मेणं विज्जाए उत्तरगुणलद्धिं खममाणस्स विज्जाचारणलद्धी नामं

[1] જુઓ ભગવતીસૂત્ર, વીશમું શતક, નવમો ઉદ્દેશો, સૂત્ર ૬૮૩–૬૮૪, પત્ર ૭૯૩–૭૯૪.

लद्धी समुप्पज्जइ, से तेणट्ठेणं जाव विज्जाचारणा।

विज्जाचारणस्स णं भंते! कहं सीहा गई?, कहं सीहे गइविसए पन्नत्ते?।

गोयमा! अयं णं जंबुद्दीवे दीवे जाव किंचि विसेसाहिए परिक्खेवेणं देवे णं महड्ढिए जाव महासोक्खे जाव इणा-मेवत्तिकट्टु केवलकप्पं जंबुद्दीवं दीवं तिहिं अच्छरानिवाएहिं तिक्खुत्तो अणुपरियट्टित्ता णं हव्वमागच्छेज्जा, विज्जाचारण-स्स णं गोयमा! तहा सीहा गई, तहा सीहे गइविसए पन्नत्ते।

विज्जाचारणस्स णं भंते! तिरियं केवइए गइविसए पन्नत्ते?।

गोयमा! से णं इओ एगेणं उप्पाएणं माणुसुत्तरे पव्वए समोसरणं करेइ। करेइत्ता तहिं चेइयाइं वंदइ, वंदइत्ता बिति-एणं उप्पाएणं नंदीसरवरे दीवे समोसरणं करेइ। करेइत्ता तहिं चेइयाइं वंदइ, वंदइत्ता तओ पडिनियत्तइ, पडिनियत्तइत्ता इह-मागच्छइ, आगच्छइत्ता इहं चेइयाइं वंदइ। विज्जाचारणस्स णं गोयमा! तिरियं एवइए गइविसए पन्नत्ते।

विज्जाचारणस्स णं भंते! उड्ढं केवइए गइविसए पन्नत्ते?

गोयमा! से णं इओ एगेणं उप्पाएणं नंदणवणे समो-सरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ। वंदइत्ता बितीए-णं उप्पाएणं पंडगवणे समोसरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ, वंदइत्ता तओ पडिनियत्तइ। पडिनियत्तइत्ता इहमागच्छइ, आगच्छइत्ता इहं चेइयाइं वंदइ। विज्जाचारणस्स णं गोयमा! उड्ढं एवइए गइविसए पन्नत्ते।

से णं तस्स ठाणस्स अणालोइयपडिक्कंते कालं करेइ, नत्थि तस्स आराहणा। से णं तस्स ठाणस्स आलोइयपडिक्कंते कालं करेइ, अत्थि तस्स आराहणा (सूत्र ६८३)।

"से केणट्ठेणं भंते! एवं वुच्चइ जंघाचारणा?"।

गोयमा! तस्स णं अट्ठमंअट्ठमेणं अनिक्खित्तेणं तवोकम्मेणं अप्पाणं भावेमाणस्स जंघाचारणलद्धी नामं लद्धी समुप्पज्जइ, से तेणट्ठेणं जाव जंघाचारणा।

जंघाचारणस्स णं भंते! कहं सीहा गई?, कहं सीहे गइविसए पन्नत्ते?।

गोयमा! अयं णं जंबुद्दीवे दीवे एवं जहेव विज्जाचारणस्स नवरं तिसत्तखुत्तो अणुपरियट्टित्ता णं हव्वमागच्छेज्जा; जंघाचारणस्स णं गोयमा! तहा सीहा गई, तहा सीहे गइविसए पन्नत्ते। सेसं तं चेव।

जंघाचारणस्स णं भंते! तिरियं केवइए गइविसए पन्नत्ते?।

गोयमा! से णं इओ एगेणं उप्पाएणं रुयगवरे दीवे समोसरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ। वंदइत्ता तओ पडिनियत्तमाणे बितीएणं उप्पाएणं नंदीसरवरे दीवे समोसरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ। वंदइत्ता इहमागच्छइ, आगच्छइत्ता इहं चेइयाइं वंदइ। जंघाचारणस्स णं गोयमा! तिरियं एवइए गइविसए पन्नत्ते।

जंघाचारणस्स णं भंते! उड्ढं केवइए गइविसए पन्नत्ते?

गोयमा! से णं इओ एगेणं उप्पाएणं पंडगवणे समोसरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ। तओ पडिनियत्तमाणे बितीएणं उप्पाएणं नंदणवणे समोसरणं करेइ, करेइत्ता तहिं चेइयाइं वंदइ, वंदइत्ता इहमागच्छइ, आगच्छइत्ता इहं चेइयाइं वंदइ। जंघाचारणस्स णं गोयमा! उड्ढं एवइए गइविसए पन्नत्ते। से णं तस्स ठाणस्स अणालोइयपडिक्कंते कालं करेइ,

नत्थि तस्स आराहणा। से णं तस्स ठाणस्स आलोइयपडिक्कते कालं करेइ, अत्थि तस्स आराहणा।

सेवं भंते! सेवं भंते! जाव विहरइ" सूत्र ६८४।

## ઉપર બતાવેલ પાઠનો અર્થ.

ગણધર શ્રીગૌતમસ્વામી પ્રભુ શ્રીમહાવીરને પૂછે છે કે—

" હે ભગવન્! ચારણ[1] કેટલા પ્રકારના કહ્યા છે?

ગૌતમ! ચારણ બે પ્રકારના કહ્યા છે, તે જેવી રીતે—[2]વિદ્યાચારણ અને જંઘાચારણ.[3]

હે ભગવન્! વિદ્યાચારણ કેમ કહેવાય?

ગૌતમ! જે વિદ્યાચારણ થવાના હોય તેને પિંડવિશુદ્ધિ વિગેરે ઉત્તરગુણ રૂપ તપસ્યા સહન કરતાં આંતરા રહિત છઠ છઠની તપસ્યા વડે તથા પૂર્વમાં રહેલી શ્રુતવિશેષરૂપ વિદ્યા વડે વિદ્યાચારણલબ્ધિ નામની લબ્ધિ ઉત્પન્ન થાય છે, માટે તેને વિદ્યાચારણ કહેવાય છે.

હે ભગવન્! વિદ્યાચારણની ઉતાવળી ગતિ કેવી હોય છે? તથા ઉતાવળી ગતિ ગોચર કેટલું ક્ષેત્ર કહ્યું છે.? એટલે કે, ગમન કરે તો કેટલા ક્ષેત્ર સુધી ગમન કરી શકે?

ગૌતમ! આ જંબૂદ્વીપ એક લાખ યોજનનો છે, તેનો પરિધિ

---

૧ જેઓનું આકાશ માર્ગે ચરણ એટલે ગમન અતિશય વાળું હોય તેઓ ચારણ કહેવાય ૨ જેઓ તપ અને ચારિત્રના પ્રભાવથી વિદ્યાના બળવડે અતિશયયુક્ત ગમન–આગમનની શક્તિવાળા હોય તે વિદ્યાચારણ કહેવાય. ૩ જેઓ તપ અને ચારિત્રના પ્રભાવથી જંઘાના બળ વડે અતિશયયુક્ત ગમન આગમન વિષયક લબ્ધિવાળા હોય તેઓ જંઘાચારણ કહેવાય.

ત્રણ લાખ સોળ હજાર બસો સત્યાવીશ યોજન, ત્રણ ગાઉ, એકસો અઠ્યાવીશ ધનુષ્ય, અને તેર અંગુલ ઝાઝેરો છે. જંબૂદ્વીપના આટલા પરિધિને મહા સમૃદ્ધિવંત અને મહાસુખવાળો દેવ ત્રણ ચપટી વગાડીએ એટલી વારમાં ત્રણવાર ફરીને જલદી પાછો આવે એવી મહર્દ્ધિક દેવની ઉતાવળી ગતિ છે. ગૌતમ! એ દેવ જેટલી વિદ્યાચારણ મુનિની ઉતાવળી ગતિ હોય છે, તથા ઉતાવળી ગતિગોચર એટલું ક્ષેત્ર પ્રરૂપ્યું છે."

આ સામાન્ય પ્રકારે ગતિ કહી, હવે તિરછી ગતિ તથા ઊર્ધ્વગતિ સંબંધી પૂછે છે—

"હે ભગવન્! વિદ્યાચારણની તિરછી ગતિનો વિષય કેટલો કહ્યો છે?.

ગૌતમ! તે વિદ્યાચારણ અહીંથી એક ડગલે માનુષોત્તર પર્વત ઉપર ઉતરે, ઉતરીને ત્યાં રહેલા ચૈત્યોને વંદન કરે. ચૈત્યો વાંદી ત્યાંથી બીજે ડગલે શ્રેષ્ઠ નંદીશ્વર દ્વીપે ઉતરે, ઉતરીને ત્યાંનાં ચૈત્યોને વંદન કરે. નંદીશ્વર દ્વીપના ચૈત્યો વાંદી ત્યાંથી પાછા ફરી એક ડગલે અહીં આવે, અને અહીંના ચૈત્યો વાંદે. ગૌતમ! વિદ્યાચારણની તિરછીગતિનો એટલો વિષય પ્રરૂપ્યો છે.

હે ભગવન્! વિદ્યાચારણની ઊર્ધ્વગતિનો કેટલો વિષય કહ્યો છે?

ગૌતમ! તે અહીંથી એક ડગલે નંદનવનમાં ઉતરે, ઉતરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે. ત્યાંથી બીજે ડગલે પંડકવનમાં ઉતરે, ઉતરીને ત્યાંના ચૈત્યોને વંદન કરે ત્યાંથી પાછા ફરી એક ડગલે અહીં આવે, અને અહીંના ચૈત્યો વાંદે. ગૌતમ! વિદ્યાચારણની ઉર્ધ્વગતિનો એટલો વિષય પ્રરૂપ્યો છે. તે વિદ્યાચારણ મુનિ તે સ્થાનકને આલોચ્યા વિના અને પડિક્કમ્યા વિના કાળ કરે તો

તેને આરાધના નથી, પણ જો તે સ્થાનકને આલોચી અને પડિ· ક્કમી કાળ કરે તો તેને આરાધના છે.[1]

હે ભગવન્! જંઘાચારણ કેમ કહેવાય ?

ગૌતમ ! જે જંઘાચારણ થવાના હોય તેને નિરંતર અઠમ અઠમ તપસ્યા કરતાં અને આત્માને શુભ અધ્યવસાય વડે ભાવતાં જંઘાચરણલબ્ધિ નામની લબ્ધિ ઉત્પન્ન થાય છે, માટે તેને જંઘાચારણ કહેવાય છે.

હે ભગવન્! જંઘાચારણની ઉતાવળી ગતિ કેવી હોય છે ?, અને ઉતાવળી ગતિ વિષય કેટલું ક્ષેત્ર પ્રરૂપ્યું છે ?.

ગૌતમ ! જેમ વિદ્યાચારણની ઉતાવળી ગતિ અને ઉતાવળી ગતિ વિષય ક્ષેત્ર કહ્યું તેમ જંઘાચારણનું પણ સમજવું. પણ વિદ્યાચારણ કરતાં વિશેષ એટલો કે—મહાસમૃદ્ધિવંત દેવ ત્રણ ચપટી વગાડતાં એકવીશવાર જંબૂદ્વીપ ફરીને પાછો આવે. ગૌતમ! જંઘાચરણની તેટલી ઉતાવળી ગતિ કહી છે, અને ઉતાવળી ગતિનો તેટલો વિષય પ્રરૂપ્યો છે. બાકીનું બધું વિદ્યાચારણની જેમ સમજવું."

જંઘાચારણની આ સામાન્ય પ્રકારે ગતિ કહી, હવે તેની તિરછી ગતિ તથા ઊર્ધ્વગતિ સંબંધી પૂછે છે—

---

૧ તાત્પર્ય કે—વિદ્યાચારણમુનિ લબ્ધિને ફોરવી આકાશ માર્ગે ગમનાગમન કરે છે, લબ્ધિને ફોરવવી એ પ્રમાદ છે—દોષ છે, તે દોષ સેવ્યો હોય અને તેની આલોચના ન લીધી હોય તો ચારિત્રની આરાધના થતી નથી, કારણ કે—ચારિત્રની વિરાધના કરનાર ચારિત્રની આરાધનાનું ફળ મેળવતો નથી. પણ જો લબ્ધિ ફોરવીને તેની આલોચના કરે તો ચારિત્રનો આરાધક થાય છે. આ પ્રમાણે જંઘાચારણ સંબંધમાં પણ સમજવું.

"હે ભગવન્! જંઘાચારણની તિરછીગતિનો વિષય કેટલો કહ્યો છે?

ગૌતમ! તે જંઘાચારણ અહીંથી એક ડગલે શ્રેષ્ઠ રૂચકદ્વીપે ઉતરે, ઉતરીને ત્યાં રહેલા ચૈત્યોને વંદન કરે. ચૈત્યો વાંદી ત્યાંથી પાછા ફરતાં બીજે ડગલે શ્રેષ્ઠ નંદીશ્વરદ્વીપે ઉતરે, ઉતરીને ત્યાંના ચૈત્યોને વંદન કરે. ચૈત્યો વાંદીને (ત્રીજે ડગલે) અહીં આવે, અને અહીંના ચૈત્યો વાંદે. ગૌતમ! જંઘાચારણની તિરછીગતિનો એટલો વિષય પ્રરૂપ્યો છે.

હે ભગવન્! જંઘાચારણની ઊર્ધ્વગતિનો કેટલો વિષય કહ્યો છે?

ગૌતમ! તે જંઘાચારણ અહીંથી એક ડગલે પંડકવનમાં ઉતરે, ઉતરીને ત્યાં રહેલા ચૈત્યોને વંદન કરે. ચૈત્યો વાંદી ત્યાંથી પાછા ફરતાં બીજે ડગલે નંદનવનમાં ઉતરે, ઉતરીને ત્યાં રહેલા ચૈત્યોને વંદન કરે. ચૈત્યો વાંદી ત્યાંથી અહીં આવે, અને અહીંના ચૈત્યો વાંદે. ગૌતમ! જંઘાચારણની ઊર્ધ્વગતિનો એટલો વિષય [1]પ્રરૂપ્યો છે. તે જંઘાચારણમુનિ તે સ્થાનકને આલોચ્યા વિના અને

૧ અહીંયાં જે વિદ્યાચારણનું તિરછી તથા ઊર્ધ્વગતિએ જવું બે ડગલે કહ્યું, અને આવવું એક ડગલે કહ્યું, તથા જંઘાચારણનું અહીંથી તિરછી તથા ઊર્ધ્વગતિએ જવું એક ડગલે કહ્યું, અને આવવું બે ડગલે કહ્યું, તે લબ્ધિના સ્વભાવથી સમજવું. કેટલાએકનું કહેવું એવું છે કે–વિદ્યાચારણ વિદ્યાના જોરથી ગમન–આગમન કરે છે, તે જ્યારે અહીંથી જાય છે ત્યારે વિદ્યા બરાબર અભ્યાસવાળી હોતી નથી, તેથી અહીંથી બે ડગલે જઇ શકે છે. પણ પાછા ફરતાં વિદ્યા વિશેષ અભ્યાસવાળી થાય છે, તેથી એકજ ડગલે આવી શકે છે. જંઘાચારણ લબ્ધિને ફોરવી ગમન–આગમન કરે છે, તેને અહીંથી જતાં ફોરવેલી લબ્ધિ સામર્થ્યવાળી હોય છે, તેથી જાય છે ત્યારે એકજ ડગલે જઇ શકે છે, પણ પાછા ફરતાં તે ફોરવેલી લબ્ધિ કાંઇક અલ્પ સામર્થ્યવાળી થઈ જાય છે તેથી બે ડગલે આવી શકે છે.

પડિક્કમ્યા વિના કાળ કરે તો તેને આરાધના નથી, પણ જો તે સ્થાનકને આલોચી અને પડિક્કમી કાળ કરે તો તેને આરાધના છે."

ગૌતમ ગણધર કહે છે કે "હે ભગવન્ ! હે પ્રભો ! જે મેં પ્રશ્ન પૂછયા તેના આપે ઉત્તર આપ્યા. આપે આપેલા ઉત્તર બરાબર છે, અન્યથા નથી. આ પ્રમાણે કહી ગણધર ગૌતમસ્વામી શ્રમણ ભગવાન્ મહાવીરને વંદન નમસ્કાર કરી આત્માને સંયમ અને તપ વડે ભાવતા છતા વિહરે છે."

આ સંબંધમાં શ્રીનેમિચંદ્રસૂરિએ પણ પ્રવચનસારોદ્ધાર નામના ગ્રંથના અડસઠમા દ્વારમાં કહ્યું છે કે—

" अइसयचरणसमत्था, जंघा–विज्जाहि चारणा मुणओ ।
जंघाहि जाइ पढमो, निस्सं काउं रविकरे वि ॥ १ ॥
एगुप्पाएण गओ, रुयगवरम्मि य तओ पडिनियत्तो ।
बीएण नंदीसरम्मि, एइ तइएण समयेणं ॥२॥
पढमेण पंडगवणं, बीउप्पाएण नंदणं एइ
तइउप्पाएण तओ, इह जंघाचारणो एइ ॥ ३ ॥
पढमेण माणुसोत्तर–नगं तु नंदीसरं तु बीएणं ।
एइ तओ तइएणं, कयचेइयवंदणो इहइं ॥ ४ ॥
पढमेण नंदणवणे, बीउप्पाएण पंडगवणम्मि ।
एइ इहं तइएणं, जो विज्जाचारणो होइ " ॥ ५ ॥

"જે મુનિઓ જંઘા અને વિદ્યાવડે અતિશયયુક્ત ગતિ કરવાને સમર્થ હોય તેઓ ચારણ કહેવાય છે. તે ચારણમુનિઓ બે પ્રકારના છે, એક જંઘાચારણ અને બીજા વિદ્યાચારણ. જંઘાચારણ મુનિ સૂર્યના કિરણોને અવલંબીને જંઘા વડે ગતિ કરે છે. તે અહીંથી તિરછીગતિએ જતાં એકજ ફલાંગે રૂચકદ્વીપે પહોંચે છે.

ત્યાંથી પાછા ફરી બીજી ફલાંગે નંદીશ્વર દ્વીપે પહોંચે છે, અને ત્રીજી ફલાંગે ત્યાંથી અહીં પહોંચે છે. જંઘાચારણ ઉર્ધ્વગતિએ ગમન કરે તો અહીંથી પહેલી ફલાંગે પંડકવનમાં પહોંચે છે, ત્યાંથી પાછા ફરતાં બીજી ફલાંગે નંદનવનમાં પહોંચે છે અને ત્રીજી ફલાંગે અહીં આવે છે."

"જે વિદ્યાચારણમુનિ હોય તે અહીંથી તિરછી ગતિએ જતાં પહેલી ફલાંગે માનુષોત્તર પર્વત પર જાય છે, બીજી ફલાંગે નંદીશ્વર દ્વીપે જાય છે, ત્યાંના ચૈત્યોને વાંદી ત્રીજી ફલાંગે અહીં આવે છે. વિદ્યાચારણમુનિ ઉર્ધ્વગતિએ ગમન કરે તો અહીંથી પહેલી ફલાંગે નંદનવનમાં પહોંચે છે, બીજી ફલાંગે પંડકવન પહોંચે છે, અને ત્યાંથી પાછા ફરતાં ત્રીજી ફલાંગે અહીં આવે છે. ॥ ૧૮ ॥

અહીં સ્થાનકવાસીઓ પોતાની વિદ્વત્તાની કિંમત અંકાવવા શંકા કરે છે કે—"તમે ભગવતીસૂત્રનો પાઠ દેખાડી ચારણમુનિઓએ ચૈત્યોને વંદન કર્યાનું જણાવ્યું, પણ ચૈત્યોને વાંદતાં લાભ થતો નથી, એ ભગવતી સૂત્રના પાઠથીજ સિદ્ધ થાય છે; જો ચૈત્યોને વાંદતાં લાભ થતો હોત તો 'તે સ્થાનકને આલોચ્યા વિના અને પડિક્કમ્યા વિના જો કાળ કરે તો તેને આરાધના નથી' એમ કેમ કહેત? આ ઉપરથી ચોકખું સમજાય તેવું છે કે, ચૈત્યોને વાંદતાં લાભ નથી, પણ હાનિ છે."

ઉપર મુજબ સ્થાનકવાસીઓએ કરેલી શંકાનો ગ્રન્થકાર પોતે ઉત્તર આપે છે—

आलोयणनुं ठाण कह्युं जे । तेह प्रमाद गति केरो॥
तीरगांते जे जात्र विचाले । रहे ते खेद घणेरो रे॥
जिनजी, तुज आणा शिर वहीए ॥१९॥

જે આલોચવાનું અને પડિક્કમવાનું કહ્યું તે ચૈત્યોને વાંદવાંથી આલોચવાનું અને પડિક્કમવાનું કહ્યું નથી, પણ ગતિનો જે પ્રમાદ કર્યો તેની આલોચના છે, અને તેને પડિક્કમવાનું કહ્યું છે,—ચૈત્યોને વંદન કર્યું તેની આલોચના નથી, પણ લબ્ધિ ફેરવી જે ગતિ કરી એ પ્રમાદ—દોષ છે, અને તે પ્રમાદની આલોચના છે. વળી પ્રમાદનું બીજું સ્થાન પણ દેખાડે છે, તે ચારણ મુનિઓ તીરના વેગની જેમ ઉતાવળી ગતિએ ચાલ્યા જાય છે, અને આવે છે. તે જતાં-આવતાં વચમાં જે તીર્થયાત્રા રહી જાય તેને વાંદી શકતા નથી, તેથી તીર્થોલ્લંઘન દોષ લાગે છે, તે દોષની પણ આલોચના છે. જો કે, તેમને તીરના વેગની જેમ ઉતાવળી ગતિ કરતાં વચમાં જે તીર્થયાત્રા રહી જાય છે, તેથી ઘણો ખેદ થાય છે, પણ તે ચારણમુનિઓની આકાશમાર્ગે એવીજ ગતિ હોય છે કે, વચમાં આવતા તીર્થસ્થાનોમાં ઉતરી શકતા નથી, અને તેથી તેમને ઘણો ખેદ થાય છે. માટે સમજવું જોઇએ કે, ચૈત્યોને વાંદતાં તો એકાંતે લાભજ છે, અને તે લાભ ચારણમુનિઓ હાંસીલ કરે છે; પણ જે લબ્ધિ ફેરવવારૂપ દોષ કર્યો; તથા વચમાં આવતા તીર્થો ન વાંદી શકયા એ દોષ કર્યો, તેને આલોચવાનું અને પડિક્કમવાનું ભગવતીસૂત્રમાં કહ્યું છે. ॥ ૧૯ ॥

ઉપરની વાતને સિદ્ધાંતની શાખે દૃષ્ટાંત આપી સાબીત કરેછે—

करी गोचरी जिम आलोए । दशवैकालिक शाखे ॥
तिम ए ठाम प्रमाद आलोए । नहीं दोष ते पाखे रे ॥
जिनजी, तुज आणा शिर वहीए ॥ २० ॥

જેમ સાધુ મુનિરાજ ગોચરી લાવીને ઉપાશ્રયે આવી દશ-

વૈકાલિકની શાખે પ્રમાદને આલોવે છે, તેમ ચારણમુનિઓ પણ પ્રમાદને આલોવે છે; તે પ્રમાદ વિના બીજો દોષ નથી.

ચારણ મુનિઓને અષ્ટાપદાદિ ઉપર ચૈત્યો વાંદતાં લાભજ થાય છે, પણ જે જતાં આવતાં દોષ લાગ્યો હોય તેની આલોચના માટે ભગવતી સૂત્રમાં કહ્યું છે. જેમ સાધુ મુનિરાજ ગોચરી લેવા માટે ગયા હોય, તેઓ ગોચરી લાવીને ગુરૂમહારાજ પાસે આલોચે છે, અને પડિક્કમે છે; તે દોષને આલોચવાનું અને પડિક્કમવાનું છે.

શ્રી દશવૈકાલિકસૂત્રના પાંચમા પિંડૈષણા નામના અધ્યયનના પહેલા ઉદ્દેશામાં પત્ર ૧૭૮–૧૭૯ માં કહ્યું છે કે—

"विणएणं पविसित्ता, सगासे गुरुणो मुणी ।
इरियावहियमायाय, आगओ अ पडिक्कमे ॥ १ ॥
आभोइत्ता ण नीसेसं, अइआरं जहक्कमं ।
गमणा–ऽऽगमणे चेव, भत्त–पाणे य संजए ॥ २ ॥
उज्जुप्पन्नो अणुव्विग्गो, अव्वक्खित्तेण चेअसा ।
आलोए गुरुसगासे, जं जहा गहिअं भवे ॥ ३ ॥
न सम्ममालोइयं हुज्जा, पुव्वि पच्छा व जं कडं ।
पुणो पडिक्कमे तस्स, वोसट्ठो चिंतए इमं ॥ ४ ॥
अहो ! जिणेहिं असावज्जा, वित्ती साहूण देसिआ ।
मुक्खसाहणहेउस्स, साहुदेहस्स धारणा " ॥ ५ ॥

"મુનિ ગોચરી લાવી, નિસીહિ કરી, હાથ જોડી, 'नमः क्षमाश्रमणेभ्यः' એમ બોલવારૂપ વિનયપૂર્વક ઉપાશ્રયમાં પ્રવેશ કરે. ઉપાશ્રયમાં પ્રવેશ કરીને ગુરૂમહારાજ પાસે આવી, ઈરિયાવહી પડિક્કમી, કાઉસગ્ગ કરે. કાઉસગ્ગમાં રહેલો તે સંયમી મુનિ

છતાં રે કુમતિ ! ભોળા લોકોને ઉંધું ચત્તું સમજાવી શા માટે સંશયમાં પાડે છે ?

ચારણમુનિઓ તિરછીગતિએ ગમન કરતાં જો લવણસમુદ્રના પાણીમાં થઇને જાય તો અપ્કાયની વિરાધના કરવાથી આરાધક ન થાય એ વાત કબુલ કરવા જેવી છે, પણ તેઓને પાણીમાં થઇને જવાનું છે જ નહીં, કારણ કે તેઓ તિરછીગતિએ જ્યારે ગમન કરે છે ત્યારે પહેલાં એટલા ઉંચા જાય છે કે જેથી લવણસમુદ્રની શિખા નીચે રહે છે, અને તેથી તેમને પાણીમાં ગમન કરવાનું રહેતું જ નથી. આ વાત કલ્પિત નથી, પણ શ્રીસમવાયાંગસૂત્રના તેત્રીશમા પત્રમાં કહી છે.

" लवणे णं समुद्दे सत्तरस जोयणसहस्साइं सव्वग्गेणं उड्ढं उच्चत्तेणं पण्णत्ते । इमीसे णं रयणप्पभाए पुढवीए बहुसमरमणिज्जाओ भूमिभागाओ सातिरेगाइं सत्तरस जोयणसहस्साइं उड्ढं उप्पतित्ता ततो पच्छा चारणाणं तिरिआ गई पवत्तति"॥

લવણસમુદ્ર ઉંચાઈમાં સર્વાગ્રે સત્તર હજાર યોજન[1] ઉંચો પ્રરૂપ્યોછે. ચારણમુનિઓ તિરછીગતિએ ગમન કરે ત્યારે આ રત્નપ્રભા પૃથ્વીના બરાબર સરખા રમણીય ભૂમિભાગ થકી એટલે મેરૂ પર્વતની ભૂમિ થકી સત્તર હજાર યોજન કરતાં કાંઇક અધિક ઉંચા ઉડીને ત્યાર પછી તે ચારણોની તિરછીગતિ પ્રવર્તે છે."

ઉપરના પાઠથી સ્પષ્ટ થયું કે, ચારણમુનિઓને તિરછીગતિએ ગમન કરતાં લવણસમુદ્રના પાણીમાં થઇને જવાનું હોતું નથી, પણ તેથી ઉંચા રહે છે; અને તેથી અપ્કાયની વિરાધના

૧ એક હજાર યોજન ઉંડો, અને સોળ હજાર યોજનની શિખા, એવી રીતે સત્તર હજાર યોજન ઉંચો છે.

નહીં થતી હોવાથી આરાધક છે. તેથી ભગવતી સૂત્રમાં તેઓનું અષ્ટાપદાદિ ઉપર ગમન કહ્યું છે, તે કરવા રૂપ છે, પણ તમે જે ફક્ત કહેવા રૂપ જણાવ્યું તે ભોળા લોકોને સંશયમાં નાખી સૂત્રાજ્ઞાનો ભંગ કર્યા રૂપ મહા પાપના ભાગીદાર થવાનું છે, અને स्वयं नष्टः परान् नाशयति એ ન્યાયે બીજાઓને પણ સંસારમાં ડૂબાડવાનું છે. ॥ ૨૨ ॥

સ્થાનકવાસીઓ શંકા કરે છે કે—'અલબત, ચારણમુનિઓ રૂચકદ્વીપ નંદીશ્વરદ્વીપ વિગેરે સ્થળે જઈને ચૈત્યો વંદે છે એમ ભગવતીસૂત્રમાં કહ્યું છે, તે અમોને માનનીય છે, પણ ત્યાં જઇ ચૈત્યો વંદે છે, એટલે 'જિનપ્રતિમાઓને વાંદે છે' એવો અર્થ કરવાનો નથી, પણ ચૈત્યો વાંદે છે એટલે 'જ્ઞાનને વાંદે છે' એવો અર્થ કરવાનો છે. તેથી જિનપ્રતિમાને માનનીય મનાવવા તમે જે ભગવતીસૂત્રની શાખ આપી તે કાંઇ કામની નથી, કારણ કે, ભગવતીસૂત્રના પાઠ ઉપરથી જિનપ્રતિમાને વંદન કર્યાનું સિદ્ધ થતું નથી, પણ જ્ઞાનને વંદન કર્યાનું સિદ્ધ થાય છે. આ પ્રમાણે કરેલી શંકાનું ગ્રન્થકાર નિવારણ કરે છે—

**चैत्य शब्दनो ज्ञान अरथ ते । कहो करवो कुण हेते ?॥**
**ज्ञान एक ने चैत्य घणां छे । भूले जडसंकेते रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ २३ ॥**

તમે જે ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન કરો છો તે અર્થ કેવી રીતે કરવો? તે કહો. કારણ કે, જે ભગવતી સૂત્રમાં પાઠ છે તેમાં 'चेइयाइं वंदइ—ચૈત્યોને વંદન કરે છે' એ પ્રમાણે બહુવચન છે, જો ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન લેવાનો હોત તો 'चेइयं वंदइ—ચૈત્યને વંદન કરે છે' એ પ્રમાણે એકવચન મૂકત; કારણકે જ્ઞાન એક છે;

પણ, એકવચન નહીં મૂકતાં બહુવચન મૂક્યું છે તેથી તમોએ કરેલો ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન થઈ શકતો નથી, પણ જિનમંદિર અને જિનપ્રતિમાજ થઈ શકે છે. જેની શુદ્ધ ગુરૂપરંપરા આવી હોય તેજ શબ્દનો અર્થ બરાબર કરી શકે; પણ મૂર્ખ-સંકેતવાળા પગલે પગલે ભૂલથાપ ખાય છે, કારણ કે નિગુરૂના સંકેત પ્રથા વગરના હોય છે.

સ્થાનકવાસીઓ કહે છે કે—"જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓએ અચંબો પમાડનારી નંદીશ્વરાદિની વાતો સિદ્ધાંતમાં સાંભળી. તે સાંભળી તેઓને આશ્ચર્ય થયું કે 'એ વાત કેમ હશે?' ચાલો, આપણે નજરે જોઈને ખાત્રી કરીએ' એમ વિચારી નંદીશ્વરાદિને જોવા ગયા. ત્યાં જઈને જોયું તો નંદીશ્વરાદિકને માટે જેવું વર્ણન આગમમાં લખ્યું છે તેવુંજ પ્રત્યક્ષ થયું. નજરે પ્રત્યક્ષ જોવાથી તેમને પ્રભુના જ્ઞાન તરફ બહુમાન થયું કે—'અહો! પ્રભુના જ્ઞાનને ધન્ય છે કે, જે આવા અતિ દૂર રહેલા પદાર્થોને પણ યથાવત્ બતાવે છે.' એવી રીતે પ્રભુના જ્ઞાનનું બહુમાન હૃદયમાં લાવી પ્રભુના જ્ઞાનને વંદન કરે છે. ભગવતીસૂત્રમાં चेइयाइं वंदइ એવો જે પાઠ છે તેનો 'પ્રભુના જ્ઞાનનું બહુમાન હૃદયમાં લાવી તે જ્ઞાનને વંદન કરે છે' એવો અર્થ સમજવાનો છે."

આ પ્રમાણે સ્થાનકવાસીઓ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન કરે છે. પણ જેઓની ઓલાદમાં વ્યાકરણનો ગંધ પણ નથી, અને વ્યાકરણ ભણવા-ભણાવવાથી પોતાની પોલ ઉઘાડી પડી જવાના ડરથી પોતાને તથા પોતાના શિષ્ય-પ્રશિષ્યોને વ્યાકરણથી દૂર રાખવા સાવધાન રહે છે તે મૂર્ખાઓ સીધો અર્થ ક્યાંથી કરી શકે? અને પોતે બોલે છે તેમાંજ પોતાનું મુખ બોલવું

બંધ પડશે એ ક્યાંથી સમજે ? કારણ કે ' चेइयाइं वंदइ-ચૈત્યોને વંદન કરે છે ' એ ઠેકાણે ચૈત્ય શબ્દમાં દ્વિતીયા વિભક્તિનું બહુવચન છે. જો જંઘાચારણે અને વિદ્યાચારણે જ્ઞાનને વંદન કર્યું હોય તો સૂત્રકાર બહુવચન કેમ કહે ? કારણ કે જ્ઞાન તો એક છે. વળી તમે ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ કયા કોષને આધારે કરો છો ? સુપ્રસિદ્ધ અને સર્વમાન્ય કોષકાર કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય પોતાના અનેકાર્થસંગ્રહ કોષના ૩૬૬ મા શ્લોકમાં કહે છે કે—

" चैत्यं जिनौकस्तद्बिम्बम् "

" ચૈત્ય એટલે જિનેન્દ્ર પ્રભુનું મંદિર તથા જિનેન્દ્ર પ્રભુની પ્રતિમા. " વળી એજ કોષકારે પોતાના અભિધાનચિંતામણિ કોષના ભૂમિકાંડના ૬૦ મા શ્લોકમાં કહ્યું છે કે—

" चैत्य-विहारौ जिनसद्मनि "

" ચૈત્ય અને વિહાર શબ્દ જિનના મંદિર અર્થમાં છે. " વળી બૌદ્ધમતાવલંબી અમરસિંહે પણ પોતાના અમરકોષમાં બીજા કાંડના પુરવર્ગના સાતમા શ્લોકમાં કહ્યું છે કે—

" चैत्यमायतनं तुल्ये "

"ચૈત્ય અને આયતન એ બન્ને શબ્દ મંદિર અર્થમાં તુલ્ય છે." શબ્દ ચિંતામણિ કોષમાં પણ ચૈત્ય શબ્દનો અર્થ જિન વા બુદ્ધની મૂર્તિ, અને જૈનમતનું દેવળ, એ પ્રમાણે કર્યો છે. આ પ્રમાણે દરેકને માનનીય કોષકારોએ પણ ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ કર્યો નથી, તો તમે એ અર્થ કેવી રીતે કર્યો ? વ્યાકરણ અને કોષની ગંધ વિના જેમ તેમ મનમાન્યો અર્થ કરવો એ મહાપાપનું કારણ છે.

વળી તમે ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન કરી એમ કહો છો કે, ત્યાં જઈ ચૈત્યોને એટલે જ્ઞાનને વંદન કર્યું. જો આવી રીતે ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ કરવાનો હોત તો, તીર્થંકરોએ પોતાના જ્ઞાન વડે આશ્ચર્યકારી પર્વત સમુદ્ર વિગેરે જેવા પ્રરૂપેલા છે તેવાજ રસ્તામાં પણ ઘણા દેખે છે, તો તેમને દેખીને પ્રભુના જ્ઞાનને કેમ વંદન ન કર્યું? વળી ચૈત્ય શબ્દથી જ્ઞાન અર્થ લેવાનો હોય તો—

" नाणं पंचविहं पन्नत्तं "

"જ્ઞાન પાંચ પ્રકારનું પ્રરૂપ્યું છે" આ પ્રમાણે આગમમાં જ્ઞાનની પ્રરૂપણા કરવા માટે ઠેકાણે ઠેકાણે પાઠ છે, ત્યાં બધે સ્થળે " चेइयं पंचविहं पन्नत्तं, तं जहा—आभिणिबोहियचेइयं, सुय-चेइयं, ओहिचेइयं, मणपज्जवचेइयं, केवलचेइयं."

"ચૈત્ય પાંચ પ્રકારનું પ્રરૂપ્યું છે, તે જેવી રીતે મતિચૈત્ય, શ્રુતચૈત્ય, અવધિચૈત્ય, મનઃપર્યવ ચૈત્ય અને કેવલ ચૈત્ય" એ પ્રમાણે પાઠ કેમ ન લખ્યો? કારણ કે, તમારી માન્યતા પ્રમાણે ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન થાય છે. પણ આગમમાં જ્યાં જ્ઞાનની પ્રરૂપણા કરી છે ત્યાં અપવાદ રૂપે પણ કોઈ સ્થળે ચૈત્ય શબ્દ વાપર્યો નથી, એકલો જ્ઞાન શબ્દજ વાપર્યો છે. જો ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન લેવાનો હોત તો કોઇક સ્થળે તો જ્ઞાનની પ્રરૂપણા કરતાં ચૈત્ય શબ્દ વાપરત.

વળી તમોએ કહ્યું કે—ચારણ મુનિઓએ અષ્ટાપદાદિની આશ્ચર્યકારી વાત આગમમાંથી સાંભળી, તેનો નિર્ણય કરવા માટે તેઓ તે તે ઠેકાણે ગયા. આ તમારૂં કથન બેહુંદું છે, કારણ કે આગમમાં કહેલી વાત ઉપર શંકા કરવાથી જમાલિની જેમ અનંતા સંસાર ભટકવું પડે છે. શું ચારણ મુનિઓ જેવા

મહાન્ તપસ્વી યોગીઓ આગમમાં કહેલી વાત ઉપર શંકા લાવી તેનો નિર્ણય કરવા માટે જાય એ તમારૂં કથન કોઇ પણ બુદ્ધિમાન્ કબૂલ કરવા તૈયાર થાય ખરો ? માટે આવી રીતે મન કલ્પિત અણઘટતા અર્થ કરી શા માટે આગમના સંગત અર્થને છિન્ન ભિન્ન કરો છો? કલ્પિત અર્થ કરવાથી સંસારમાં ભ્રમણ કરવું પડે છે, અને વિદ્વાનોમાં હાંસીને પાત્ર થવું પડે છે ॥ ૨૩ ॥

ઉપરની ગાથામાં આપેલા સજ્જડ પૂરાવાથી ચૈત્ય શબ્દનો જિનમંદિર તથા જિનપ્રતિમા એવો અર્થ સિદ્ધ થયો. અને તેઓને ચારણ મુનિઓએ નંદીશ્વરાદિને વિષે વંદન કર્યાનો ભગવતીસૂત્રનો પાઠ દેખાડવાથી જિનમંદિર તથા જિનપ્રતિમા માનવી જોઇએ એમ સિદ્ધ થયું. ત્યારે વળી પાછા કુંઠિતમતિ સ્થાનકવાસીઓ કહે છે કે- " ચૈત્ય શબ્દનો અર્થ તમે જિનપ્રતિમા કરો છો તે અર્થ ભલે હો, પણ જે ચારણ મુનિઓએ નંદીશ્વરાદિને વિષે જિનપ્રતિમા વાંદ્યાનું ભગવતીસૂત્રમાં કહ્યું છે તે જિનપ્રતિમા શાશ્વતી છે. તે શાશ્વતી પ્રતિમા ભલે માનનીય ગણીએ; પણ અહીં તો તમે અશાશ્વતી પ્રતિમાઓને વંદન કરો છો, અને અમોને તમે તે અશાશ્વતી પ્રતિમાઓને પણ વંદનીય મનાવવા તૈયાર થયા છો, તે કેમ બને ? અમોને અશાશ્વતી પ્રતિમા વંદનીયપણે માનનીય નથી." આ પ્રમાણે કહેનારને એ ભગવતીસૂત્રના પાઠથીજ ગ્રન્થકાર અશાશ્વતી પ્રતિમા પણ વંદનીયપણે દેખાડે છે:—

**रुचकादिकना चैत्य नम्या ते । सासय पडिमा कहिए।**
**जेह इहांना तेह अशाश्वत । बेउमां भेद न लहिए रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ २४ ॥**

ચારણ મુનિઓએ રૂચક નંદીશ્વર વિગેરેનાં ચૈત્યોને વંદન કર્યું તે શાશ્વતી પ્રતિમા કહીએ. પણ જે ત્યાંથી અહીં આવી "इहं चेइयाइं वंदइ–અહીં ચૈત્યોને વાંદે છે" એ પાઠથી અહીંની જિનપ્રતિમાઓને વંદન કરે છે તે અશાશ્વતી પ્રતિમા વાંધાનું સ્પષ્ટ જણાય છે. શાશ્વતી અને અશાશ્વતીમાં અંશમાત્ર ભેદ નથી, બન્ને પ્રતિમા વંદનીય–પૂજનીય છે, છતાં જે શાશ્વતીને પૂજ્ય અને અશાશ્વતીને અપૂજ્ય માની બન્નેમાં ભેદ પાડવો એ વિચારકનું કામ નથી. ॥ ૨૪ ॥

હવે પહેલી ઢાળ પૂરી કરતા ગ્રન્થકાર ઉપસંહાર કરે છે—

**जे उपर साहेब ! तुज करुणा । शुद्ध अरथ ते भाखे ॥**
**तुंज आगमनो शुद्ध प्ररूपक । सुजश अमियरस चाखे रे ॥**
**जिनजी, तुज आणा शिर वहीए ॥ २५ ॥**

હે સાહેબ ! હે દયાનિધિ ! જે પ્રાણી ઉપર તમારી કૃપા છે તે પ્રાણી યથાર્થ પ્રરૂપણા કરી શકે છે. જે તમારા આગમની શુદ્ધ પ્રરૂપણા કરે છે તે સારા યશરૂપ અમૃતરસને ચાખે છે. એટલે આગમની જે શુદ્ધ પ્રરૂપણા કરે છે તેનો યશ લોકોમાં પ્રસરે છે, પણ જેઓ વિચાર્યા વિના મનકલ્પિત અર્થ કરે છે તેઓ ઉત્સૂત્ર પ્રરૂપણા કરવાથી પાપના ભાગીદાર થવા સાથે અપયશી બને છે.

જો કે કરૂણાનિધિ વીતરાગની સર્વ પ્રાણીઓ ઉપર કૃપાજ હોય છે, તેમની તો પોતાના ભક્તો અને દ્વેષીઓ ઉપર સરખીજ દૃષ્ટિ છે; ભેદભાવ છેજ નહીં. પણ જેમ એક પિતાના બે પુત્રો હોય, તેમાં એક પુત્ર પિતાની આજ્ઞા પાળનાર હોય, અને બીજો પુત્ર ઉદ્ધત હોય–પિતાની આજ્ઞા માનતો ન હોય. તેમાં જે આજ્ઞા-

પાલક પુત્ર છે તેના ઉપર પિતાનું હેત લોકો પ્રગટપણે દેખે છે, અને જે આજ્ઞાકારી નથી તેના ઉપર પણ જો કે પિતાનું હેત હોયજ, પરંતુ લોકો તે હેત પ્રગટપણે દેખતા નથી. તેમ અહીં પણ જો કે, તીર્થંકરની કરૂણા સર્વ પ્રાણીઓ ઉપર સરખીજ છે, પણ જેઓ તેમની આજ્ઞાના આરાધક છે તેઓ ઉપર પ્રગટપણે કરૂણા જણાય છે. આ ગાથામાં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થકર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ પણ સૂચવ્યું છે ॥ ૨૫॥

ઢાળ પહેલી સંપૂર્ણ.

---

પહેલી ઢાળમાં આગમોની શાખ આપી જિનેશ્વરની પ્રતિમાને વંદન કર્યાના દૃષ્ટાંતો આપી તે વંદનીય છે એમ સિદ્ધ કર્યું. હવે વળી સ્થાનકવાસીઓ કહે છે કે– "અલબત, તમોએ દૃષ્ટાંતો અને યુક્તિઓ પૂર્વક જિનેશ્વરની પ્રતિમાને વંદનીય મનાવી, પણ તમે તો પ્રતિમાનું પૂજન પણ કરોછો ? તે પૂજન અયુક્ત છે." આ પ્રમાણે પ્રતિમાની પૂજાને અમાન્ય ગણતા તે સ્થાનકવાસીઓને આગમોની શાખ આપી પ્રતિમાનું પૂજન પણ કરવું જોઈએ એમ ગ્રન્થકાર આ બીજી ઢાળમાં સિદ્ધ કરે છે—

## ઢાળ બીજી।

---

महाविदेह क्षेत्र सोहामणुं, ए देशी ।

**तुज आणा मुज मन वसी, जिहां जिनप्रतिमा सुविचार लालरे ।**

रायपसेणी सूत्रमां, सूरियाभ तणो अधिकार लालरे।
तुज आणा मुज मन वसी ॥१॥

હે વીર ! તમારી આજ્ઞા મારા મનમાં નિવાસ કરીને રહી છે, જે આજ્ઞામાં જિનેન્દ્રની પ્રતિમાનો સારો વિચાર છે; એજ આગમ શાખાએ દેખાડે છે–હે પ્રભુ ! રાયપસેણી નામના બીજા ઉપાંગમાં સૂર્યાભદેવનો અધિકાર છે.

પ્રભુની આજ્ઞાને નહીં માનનારાઓએ ખાસ ધ્યાન આપવું જોઇએ કે–"જે પ્રભુને તમે માનો છો તેમને ત્યારેજ માન્યા કહેવાય કે, જ્યારે તેમણે ફરમાવેલી આજ્ઞાને શિરોવંદનીય ગણો. જેમ પિતાની આજ્ઞાને ઠોકરે મારનાર ઉદ્ધત પુત્ર પિતાનું નામ બહુમાનથી રટયા કરે તો તેને મૂર્ખજ ગણવામાં આવે છે; પણ તે નામનું રટન કરવા સાથે પિતાની આજ્ઞા માને તોજ શ્રેષ્ઠ ગણાય., એમ કહેવાને આબાલગોપાલ કટિબદ્ધ થાય છે; તેમ વીર પરમાત્માનું નામ રટન કરનારાઓએ સાદી અક્કલથી પણ વિચારવું જોઇએ કે, "આપણે પ્રભુનું નામ તો માનની દૃષ્ટિથી રટીએ છીએ, પણ પ્રભુની આજ્ઞા માનીએ છીએ કે કેમ? જો પ્રભુની આજ્ઞા ન માનતા હોઇએ, અને તેમનું નામજ રટ્યા કરીએ તો પિતાની આજ્ઞા નહીં માનનાર પુત્રની જેમ મૂર્ખતાજ ગણાય." ગ્રન્થકારે પ્રભુની આજ્ઞાને શિરોવંદનીય માની સ્થાનકવાસીઓને સખ્ત ફટકો માર્યો છે કે, તમે પ્રભુના નામને બહુમાનની દૃષ્ટિથી રટ્યા કરો છો, પણ પ્રભુની આજ્ઞા માનતા નથી તે શું કામનું ?

રાયપસેણીસૂત્રમાં સૂર્યાભદેવનો અધિકાર છે. પરદેશી રાજાનો જીવ મૃત્યુ પામીને પહેલે દેવલોકે સૂર્યાભદેવ ઉત્પન્ન થયો,

છે, તે સૂર્યાભદેવે જિન પ્રતિમાની પૂજા કર્યાનો અધિકાર રાયપ-સેણી સૂત્રમાં છે, એજ વિસ્તારથી દેખાડે છે---

ते सुर अभिनव उपन्यो, पूछे सामानिक देव लालरे ।
शुं मुज पूरव ने पछी, हितकारी कहो ततखेव लालरे ।
तुज आणा मुज मन वसी ॥२॥

તે સૂર્યાભદેવ જે વખતે નવો ઉત્પન્ન થયો તે વખતે પોતાની સમાન ઋદ્ધિવાળા સામાનિક દેવોને પૂછ્યું કે–મારે પૂર્વમાં શું હિતકારી છે ? અને પછી શું હિતકારી છે ? તે તુરતમાં મને જણાવો ॥ ૨ ॥

ते कहे एह विमानमां, जिनपडिमा दाढा जेह लालरे ।
तेहनी तमे पूजा करो, पूर्व पच्छा हित एह लालरे ।
तुज आणा मुज मन वसी ॥३॥

તે સામાનિક દેવોએ કહ્યું કે, આ વિમાનમાં જિનેશ્વરની પ્રતિમાઓ અને દાઢાઓ છે, તેની તમે પૂજા કરો. એ જિનેશ્વરની પ્રતિમાઓ અને દાઢાઓની પૂજા કરવી એજ પૂર્વે તથા પછી હિતકારી છે.

અહીં દાઢા શબ્દથી જિનેશ્વરનાં [1]અસ્થિ સમજવાં; જિનેશ્વરની દાઢાઓ સૂર્યાભદેવના વિમાનમાં સંભવે નહીં, કારણ કે, સૌધર્મેન્દ્ર ઈશાનેન્દ્ર ચમરેન્દ્ર અને બલીન્દ્ર એ ચાર ઇંદ્રોનેજ જિનેશ્વરની દાઢા લેવાનો અધિકાર છે. શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના બીજા વક્ષસ્કારમાં ૧૫૮મા પત્રમાં કહ્યું છે કે–

"तए णं से सक्के देविंदे देवराया भगवओ तित्थ-

---

[1] હાડકાં

गरस्स उवरिल्लं दाहिणं सकहं गेण्हइ। ईसाणे देविंदे देवराया उवरिल्लं वामं सकहं गेण्हइ। चमरे असुरिंदे असुरराया हिट्ठिल्लं दाहिणं सकहं गेण्हइ। बली वइरोअणिंदे वइरोअणराया हिट्ठिल्लं वामं सकहं गेण्हइ। अवसेसा भवणवइ जाव वेमाणिआ देवा जहारिहं अवसेसाइं अंगमंगाइं, केई जिणभत्तीए, केई जीअमेअंति कट्टु, केई धम्मोत्ति कट्टु गेण्हन्ति."

"ત્યાર પછી દેવેન્દ્ર દેવરાજા તે શક્ર તીર્થંકર ભગવંતની ઉપલી જમણી દાઢાને ગ્રહણ કરે છે; કારણકે, તે ઉર્ધ્વલોકવાસી છે અને દક્ષિણ અર્ધલોકનો સ્વામી છે. દેવેન્દ્ર દેવરાજા ઇશાનેન્દ્ર ઉપલી ડાબી દાઢાને ગ્રહણ કરે છે; કારણ કે, તે ઉર્ધ્વલોકવાસી છે અને ઉત્તર અર્ધલોકનો સ્વામી છે. અસુરેન્દ્ર અસુરરાજ ચમરેન્દ્ર નીચેની જમણી દાઢાને ગ્રહણ કરે છે; કારણકે, તે અધોલોકવાસી છે અને દક્ષિણ શ્રેણિનો સ્વામી છે. વૈરોચનેન્દ્ર[1] વૈરોચનરાજ બલીન્દ્ર નીચેની ડાબી દાઢાને ગ્રહણ કરે છે, કારણકે તે અધોલોકવાસી છે અને ઉત્તર શ્રેણિનો સ્વામી છે. અવશેષ રહેલા ભવનપતિ યાવત્ વૈમાનિક દેવો યથાયોગ્ય ભુજા વિગેરે અંગનાં અસ્થિ અને આંગળીઓ વિગેરે ઉપાંગોનાં અસ્થિને

---

૧ દક્ષિણ શ્રેણિમાં રહેલા અસુરો કરતાં જેઓની દીપ્તિ વિશેષ છે તે વૈરોચન; એટલે ઉત્તર શ્રેણિમાં વસનારા અસુરો, ઉત્તર શ્રેણિના અસુરોની પુણ્ય પ્રકૃતિ દક્ષિણ શ્રેણિના અસુરો કરતાં વિશેષ હોય છે; તેથી તેઓની દીપ્તિ પણ અધિક હોય છે. તે વૈરોચન એટલે ઉત્તર શ્રેણિના અસુરો, તેઓનો જે ઇન્દ્ર તે વૈરોચનેન્દ્ર કહેવાય.

ગ્રહણ કરે [1]છે. કેટલાએક જિનભક્તિ વડે ગ્રહણ કરે છે, એટલે જિનેશ્વર મોક્ષમાં જતાં તેમનાં અસ્થિ જિનેશ્વરની જેમ આરાધવા યોગ્ય છે એવી જિનભક્તિથી ગ્રહણ કરે છે. કેટલાએક આચાર સમજીને ગ્રહણ કરે છે, એટલે પૂર્વે થઇ ગયેલા દેવોએ આ પ્રમાણે આચર્યું છે તે પ્રમાણે અમારે પણ કરવું જોઇએ એ પ્રમાણે આચાર સમજીને ગ્રહણ કરે છે. અને કેટલાએક ધાર્મિક બુદ્ધિએ ગ્રહણ કરે છે."

આ ઠેકાણે જણાવ્યું છે કે, જિનેન્દ્રની ચાર દાઢાઓ ચાર ઇંદ્રોજ ગ્રહણ કરે છે, અને બીજા દેવો જિનેન્દ્રનાં અસ્થિ ગ્રહણ કરે છે, તેથી અહીં સૂર્યાભદેવના વિમાનમાં દાઢા શબ્દથી જિનેન્દ્રનાં અસ્થિ સમજવાં.

[2]રાયપસેણી સૂત્રના ૧૭૧-૧૭૨ મા પૃષ્ઠમાં કહ્યું છે કે—

"तए णं तस्स सूरियाभस्स देवस्स पंचविहाए पज्जत्तीए पज्जत्तिभावं गयस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए चिंतिए पत्थिए मणोगए संकप्पे समुप्पज्जित्था—किं मे पुव्विं करणिज्जं ?, किं मे पच्छा करणिज्जं ? । किं मे पुव्विं सेयं ?, किं मे पच्छा सेयं ? । किं मे पुव्विं पच्छा वि हियाए सुहाए खमाए णिस्सेसाए आणुगामियत्ताए भविस्सइ"?

"तए णं तस्स सूरियाभस्स देवस्स सामाणियपरिसोववण्णगा देवा सूरियाभस्स देवस्स इमेयारूवं अज्झत्थियं जाव संकप्पं समुप्पण्णं समभिजाणित्ता जेणेव सूरियाभे देवे तेणेव उवा-

[1] સનત્કુમાર વિગેરે અઠ્ઠાવીશ ઇન્દ્રો બાકી રહેલા અઠ્ઠાવીશ દાંતને ગ્રહણ કરે છે, બીજા ઇંદ્રો અંગોપાંગનાં અસ્થિ ગ્રહણ કરે છે. [2] રાય ધનપતસિંહ બહાદૂરે છપાવેલ.

गच्छन्ति। उवागच्छित्ता सूरियाभं देवं करयलपरिग्गहियं दसनहं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु जएणं विजएणं वद्धावेन्ति। वद्धावित्ता एवं वयासी–'एवं खलु देवाणुप्पिया णं सूरियाभे विमाणे सिद्धायतणे अट्ठसयं जिणपडिमाणं जिणुस्सेह-पमाणमेत्ताणं सण्णिक्खित्तं चिट्ठइ। सभाए णं सुहम्माए णं माणवए चेइयखंभे वइरामएसु गोलवट्टसमुग्गएसु बहूओ जिणसकहाओ सण्णिक्खित्ताओ चिट्ठन्ति। ताओ णं देवाणु-प्पियाणं अन्नेसिं च बहूणं वेमाणियाणं देवाणं य देवीणं य अच्चणिज्जाओ वंदणिज्जाओ णमंसणिज्जाओ पूयणिज्जाओ सम्माणणिज्जाओ पज्जुवासणिज्जाओ। तं एयं णं देवाणुप्पि-याणं पुव्विं करणिज्जं, एयं णं देवाणुप्पियाणं पच्छा करणिज्जं। एयं णं देवाणुप्पियाणं पुव्विं सेयं, एयं णं देवाणुप्पियाणं पच्छा सेयं। एयं णं देवाणुप्पियाणं पुव्विं पच्छा वि हियाए सुहाए खमाए णिस्सेसाए आणुगामियत्ताए भविस्सइ" ॥

ત્યાર પછી તે સૂર્યાભદેવ પાંચ[1] પ્રકારની પર્યાપ્તિવડે પર્યા-

---

૧ પર્યાપ્તિ છ છે–આહાર પર્યાપ્તિ, શરીર પર્યાપ્તિ, ઇન્દ્રિય પર્યાપ્તિ, આનપાન–શ્વાસોચ્છવાસ પર્યાપ્તિ, ભાષાપર્યાપ્તિ, અને મનપર્યાપ્તિ. સંજ્ઞી પંચેન્દ્રિયને આ છ પર્યાપ્તિ હોય છે. જો કે દેવ પણ સંજ્ઞી પંચેન્દ્રિય હોવાથી તેને છ પર્યાપ્તિ હોય છે, અને તેથી સૂર્યાભદેવને છ પર્યાપ્તિ કહેવી જોઇએ, પણ દેવને બીજી પર્યાપ્તિની અપેક્ષાએ ભાષાપર્યાપ્તિ અને મનપર્યાપ્તિના સમાપ્તિકાળનું આંતરૂં ઘણું થોડું હોય છે, તેથી અહીં તે બન્ને પર્યાપ્તિને એકપણે વિવક્ષા કરેલી હોવાથી સૂર્યાભદેવને પાંચ પર્યાપ્તિ કહી છે. તત્ત્વથી તો છ પર્યાપ્તિ સમજવી.

ત્પણાને પામ્યો છતો, તેને આવા સ્વરૂપનો [૧]આત્મવિષયક [૨]ચિંતિત [૩]પ્રાર્થિત [૪]મનોગત સંકલ્પ ઉત્પન્ન થયો કે–'મારે પહેલાં શું કરવા યોગ્ય છે ? અને મારે પછી શું કરવા યોગ્ય છે ? મારે પહેલાં શું શ્રેય છે ? મારે પછી શું શ્રેય છે ? મારે પહેલાં અને પછી હિતને માટે, સુખને માટે, ક્ષેમને માટે, નિશ્ચિત કલ્યાણ જે મોક્ષ, તેને માટે, તથા પરંપરાએ શુભાનુબંધી સુખને માટે શું થશે ?"

"ત્યાર પછી તે સૂર્યાભદેવની સામાનિક પર્ષદામાં ઉત્પન્ન થયેલા દેવો સૂર્યાભદેવનો આવા પ્રકારનો આત્મવિષયક યાવત્ સંકલ્પ ઉત્પન્ન થયેલો જાણીને જ્યાં સૂર્યાભદેવ છે ત્યાંજ આવે છે. આવીને બે હાથ જોડી દસ નખ ભેળા કરીને મસ્તકે આવર્ત કરી અંજલી કરીને સૂર્યાભદેવને [૫]જય [૬]વિજય વડે વધાવે છે. વધાવીને એમ બોલ્યા કે—' હે દેવાનુપ્રિય ! આ સૂર્યાભવિમાનમાં સિદ્ધાયતનને વિષે જિનેશ્વરોના ઉત્સેધ પ્રમાણમાત્ર જિનેશ્વરોની એકસો આઠ પ્રતિમા સ્થાપન કરેલી છે. અને સુધર્માસભાને વિષે માણવક નામના ચૈત્યસ્તંભમાં વજ્રમય ગોળ આ-

૧ આત્માને વિષે થયેલો. ૨ સંકલ્પ બે પ્રકારનો હોય છે, એક ધ્યાનસ્વરૂપ અને બીજો ચિંતવન સ્વરૂપ. તે બે જાતના સંકલ્પમાં આ ચિંતવનસ્વરૂપ સંકલ્પ થયો, એમ જણાવવાને ચિંતિત શબ્દ મૂકયો છે. ૩ ચિંતવનસ્વરૂપ સંકલ્પ પણ કોઇ અભિલાષારૂપ હોય છે અને કોઇ અભિલાષારૂપ હોતો નથી, તેમાં આ સંકલ્પ અભિલાષારૂપ થયો એમ જણાવવાને પ્રાર્થિત શબ્દ મૂકયો છે. ૪ મનોગત એટલે મનમાં રહેલો, હજુ વચનથી પ્રકાશિત નહીં કરેલો. ૫ પોતાના પક્ષની જીત થવી તે જય. ૬ સામા પક્ષ ઉપર જીત મેળવવી તે વિજય.

કારના દાબડાઓમાં જિનેશ્વરોનાં ઘણાં અસ્થિ સ્થાપન કરેલાં છે. તે જિનેશ્વરોની પ્રતિમાઓ તથા અસ્થિઓ દેવાનુપ્રિય એવા આપને તથા બીજા ઘણા વૈમાનિક દેવોને અને દેવીઓને ચંદનાદિથી ચર્ચવા યોગ્ય છે, વાંદવા યોગ્ય છે, નમસ્કાર કરવા યોગ્ય છે, પૂષ્પાદિથી પૂજવા યોગ્ય છે, વસ્ત્રાભૂષણાદિથી સંસ્કાર કરી સન્માન કરવા યોગ્ય છે. અને સેવા કરવા યોગ્ય છે. દેવાનુપ્રિય એવા આપને આ પહેલાં કરવા યોગ્ય છે, દેવાનુપ્રિયને આ પછી કરવા યોગ્ય છે, દેવાનુપ્રિયને આ પહેલાં શ્રેય છે, દેવાનુપ્રિયને આ પછી શ્રેય છે. દેવાનુપ્રિયને પૂર્વે અને પછી આ હિતને માટે, સુખને માટે, ક્ષેમને માટે, નિશ્ચિત કલ્યાણ જે મોક્ષ તેને માટે, તથા પરંપરાએ શુભાનુબંધી સુખને માટે થશે "

સ્થાનકવાસીઓ શંકા કરે છે કે—"પ્રભુની દાઢા તથા અસ્થિમાં કોઇ પણ ચારિત્રાદિ ગુણ હોતો નથી. જેમાં ચારિત્રાદિ ગુણો હોય તેનું વંદન—પૂજન ફળદાયી થાય છે, પણ કોઇ જાતના ગુણ રહિતનું વંદન પૂજન શું કામનું ? તો પછી દેવતાઓ પ્રભુના અસ્થિ અને દાઢાઓની પુજા શા માટે કરે છે ?" તેના ઉત્તરમાં જણાવવાનું કે—" ભાવજિનની જેમ નામજિન, દ્રવ્યજિન અને સ્થાપનાજિન વંદનીય છે. જિનેશ્વરનું શરીર એ દ્રવ્યજિન છે, અસ્થિ તથા દાઢાઓ શરીરના અવયવ છે, તેથી ભાવજિનથી અભેદબુદ્ધિએ તેઓનું વંદન-પૂજન કરવું જોઈએ. જો ભાવજિનની જેમ દ્રવ્યજિનને વંદનીય ન માનો તો, ગર્ભપણે ઉત્પન્ન થયેલ ભગવંતની ' समणे भगवं महावीरे ' ઇત્યાદિ આલાવાવડે સૂત્રકારો સૂત્રરચના કરે છે તે યોગ્ય કેમ કહેવાય ? તથા ઈન્દ્રોનો પણ શક્રસ્તવાદિ પ્રયોગ કેમ યોગ્ય ગણાશે ? વળી

ભાવજિનની જેમ દ્રવ્યજિન પણ વંદનીય–પૂજનીય છે, તેથીજ જિનેશ્વરોનાં અસ્થિઓ તથા દાઢાઓ જે ઠેકાણે સ્થાપેલાં હોય તે ઠેકાણે આશાતનાથી ભય પામતા દેવો કામક્રીડાદિ કરતા નથી.

વળી કોઇ શંકા કરે છે કે–" જિનપ્રતિમા તો જિનની આકૃતિ હોવાથી પ્રભુના સ્મરણનો હેતુ છે, અને તેથી તે પ્રતિમાની આરાધના કરવી યુક્તજ છે, કારણકે તાત્વિક દષ્ટિથી તો જિનપ્રતિમાની આરાધના એ જિનનીજ આરાધના છે. પણ દાઢા વિગેરેની આરાધના એ જિનની ભક્તિ કેમ કહેવાય ? " તેના ઉત્તરમાં જણાવવાનું કે—" જેમ હરિવંશને નેમિનાથના વંશથી ઓળખાવીએ તો તેના ઉપર જેવી પૂજ્ય બુદ્ધિ થાય છે તેવી પૂજ્યબુદ્ધિ કૃષ્ણના વંશથી ઓળખાવીએ તો થતી નથી, એટલે કે મહાત્માના નામથી ઓળખાતા પદાર્થો ઉપર દરેકને પૂજ્યબુદ્ધિ સ્વાભાવિક થાય છે; એવી રીતે દાઢા વિગેરે પણ ' આ ઋષભદેવ તીર્થંકરની દાઢા છે ' એમ તીર્થંકરના નામથી ઓળખાતી સાંભળવામાં પણ આવે તો મહાફળ આપે છે, તો પછી તેનું પૂજનાદિક કરવાથી મહાફળ થાય એમાં તો પૂછવુંજ શું ? વળી જેમ જિનપ્રતિમા જિનસંબંધી હોવાથી જિનેશ્વરની જેમ આરાધવા યોગ્ય છે, તેમ જિનેશ્વરની દાઢા વિગેરે પણ જિનસંબંધી હોવાથી જિનેશ્વરની જેમ આરાધવા યોગ્ય છે. જેઓની તીર્થંકર ઉપર ભક્તિ હોય છે તેઓનીજ તીર્થંકર સંબંધી દાઢા વિગેરે ઉપર ભક્તિ હોય છે. પણ જેમની તીર્થંકર ઉપર ભક્તિ હોતી નથી તેઓની તીર્થંકર સંબંધી દાઢા વિગેરે ઉપર ભક્તિ સંભવતી નથી. જે પોતાનો સગો–સંબંધી પૂજ્ય કે સ્નેહી ન હોય તેનો ફોટો દેખીને અથવા તેનું નામ સાંભળીને કોઈપણ

ખુશી થતો અથવા તેની ભક્તિ કરતો કોઇએ પણ કોઇને દેખ્યો અથવા સાંભળ્યો નથી. તેથી જો જિનેન્દ્ર ઉપર ભક્તિ હોય તોજ તેમની દાઢા વિગેરે ઉપર ભક્તિ સંભવે છે. દાઢા વિગેરેની ભક્તિ એ જિનભક્તિજ છે. વળી પ્રતિમા તો તીર્થંકરની આકૃતિમાત્ર છે, તીર્થંકરના શરીરનો અવયવ નથી. પરંતુ દાઢા વિગેરે તો સાક્ષાત્ તીર્થંકરના શરીરનો અવયવ છે. 'આ દાઢા શ્રીઆદીશ્વર પ્રભુની છે' એ પ્રમાણે ચિંતવીએ અથવા સાંભળીએ તો પણ મહા નિર્જરા થાય છે, તો પછી તેનું વંદન–પૂજન કરવાથી શુભફળ કેમ ન મળે? આ પ્રમાણે સૂક્ષ્મબુદ્ધિથી વિચારતાં જરા પણ શંકા રહેતી નથી. તેથી જે સમ્યગ્દૃષ્ટિઓ પ્રભુની દાઢાઓ અને અસ્થિઓ ગ્રહણ કરે છે, તથા તેને પૂજે છે એ જિનભક્તિથીજ કરે છે એમ સમજવું જોઇએ."

વળી સ્થાનકવાસીઓ શંકા કરે છે કે–"રાયપસેણી સૂત્રમાં જે સૂર્યાભદેવે જિનપ્રતિમા અને જિનઅસ્થિને પૂજ્યાનું કહ્યું છે એ તો સર્વ દેવતાઓનો આચાર છે. જેવો આચાર પહેલેથી ચાલ્યો આવતો હોય તે મુજબ દરેકે કરવું જોઇએ, એથી કાંઇ એમ સિદ્ધ થતું નથી કે, જેમ દેવોનો આચાર છે તે પ્રમાણે મનુષ્યોએ પણ કરવું જોઇએ" તેના ઉત્તરમાં જણાવવાનું કે–"જો સર્વ દેવતાઓનો એ પ્રમાણે આચાર હોય તો પછી 'अन्नेसिं च बहूणं वेमाणियाणं देवाणं देवीणं य अच्चणिज्जाओ–બીજા પણ ઘણા વૈમાનિક દેવો અને દેવીઓને અર્ચના કરવા યોગ્ય છે' એ વાક્યમાં બહુ શબ્દ કેમ મૂક્યો? 'सव्वेसिं वेमाणियाणं अच्चणिज्जाओ–સર્વ વૈમાનિકોને અર્ચના કરવા યોગ્ય છે' એ પ્રમાણે કેમ ન કહ્યું? એથી સ્પષ્ટ સમજાય તેવું છે કે દરેક દેવોનો એ આચાર નથી, પણ સમ્યગ્દૃષ્ટિ દેવોજ જિનપ્રતિમાદિની અર્ચના કરે છે.

વળી ઉપર બતાવ્યા મુજબ જેવાં શુભ ફળ જિનપ્રતિમાને વંદન-પૂજન કરવાથી જણાવ્યા તેવાંજ શુભફળ, વર્તતા જિનેન્દ્રને-ભાવજિનને વંદન કર્યાથી રાયપસેણી સૂત્રમાં પૃષ્ઠ ૨૫ મે જણાવ્યા છે—

"तं महाफलं खलु तहारूवाणं अरिहंताणं भगवंताणं नामगोयस्स वि सवणयाए, किमंग पुण अभिगमण-वंदण-नमंसण-पडिपुच्छण-पज्जुवासणयाए? एगस्स वि आरियस्स धम्मियस्स सुवयणस्स सवणयाए, किमंग पुण विउलस्स अट्ठस्स गहणयाए?। तं गच्छामि णं समणं भगवं महावीरं वंदामि नमंसामि सक्कारेमि सम्माणेमि, कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासेमि। एयं मे पेच्चाहियाए सुहाए खमाए निस्सेसाए आणुगामियत्ताए भविस्सइ."

"ખરેખર તેવા પ્રકારના અરિહંત ભગવંતના નામગોત્રનું[1] પણ શ્રવણ કરવાથી મહાફળ થાય છે, તો પછી તે અરિહંત પ્રભુની સામા જવું, વંદન કરવું, નમસ્કાર કરવો, શરીરાદિની સુખશાતા પૂછવી, અને સેવા કરવાથી મહાફળ થાય તેમાં તો પૂછવુંજ શું? વળી એક પણ આર્ય અને ધર્મ સંબંધી સુવચન સાંભળવાથી મહાફળ થાય, તો પછી વિસ્તૃત અર્થને ગ્રહણ કરવાથી મહાફળ થાય તેમાં તો પૂછવુંજ શું? તેથી શ્રમણ ભગવાન્ મહાવીર પાસે જાઉં, અને તે પ્રભુને વંદન કરૂં, નમસ્કાર કરૂં, સત્કાર કરૂં; સન્માન કરૂં; કલ્યાણ અને મંગલ કરનાર દેવ સંબંધી ચૈત્ય જે પ્રતિમા, તેની જેમ ઉપાસના કરૂં. એજ મારે પરભવે હિતકર, સુખને માટે, ક્ષેમને માટે, અને ભવપરંપરાએ શુભાનુબંધ સુખને માટે થશે."

૧ ગુણું નિષ્પન્ન ગોત્ર કહેવાય.

આ ઉપરથી ચોકખું સમજાય તેવું છે કે-સ્થાપનાજિન અને ભાવજિનને વંદન-પૂજન કરવાથી સમાન ફળ મળે છે. માટે જેમ ભાવજિનને વંદનીય-માનનીય ગણો છો તેમ સ્થાપનાજિનને પણ વંદનીય ગણવા જોઇએ. એટલુંજ નહીં, પણ સ્થાપનાજિનને ભાવજિન કરતાં અધિક માનનીય ગણવા જોઈએ, એજ કારણથી જિનપ્રતિમા આગળ **नमुत्थुणं** સૂત્રનો પાઠ ભણતાં "**ठाणं संपत्ताणं नमो जिणाणं**-સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા જિનોને નમસ્કાર હો" એ પ્રમાણે કહેવાય છે, અને ભાવજિન આગળ "**ठाणं संपाविउ कामे**-સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા" એ પ્રમાણે કહીને નમસ્કાર કરાય છે. તો વિચારવું જોઇએ કે, સિદ્ધિસ્થાનને પ્રાપ્ત થયેલા અધિક કે તે સ્થાનને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા અધિક ? સુતરાં દરેક કબૂલ કરશે કે, જે સિદ્ધિસ્થાનને પ્રાપ્ત થયેલા છે તે અધિક છે. ॥૩॥

હવે વળી સ્થાનકવાસીઓ શંકા કરે છે કે-"સૂર્યાભદેવ જે વખતે ઉત્પન્ન થયો તે વખતે તેણે જિનપ્રતિમાની પૂજા કરી, પણ પછીનો આખો ભવ પૂજા કરી નથી; તેથી એમ લાગે છે કે એ પૂજા લૌકિક વ્યવહારથી કરી છે, પણ કાંઇ ધાર્મિક બુદ્ધિએ કરી નથી." તેનો ઉત્તર આપે છે—

**पूरव पच्छा शब्दथी, नित्यकरणी जाणे सोय लालरे॥**
**समकितदृष्टि सद्दहे, ते द्रव्यथकी क्यम होय ? लालरे।**
**तुज आणा मुज मन वसी ॥ ४ ॥**

સૂર્યાભદેવને સામાનિક દેવોએ કહ્યું કે-"જિનપ્રતિમાની પૂજા એજ પૂર્વ અને પછી હિતકારી, સુખને માટે, ક્ષેમને માટે, મોક્ષને માટે, અને પરંપરાએ શુભાનુબંધી સુખને માટે થશે."

એ ઠેકાણે 'પૂર્વ' અને 'પચ્છી' એ બે શબ્દથી સૂર્યાભદેવ જિન-પ્રતિમાદિની પૂજાને નિત્યકરણી જાણે છે, અને તેથી નિશ્ચય થાય છે કે સૂર્યાભદેવ ઉત્પન્ન થયો તે વખતેજ જિનપ્રતિમાદિની પૂજા કરી નથી, પણ સદાકાળે પૂજા કરી છે.

વળી કોઇ શંકા કરે છે કે—"સૂર્યાભદેવે જિનપ્રતિમાની પૂજા તો કરી, પણ તે દ્રવ્યથી—બાહ્યથી પૂજા કરી, પરંતુ ભાવથી પૂજા કરી નથી." તેનો ઉત્તર આપે છે—જે સમકિતદૃષ્ટિ જીવ હોય તે ધર્મકરણી શ્રદ્ધાપૂર્વક કરે છે. સૂર્યાભદેવ સમકિતી છે, તે ફક્ત દ્રવ્યથીજ પ્રતિમાને કેમ પૂજે ? ॥ ૪ ॥

સૂર્યાભદેવ જિનપ્રતિમાને દ્રવ્યથી નહીં, પણ ભાવથી પૂજે છે, એ વાતને સ્પષ્ટ કરી દેખાડે છે—

**द्रव्यथकी जे पूजियां, प्रहरण-कोशादि अनेक लालरे ।**
**तेहथी बेउ जुदां कह्यां, ए तो साचो भाव विवेक लालरे ।**
**तुज आणा मुज मन वसी ॥ ५ ॥**

શસ્ત્ર ભંડાર વિગેરે અનેક જે દ્રવ્યથી પૂજ્યા છે—ધાર્મિક બુદ્ધિએ પૂજ્યા નથી, તેનાથી જિનપ્રતિમા અને જિનઅસ્થિ એ બન્નેને પૂજવાનો અધિકાર ખાસ જુદો કહ્યો છે, એ સત્ય રીતે ભાવને જુદો બતાવવા માટે ભિન્ન બતાવ્યું છે.

જો દ્રવ્યથી જિનપ્રતિમા અને જિનઅસ્થિને પૂજ્યાં હોય તો જે શસ્ત્ર ભંડાર વિગેરે પૂજવાનો અધિકાર છે તેની સાથેજ જિન-પ્રતિમાદિને પૂજવાનો અધિકાર બતાવત, પણ જિનપ્રતિમાદિને પૂજવાનો અધિકાર ખાસ અલગ બતાવેલ છે, તેથી જણાય છે કે, જેમ લૌકિક વ્યવહારથી શસ્ત્રાદિ પૂજ્યા છે તેમ જિનપ્રતિમાદિને પૂજ્યા નથી, પણ ભાવથી પૂજ્યા છે. વળી શસ્ત્રાદિ જ્યારે પૂજ્યા

છે ત્યારે પ્રણામ કે શક્રસ્તવ કર્યું નથી, પણ જિનપ્રતિમાદિના પૂજન વખતે પ્રણામ અને શક્રસ્તવ કર્યું છે, તેથી નિશ્ચય થાય છે કે, તેને શસ્ત્રાદિની જેમ દ્રવ્યથી પૂજ્યા નથી, પણ ધાર્મિક બુદ્ધિએ ભાવથી પૂજ્યા છે. વળી સામાનિક દેવોએ પૂજવા યોગ્ય તથા પૂર્વ અને પછી હિતકર જિનપ્રતિમા અને જિનઅસ્થિને જણાવ્યા, અને ફળ પણ તેને પૂજવાનાજ બતાવ્યા, શસ્ત્રાદિના પૂજનમાં કાંઇ બતાવ્યું નહિ, તેથી સ્પષ્ટ સમજાય તેમ છે કે, શસ્ત્રાદિની જેમ જિનપ્રતિમાદિને લૌકિક આચારથી પૂજ્યા નથી, પણ ભાવથી પૂજ્યા છે. ॥ ૫ ॥

દ્રવ્યપૂજા અને ભાવપૂજાનુ અંતર નહીં સમજનારાઓને-દ્રવ્યપૂજા કોણે કેવી રીતે કરી, અને ભાવપૂજા કેવી રીતે કરી? એ દૃષ્ટાંતથી સાબીત કરી બતાવે છે—

**चक्करयण जिननाणनी, पूजा जे भरते कीध लालरे।**
**ज्यम ते त्यम अंतर इहां, समकितदृष्टि प्रसिद्ध लालरे।**
**तुज आणा मुज मन वसी ॥ ६॥**

ચક્રવર્તી ભરતમહારાજાએ ચક્રરત્નને આ ભવનું ઉપકારી જાણી તેની દ્રવ્યથી પૂજા કરી, અને પ્રભુ શ્રીઆદીશ્વરના કેવળજ્ઞાનને આ ભવ તથા પરભવ એમ બન્ને ભવનું ઉપકારી જાણી તેની ભાવથી પૂજા કરી, જેમ એ ચક્રરત્ન અને કેવળજ્ઞાનની પૂજાનું અંતર છે તેમ અહીં પણ સૂર્યાભદેવના અધિકારમાં શસ્ત્રાદિની પૂજાનું અને જિનપ્રતિમાદિની પૂજાનું અંતર સમજવું. આ બાબત સમકિતદૃષ્ટિ જીવને પ્રસિદ્ધજ છે. જેના હૃદયમાં સમકિત રમણ કરી રહેલ છે એ તો ચોક્ખી રીતે સમજે છે કે, જે આ ભવનું ઉપકારી હોય તેનો પૂજા-સત્કાર દ્રવ્યથી

થાય છે, પણ જે આ ભવ અને પરભવનું ઉપકારી હોય તેનો પૂજા-સત્કાર ભાવથી થાય છે. પણ જેના હૃદયમાં મિથ્યાત્વ નિવાસ કરી રહ્યું હોય તે દ્રવ્ય અને ભાવનું અંતર ન જાણે ॥ ૬ ॥

સ્થાનકવાસીઓ શંકા કરે છે કે-"ધન કાઢવાને અધિકારે પણ 'हियाए सुहाए-હિતને માટે, સુખને માટે' ઇત્યાદિ પાઠ છે. તે ધન જેમ આ લોકના સુખને માટે હોવા છતાં તેના અધિકારમાં हियाए सुहाए ઈત્યાદિ પાઠ છે, તેમ સૂર્યાભદેવના જિનપ્રતિમાના પૂજન અધિકારમાં પણ हियाए सुहाए ઇત્યાદિ પાઠ છે. તેથી સમજાય છે કે, સૂર્યાભદેવે જિનપ્રતિમાનું પૂજન ભવાંતરના સુખને માટે કર્યું નથી. પણ આ ભવના સુખને માટે કર્યું છે." તેમને ગ્રન્થકાર ઉત્તર આપે છે-

**पहले भव पूरव कहे, ज्ञाता दर्दुर संबंध लालरे ।**
**पच्छा कडुअ विषय कह्या, वली मृगापुत्र परबंध लालरे ।**
**तुज आणा मुज मन वसी ॥ ७ ॥**

જ્ઞાતાસૂત્રમાં દેડકાના સંબંધમાં પૂર્વ શબ્દથી પહેલો ભવ કહ્યો છે, અને ઉત્તરાધ્યયનસૂત્રમાં મૃગાપુત્રના અધિકારમાં વિષયોને 'પછી' શબ્દથી આગામી ભવે કટુ વિપાકવાળા કહ્યા છે.

સૂર્યાભદેવનો જે જિનપ્રતિમાપૂજનનો અધિકાર છે ત્યાં पुव्विं એટલે પૂર્વે અને पच्छा એટલે પછી એવા બે શબ્દ છે. પૂર્વ શબ્દથી પહેલાનો ભવ લેવાય છે, અને પચ્છા શબ્દથી પછીનો એટલે આગામી ભવ લેવાય છે. જો જિનપ્રતિમાનું પૂજન આ લોકનાજ હિતાદિ માટે હોત તો તે ઠેકાણે પૂર્વ અને પછી એ બે શબ્દો ન મૂકત.

નંદમણિયાર શેઠ જે શ્રાવક હતો, પણ પાછળથી મિથ્યા-

ત્વી થયો હતો, તે મરીને પોતાની બંધાવેલી નંદા નામની વાવમાં દેડકો થયો હતો. દેડકાને જાતિસ્મરણ થયું હતું. તે પોતાના પૂર્વભવ સંબંધમાં વિચારે છે કે—

" [1]पुव्विं पि णं मए समणस्स भगवओ महावीरस्स अंतिए थूलए पाणातिवाए पच्चक्खाए, जाव थूलए परिग्गहे पच्चक्खाए"

"પહેલાં પણ મેં શ્રમણ ભગવાન્ મહાવીર પાસે સ્થૂલ પ્રાણાતિપાતનું પચ્ચક્ખાણ કર્યું હતું, યાવત્ સ્થૂલ પરિગ્રહનું પચ્ચક્ખાણ કર્યું હતું" અહીં પૂર્વ શબ્દથી ગતભવ લીધો છે. વળી પચ્છા શબ્દથી આગામી ભવ લેવાય છે. વિષયોથી વિરક્ત થઇ દીક્ષા લેવાને ઉત્સુક થયેલો મૃગાપુત્ર માતપિતાની આજ્ઞા લેવા માટે તેમની પાસે કહે છે કે—

" [2]अम्मताय! मए भोगा, भुत्ता विसफलोवमा।
पच्छा कडुयविवागा, अणुबंधदुहावहा " ॥ १ ॥

"હે માતા! હે પિતા! મેં વિષવૃક્ષના ફળ સદૃશ ભોગ ભોગવ્યા, જે ભોગ પછી એટલે આગામી ભવમાં કટુ વિપાકવાળા છે, અને નિરંતર દુઃખ દેવાવાળા છે" અહીં પચ્છા શબ્દથી આવતો ભવ લીધો છે. ॥ ૭ ॥

કોઇ શંકા કરે છે કે— "તમે 'પૂર્વ' અને 'પછી' એ બન્ને શબ્દનો 'ગતભવ' અને 'આગામીભવ' એ પ્રમાણે અર્થ કર્યો, તો પછી આ ભવ તો ન આવ્યો? જિનપ્રતિમાના પૂજનથી જો આ-

૧ જુઓ જ્ઞાતાધર્મકથાંગ, તેરમું અધ્યયન, પંચાણુમું સૂત્ર, પત્ર ૧૮૩ મું. ૨ જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર, ઓગણીશમું અધ્યયન, અગીયારમી ગાથા, ૪૫૩ મું પત્ર, (પ્રકાશક.—શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ)

ગલા અને પાછલા ભવનું હિત થતું હોય, પણ ચાલુ જીંદગી-નું હિત ન થતું હોય તો પછી એ પૂજન શા કામનું? જે ક્રિયા કરવાથી ચાલુ ભવનું પણ કાંઇ હિત ન થાય એ ક્રિયા કોણ કરે ?'' તેને ગ્રંથકાર ઉત્તર આપે છે–

**आगमेसि भद्दा कह्या, गइ–ठिइकल्लाणा देव लालरे।**
**इस पूरव पच्छा कहे, त्रिहुं काले हित जिनसेव लालरे।**
**तुज आणा मुज मन वसी ॥८॥**

સમ્યગ્દૃષ્ટિ દેવોને– આગળ મનુષ્ય અવતાર પામીને મોક્ષે જવાના છે એવા કહ્યા છે. વળી તે સમ્યગ્દૃષ્ટિ દેવો ગતિકલ્યાણ છે, એટલે આવતી જે મનુષ્યગતિ ત્યાં પણ તેમને કલ્યાણ છે. તથા સમ્યગ્દૃષ્ટિ દેવો સ્થિતિકલ્યાણ છે, એટલે જે દેવભવ છે ત્યાં પણ તેમને કલ્યાણ છે. સૂર્યાભદેવ સમ્યગ્દૃષ્ટિ છે. જિનેશ્વરની પ્રતિમા અને અસ્થિ પૂજતાં તેને પૂર્વ અને પછી શબ્દ કહ્યાથી ત્રણે કાળે હિત જાણવું. જિનેશ્વર પ્રભુની સેવા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળે હિતકર છે.

સમ્યગ્દૃષ્ટિ દેવોને માટે આગમમાં કહ્યું છે કે—

"गइकल्लाणा, ठिइकल्लाणा, आगमेसि भद्दा"

"સમ્યગ્દૃષ્ટિ દેવોને આવતી મનુષ્યગતિમાં કલ્યાણ છે, દેવભવમાં કલ્યાણ છે, અને આગળ મનુષ્ય અવતાર પામીને મોક્ષે જવાના હોવાથી તેમને કલ્યાણ છે." આ ઉપરથી સ્પષ્ટ સમજાય તેવું છે કે, જિનપ્રતિમાનું પૂજન ત્રણે કાળે હિતકારી છે. ॥ ૮ ॥

પૂર્વ અને પછી શબ્દથી અર્થાપત્તિએ વર્તમાનકાળ આવી જાય છે, તે બતાવે છે—

जस पूरव पच्छा नहीं, मध्य पण तस संदेह लालरे।
एम पेहले अंगे कह्युं, छे सूधो अरथ ते एह लालरे।
तुज आणा मुज मन वसी॥९॥

જેને પૂર્વે તથા પછી નથી તેને મધ્યમાં પણ સંદેહ છે, અર્થાત્ જેને પૂર્વે અને પછી છે તેને મધ્યે પણ અવશ્ય છે, એમ પહેલા અંગમાં-શ્રીઆચારાંગસૂત્રમાં સીધો-સમજાય તેવો અર્થ છે. શ્રી આચારાંગ સૂત્રના સમ્યક્ત્વ નામના ચોથા અધ્યયનના ત્રીજા ઉદ્દેશામાં પત્ર ૧૯૪ માં કહ્યું છે કે—

"जस्स नत्थि पुरा पच्छा, मज्झे तस्स कुओ सिया?"

"જેને પૂર્વ જન્મમાં સમ્યક્ત્વ નહોતું, અને પછી એટલે આગામી જન્મમાં પણ નહીં થશે, તેને મધ્ય જન્માં કયાંથી હોય?" અર્થાત્ જેને પૂર્વે અને પછી હોય તેને મધ્યમાં પણ હોય. સૂર્યાભદેવને દેવભવ મધ્ય છે, તેને જ્યારે જિનપૂજા પૂર્વે અને પછી હિતકારી છે તો પછી ચાલુ ભવમાં હિતકારી હોય તેમાં સંદેહ શો? તાત્પર્ય કે-જિનપૂજા ત્રણે કાળે હિતકારી છે॥૯॥

પર્યાયવાચક શબ્દોનો એકજ અર્થ થાય છે, એમ નહીં જાણનાર કોઇ શંકા કરે છે કે-"સૂર્યાભદેવ જે વખતે પ્રભુ મહાવીરને વંદન કરવા જાય છે તે અધિકારમાં 'पेच्चा हियाए' પરભવના હિતને માટે' એવો પાઠ છે, પણ જિનપ્રતિમાના પૂજન અધિકારમાં તો पेच्चा हियाए એવો પાઠ નથી, पच्छा हियाए એવો પાઠ છે. તેથી જણાય છે કે, ભાવજિનને વંદનાદિ કરવાથી આગામી ભવે હિત થાય છે, પણ જિનપ્રતિમાનું પૂજન કરવાથી તો આ ભવેજ હિત થાય છે, પરભવનું હિત થતું નથી." તેને ગ્રંથકાર ઉત્તર આપે છે—

पच्छा पेच्चा शब्दनो, जे फेर कहे ते दुठ लालरे।
शब्द तणी रचना घणी, पण अरथ एक छे सुठ लालरे।
तुज आणा मुज मन वसी ॥ १० ॥

પચ્છા અને પેચ્ચા એ બન્ને શબ્દમાં જે ફેર ગણે છે, તે દુષ્ટ—અજ્ઞાની સમજવા. બન્ને શબ્દો એકજ પર્યાયવાળા હોવાથી બન્નેનો અર્થ એકજ થાય છે. શબ્દની રચના ઘણા પ્રકારની હોય છે. કોઈ પણ શાસ્ત્રમાં એવો નિયમ નથી કે, જે શબ્દ એક સ્થળે જે અર્થમાં વપરાયો હોય તેજ શબ્દ બીજે સ્થળે પણ તે અર્થમાં વાપરવો જોઇએ. જો એવો નિયમ હોય તો એક અર્થ-વાળા અનેક શબ્દો જે કોષમાં સ્થળે સ્થળે નજરે તરે છે તે ખોટા ઠરે; માટે પર્યાયવાચક શબ્દો ભિન્ન ભિન્ન હોવા છતાં તેનો એ-કજ અર્થ થાય છે. જેમ पेच्चा શબ્દનો અર્થ પરભવ થાય છે, તેમ पच्छा શબ્દનો અર્થ પણ પરભવજ થાય છે. વંદનાનાજ અધિકારમાં કોઇ સ્થળે पेच्चाहियाए એવો પાઠ છે, તો કોઇ સ્થળે परभवहियाए ઇત્યાદિ કહ્યું છે. જેમ અહીં पेच्चा અને परभव એ બન્ને શબ્દોના અર્થમાં ફેર નથી, તેમ पच्छा અને पेच्चा શબ્દના પણ અર્થમાં ફેર ન સમજવો. ॥ ૧૦ ॥

ત્રીજી ગાથામાં જે રાયપસેણીસૂત્રનો પાઠ આપ્યો છે, તે સંબંધમાં કરેલી ભિન્ન ભિન્ન શંકાઓના સમાધાન યુક્તિપૂર્વક કર્યાં. હવે સૂર્યાભદેવ આગળ શું કરે ? તે ગ્રંથકાર બતાવે છે—

वांची पुस्तक रत्ननां, हवे लेइ धरम व्यवसाय लालरे।
सिद्धायतने ते गयो, जिहां देवच्छंदनो ठाय लालरे॥
तुज आणा मुज मन वसी ॥ ११ ॥

તે સૂર્યાભદેવ શાશ્વતા રત્નનાં પુસ્તક વાંચે, પુસ્તક વાંચ્યા પછી ધર્મ વ્યવસાય કરવાને ઇચ્છે છે. ત્યારપછી કમળ કલશ વિગેરે પૂજાની સામગ્રી લઇ જ્યાં દેવચ્છંદનું સ્થાનક છે તે સિદ્ધ ભગવંતના મંદિરમાં ગયો. ॥ ૧૧ ॥

**जिनप्रतिमा देखी करी, करे शिर प्रणाम शुभबीज लालरे।**
**पुष्प माल्य चूर्णे करी, वस्त्राभरणे वली पूज लालरे।**
**तुज आणा मुज मन वसी ॥ १२ ॥**

સિદ્ધ ભગવંતના મંદિરમાં ગયા પછી ત્યાં જિનપ્રતિમા દેખીને તે પ્રતિમાને મસ્તક નમાવી પ્રણામ કરે, જે પ્રણામ શુભ–પુણ્યનું બીજ છે; જિનપ્રતિમાને પ્રણામ કર્યા પછી પુષ્પ, માળા, બરાસ વિગેરે ચૂર્ણ, વસ્ત્રો અને આભૂષણો વડે તે જિન-પ્રતિમાઓની પૂજા કરે. ॥ ૧૨ ॥

**फूलपगर आगे करी, आलेखे मंगल आठ लालरे।**
**धूप देइ काव्य स्तवी, करे शक्रस्तवनो पाठ लालरे।**
**तुज आणा मुज मन वसी ॥ १३ ॥**

પ્રતિમાની પૂજા કર્યા પછી પુષ્પોના ઢગલા આગળ કરી [1]અષ્ટમંગલિક આળેખે. ત્યારપછી અનેક પ્રકારના સુગંધી ધૂપ દે. પછી પુનરૂક્તાદિ દોષ રહિત એકસો આઠ કાવ્યે કરી પ્રભુની સ્તુતિ કરે. અને ત્યારપછી **નમુત્થુણં**નો પાઠ ભણે.

ગાથા ૧૧–૧૨–૧૩ માં જે વાત આવી તે રાયપસેણી સૂત્રના ૧૮૭ થી ૧૯૦ મા પૃષ્ઠ સુધીમાં નીચે મુજબ છે—

---

૧ સ્વસ્તિક, શ્રીવત્સ, કલશ, ભદ્રાસન, શરાવસંપૂટ, મત્સ્યનું જોડલું, દર્પણ અને નંદાવર્ત એ અષ્ટમંગલિક કહેવાય છે.

"तए णं से सूरियाभे देवे पोत्थयरयणं गिण्हइ, पोत्थयरयणं मुयइ, पोत्थयरयणं विहाडेइ, विहाडित्ता पोत्थयरयणं वाएइ। वाएइत्ता धम्मियं ववसायं गिण्हइ, गिण्हइत्ता पोत्थयरयणं पडिणिक्खमइ। पडिणिक्खमेइत्ता सीहासणाओ अब्भुट्ठेइ, अब्भुट्ठेइत्ता ववसायसभाओ पुरत्थिमिल्लेणं दारेणं पडिणिक्खमइ, पडिणिक्खमइत्ता जेणेव णंदा पोक्खरिणी तेणेव उवागच्छइ, उवागच्छइत्ता णंदापोक्खरिणीओ पुरत्थिमिल्लेणं दारेणं पुरत्थिमिल्लेणं तिसोवाणपडिरूवएणं पच्चोरुहइ। पच्चोरुहित्ता हत्थपायं पक्खालेइ, पक्खालित्ता आयंते चोक्खे परमसुइभूए एगं सेयं महं रययामयं विमलसलिलपुण्णं मत्तगयमुहागिइसमाणं भिंगारं पगिण्हइ, पगिण्हइत्ता जाइं तत्थ उप्पलाइं जाव सयसहस्सपत्ताइं ताइं गिण्हइ। गिण्हइत्ता णंदाओ पोक्खरिणीओ पच्चुत्तरइ, पच्चुत्तरित्ता जेणेव सिद्धाययणे तेणेव पहारेत्थ गमणाए। तए णं तं सूरियाभं देवं चत्तारि सामाणियसाहस्सीओ जाव सोलस आयरक्खयदेवसाहस्सीओ अण्णे य बहवे जाव देवीओ य अप्पेगइया उप्पलहत्थगया जाव सयसहस्सपत्तहत्थगया पिट्ठओ पिट्ठओ समणुगच्छन्ति। तए णं सूरियाभं देवं बहवे आभिओगिया देवा य देवीओ य अप्पेगइया कलसहत्थगया जाव धूवकडुच्छहत्थगया हट्ठतुट्ठा सूरियाभं देवं पिट्ठओ पिट्ठओ समणुगच्छन्ति। तए णं से सूरियाभे चऊहि सामाणियसाहस्सीहिं जाव अण्णेहिं बहूहिं सूरियाभविमाणवासीहिं देवेहिं देवीहिं य सद्धिं संपरिवुडे सव्वड्ढीए जाव वाइयरवेणं जेणेव सिद्धाययणे तेणेव उवागच्छइ। उवागच्छित्ता सिद्धाययणस्स पुरत्थिमिल्लेणं दारेणं अणुपविसइ। जेणेव देवच्छंदए जेणेव

जिणपडिमाओ तेणेव उवागच्छइ, उवागच्छित्ता जिणडिमाणं आलोए पणामं करेइ। करेइत्ता लोमहत्थयं गेण्हइ, गेण्हित्ता जिणपडिमाणं लोमहत्थएणं पमज्जइ। पमज्जइत्ता-जिणपडिमाओ सुरभिणा गंधोदएणं ण्हावेइ। ण्हावेइत्ता सरसेणं गोसीसचंदणेणं गायाइं अणुलिंपइ। अणुलिंपइत्ता जिणपडिमाणं अहयाइं सेयाइं दिव्वाइं देवदूसजुयलाइं नियंसेइ। नियंसेइत्ता पुप्फारुहणं मल्लारुहणं गंधारुहणं वण्णारुहणं चुण्णारुहणं आभरणारुहणं करेइ। करेइत्ता आसत्तोसत्तविउलवट्टवग्घारियमल्लदामकलावं करेइ। करेइत्ता कयग्गाहग्गहियकरयलपब्भट्ठविप्पमुक्केणं दसद्धवण्णेणं कुसुमेणं मुक्कपुप्फपुंजोवयारकलियं करेइ। करेइत्ता जिणपडिमाणं पुरओ अच्छेहिं सण्हेहिं सेएहिं रययामएहिं अच्छरसतंदुलेहिं अट्ठट्ठमंगले आलिहइ, तं जहा—सोत्थियं जाव दप्पणं। तए णं तक्खणं चंदप्पहवइरवेरुलियविमलदंडं कंचणमणिरयणभत्तिचित्तं कालागुरुपवरकुंदुरुक्कतुरुक्कधूवमघमघंतगंधुत्तमाणुविद्धं धूववट्टिं विणिमुयंतं वेरुलियामयं धूवकडुच्छयं पग्गहिय, पयत्तेणं धूवं दाऊण जिणवराणं, अट्ठसयविसुद्धगंथजुत्तेहिं अत्थजुत्तेहिं अपुणरुत्तेहिं महावित्तेहिं संथुणइ। संथुणइत्ता सत्तट्ठपयाइं पच्चोसरइ। पच्चोसरित्ता वामं जाणुं अंचेइ, दाहिणं जाणुं धरणितलंसि निवाडेइ। तिक्खुत्तो मुद्धाण धरणितलंसि नमेइ। नमेइत्ता इसिं पच्चुण्णमइ, पच्चुण्णमइत्ता करयलपरिग्गहियं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु एवं वयासी—नमोऽत्थु णं अरिहंता णं भगवंताणं जाव सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं'' ॥

"त्यारपछी ते सूर्याभदेव पुस्तकरत्न ग्रहण करे छे, पुस्तक-

રત્નને પોતાના ખોળામાં અથવા ઉત્તમ સ્થાનમાં મૂકે છે, ત્યાર પછી પુસ્તકરત્નને ઉઘાડે છે, ઉઘાડીને પુસ્તકરત્નને વાંચે છે; વાંચી રહ્યા પછી ધાર્મિક વ્યવસાય કરવાને ઇચ્છે છે. ત્યારપછી પુસ્તકરત્નને પાછું મૂકે છે, મૂકીને સિંહાસનથી ઉઠે છે, ઉઠીને વ્યવસાયસભાના પૂર્વ દિશા તરફના બારણે બહાર નીકળે છે. બહાર નીકળીને જ્યાં નંદા નામની વાવ છે ત્યાં આવે છે, આવીને નંદા વાવના પૂર્વ દિશા તરફના બારણે પૂર્વ તરફના ત્રણ પગથિયારૂપ સીડીયે તે વાવમાં ઉતરે છે, ઉતરીને હાથ પગ ધોવે છે, દેહના નવ દ્વાર શુદ્ધ કરે, આચમન લે, શુદ્ધ થાય, અને પરમ પવિત્ર થાય છે. ત્યારપછી મહોન્મત્ત હાથીના મુખની આકૃતિ જેવો એક મોટો રૂપાનો સફેદ કલશ વાવના પવિત્ર પાણીથી ભરીને ગ્રહણ કરે છે, કલશ ગ્રહણ કરીને તે વાવમાંથી જે સર્વ પ્રકારના કમળ યાવત્ લાખ પાંખડીવાળા કમળો હોય છે તે ગ્રહણ કરે છે. ત્યારપછી તે નંદા વાવમાંથી બહાર નીકળે છે, બહાર નીકળીને જ્યાં સિદ્ધ ભગવંતનું મંદિર છે ત્યાં જવાનો ઉદ્યમ કરે છે. તે વખતે તે સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવો, સોળ હજાર આત્મરક્ષક દેવો, તથા બીજા ઘણા દેવો અને દેવીઓ કેટલાએક ભિન્ન ભિન્ન પ્રકારના કમળો યાવત્ લાખ પાંખડીવાળા કમળો હાથમાં લઇને સૂર્યાભદેવની પાછળ પાછળ જાય છે. ત્યારપછી સૂર્યાભદેવના ઘણા આભિયોગિક દેવો અને દેવીઓ કેટલાએક હાથમાં કલશ લઈને, કેટલાએક હાથમાં ધૂપના કડછા લઈને હર્ષિત અને તુષ્ટ થયેલા સૂર્યાભદેવની પાછળ પાછળ જાય છે. આવી રીતે ચાર હજાર સામાનિક દેવો તથા સૂર્યાભ વિમાનમાં નિવાસ કરનારા બીજા ઘણા દેવો અને દેવીઓથી પરિવરેલો તે સૂર્યાભદેવ સર્વ ઋદ્ધિવડે યાવત્ વાજીંત્રો વાજતે

ગાજતે જ્યાં સિદ્ધ ભગવંતનું મંદિર છે ત્યાં આવે છે, આવીને સિદ્ધાંયતનના પૂર્વ દિશા તરફને બારણે પ્રવેશ કરે છે. પ્રવેશ કરીને જ્યાં દેવછંદક છે, જ્યાં જિનપ્રતિમાઓ છે ત્યાં આવે છે, આવીને જિનપ્રતિમાઓનું દર્શન થતાં તેમને પ્રણામ કરે છે. પ્રણામ કર્યા પછી મોરપીંછી ગ્રહણ કરે છે, તે મોરપીંછી વડે જિનપ્રતિમાઓને પ્રમાર્જન કરે છે. પ્રમાર્જન કરીને સુગંધી પવિત્ર જલ વડે જિનપ્રતિમાઓની પખાલ કરે છે. પખાલ કરીને ( સુગંધી દિવ્ય અંગલુણા વડે જિનપ્રાતમાઓનાં શરીર લુવે છે. ત્યારપછી ) ઉત્તમ ગોશીર્ષ ચંદન વડે જિનપ્રતિમાઓના શરીરે વિલેપન કરે છે, વિલેપન કર્યા બાદ ચોળાઈ નહી ગયેલા એવા સફેદ દિવ્ય દેવદૂષ્યના જોડલા જિનપ્રતિમાઓને પહેરાવે છે, દેવદૂષ્ય પહેરાવ્યા પછી પુષ્પ ચડાવે, પુષ્પના હાર પહેરાવે; સુગંધમય પદાર્થોનું આરોપણ કરે, આંગી રચે, કપુર બરાસ વિગેરે ચૂર્ણનું આરોપણ કરે, અને મુકુટ વિગેરે ઘરેણાં પહેરાવે. ત્યાર પછી ઉપરથી નીચે સુધી પહોંચી શકે એવા લંબાયમાન ગોળ અને વિસ્તીર્ણ પુષ્પહારોના સમૂહ સુંદર રીતે ગોઠવે, વળી જેમ મુખ ચુંબનાદિ માટે પાંચે આંગળીઓવડે યુવતિના કેશ મજબુત પકડાય છે તેમ મજબુત પકડેલા પાંચ વર્ણના પુષ્પો હસ્તતલમાંથી મૂકીને તે પુષ્પોના સમૂહને રમણીય લાગે અને દર્શનીય થાય તેવી રીતે ગોઠવે. ત્યારપછી સ્વચ્છ, સુંવાળા, સફેદ, અને નજીકમાં પડેલી વસ્તુનું પ્રતિબિંબ પડે એવા અતિ નિર્મલ રૂપાના ચોખાવડે આઠ આઠ મંગળ આલેખે. તે જેવી રીતે—સ્વસ્તિક યાવત્ દર્પણ. આઠ મંગલ આલેખ્યા પછી તેજ ક્ષણે ચંદ્રપ્રભ વજ્ર અને વૈડૂર્યરત્નથી બનેલા નિર્મળ દંડવાળો; સુવર્ણ મણિ અને રત્નની રચનાથી ચિત્રિત; કાળો અગુરૂ, શ્રેષ્ટ કુંદુરૂષ્ક,

અને તુરૂષ્ક નામના સુગંધીથી બહેકી રહેલા સર્વોત્તમ ધૂપ કર-
વાના ગંધદ્રવ્યોથી વ્યાપ્ત; અને જેમાંથી ધૂપના ગોટેગોટા ઉછળી
રહ્યા છે એવા વૈડૂર્યરત્નમય ધૂપના કડછાને ગ્રહણ કરીને, પ્રયત્ન-
થી જિનેશ્વરોને ધૂપ દઇને, લક્ષણદોષ રહિત જે શબ્દરચના
તે વડે યુક્ત, તાત્ત્વિક અર્થવાળા અને અપુનરૂક્ત એકસો આઠ
મહા શ્લોકો વડે જિનેન્દ્રોની સ્તુતિ કરે છે. સ્તુતિ કરીને સાત
આઠ પગલા પાછો હઠે છે. પાછો હઠીને ડાબો ઢીંચણ ઉંચો રાખે
છે, અને જમણો ઢીંચણ જમીનને અડાડે છે. એ પ્રમાણે કર્યા
પછી મસ્તકને ત્રણ વખત પૃથ્વીતળે નમાવે છે. ત્યારપછી પોતે
જરા નમે છે, નમીને બે હાથ ભેળા કરી મસ્તકે આવર્ત કરી અં-
જલી જોડી એમ બોલ્યો કે—અરિહંતોને નમસ્કાર થાઓ, યાવત્
સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા જિનોને નમસ્કાર થાઓ."

અહીં કોઇ અલ્પમતિ કહે છે કે—'દેવની કરણી અમે
માનતા નથી' તેમને પૂછીએ છીએ કે—"દેવો જે કરણી કરે છે
તેમાં પુણ્ય કે પાપ બંધાય છે કે નહીં ? જો કહેશો કે બંધાય,
તો પૂછીએ છીએ કે એ જિનપૂજાદિ કરતાં પુણ્ય બંધાણું કે
પાપ ? ઉત્તર એજ આપવો પડશે કે જિનપૂજા એ શુભ ક્રિયા છે,
શુભ ક્રિયા કરતાં પુણ્યજ બંધાય" કદાચ કહેશો કે—'દેવ જિન-
પૂજાદિ ક્રિયા કરતાં પુણ્ય કે પાપ કાંઈ બાંધે નહીં.' તેના ઉત્તરમાં
જણાવવાનું કે—"દરેક પ્રાણી સમયે સમયે સાત કર્મ બાંધ્યા
વિના રહે નહિ, એ નિયમ કેવી રીતે મેળવશો ? માટે માનવું
જોઇશે કે દેવ જિનપૂજા કરતાં અવશ્ય પુણ્ય બાંધે છે.

વળી કોઈ શંકા કરે છે કે—' દેવ તો નોધમ્મિઆ—અધર્મી
છે, તેમને તમે ધાર્મિક કેવી રીતે કહો છો ?' તેના ઉત્તરમાં

જણાવવાનું કે—"જો ચારિત્રીની અપેક્ષાએ દેવોને નોધમ્મિઆ કહેતા હો તો સુખેથી કહો, કારણ કે દેવોને ચારિત્ર હોતું નથી. પણ શ્રુતસમકિતીની અપેક્ષાએ નોધમ્મિઆ કેમ કહેવાય ? કારણ કે દેવો સમકિતી પણ હોય છે. શ્રી ભગવતીસૂત્રના પાંચમા શતકના ચોથા ઉદ્દેશામાં પત્ર ૨૨૧માં ગણધર શ્રીગૌતમસ્વામીએ પ્રભુ શ્રીમહાવીરને પૂછ્યું છે કે—

"देवा णं भंते ! असंजया ति वत्तव्वं सिया ?
गोयमा ! णो इणट्ठे समट्ठे, णिट्ठुरवयणमेयं" ॥

" હે ભગવન્ ! દેવો અસંયત છે એમ કહેવાય ? ગૌતમ ! આ અર્થ સમર્થ નથી, આ વચન કઠોર છે." આ પ્રમાણે દેવોને [1]અસંયત કહીએ તો પ્રભુએ તે વચનને નિષ્ઠુર વચન કહ્યું છે. ઇત્યાદિ સર્વ પ્રશ્નોના ઉત્તર શ્રીયશોવિજય ઉપાધ્યાયજીએ રચેલા 'नोधम्मिआ निषेध' નામના ગ્રન્થથી જાણી લેવા. ॥ ૧૩ ॥

વળી દેવકરણી માનવીજ જોઇએ તે દેખાડે છે—

**जेहना स्वमुखे जिन कहे, भवसिद्धि प्रमुख छ बोल लालरे।**
**तास भगति जिनपूजना, नवि माने तेह निटोल लालरे ॥**
**तुज आणा मुज मन वसी ॥ १४ ॥**

૧ દેવોને 'નોસંયત' કહેવાય છે. જો કે 'નોસંયત' અને 'અસંયત' શબ્દનો અર્થ એકજ થાય છે, પણ 'અસંયત' એ નિષ્ઠુર-કઠોર વચન છે, અને 'નોસંયત' એ નિષ્ઠુર વચન નથી, જેથી દેવોને 'નોસંયત' કહ્યા છે. જેમ કોઇ પ્રાણ રહિત થઇ ગયો હોય, તેને 'મરી ગયો' એમ કહીએ તો તે નિષ્ઠુર વચન કહેવાય છે; અને 'પરલોક ગયો' એમ કહીએ તો તે નિષ્ઠુર વચન કહેવાતું નથી.

જિનેશ્વર શ્રીમહાવીર પ્રભુ પોતાના શ્રીમુખે જે દેવના ભવસિદ્ધિ વિગેરે છ બોલ કહે છે, તે દેવની ભક્તિ અને જિનપૂજા જેઓ માનતા નથી તેઓને અટોલ કાટલા જેવા જાણવા.

સૂર્યાભદેવ પ્રભુ શ્રીમહાવીરની ધર્મદેશના સાંભળી સંસારથી અત્યંત વૈરાગ્યવંત થયો થકો પોતાના ભવ્યપણાદિનો નિશ્ચય કરવા માટે પ્રભુ શ્રીમહાવીરને પૂછે છે કે—

"[1]अहं णं भंते ! सूरियाभे देवे किं भवसिद्धिए किं अभवसिद्धिए ?, सम्मदिट्ठी मिच्छादिट्ठी ?, परित्तसंसारिए अणंतसंसारिए ?, सुलहबोहिए दुल्लहबोहिए ?, अराहए विराहए ?, चरमे अचरमे ? तए णं समणे भगवं महावीरे सूरियाभं देवं एवं वयासी–सूरियाभा ! तुमं णं भवसिद्धिए जाव चरमे, नो अचरमे."

"હે ભગવન્ ! હું સૂર્યાભદેવ શું [2]ભવસિદ્ધિક છું કે અભવસિદ્ધિક છું ?, [3]સમ્યગ્દૃષ્ટિ છું કે મિથ્યાદૃષ્ટિ છું ?, [4]પરીત્તસંસારી છું કે અનંતસંસારી છું ?, [5]સુલભબોધિ છું કે

---

૧–જુઓ રાયપસેણી સૂત્ર. પૃષ્ઠ ૭૫–૭૬–૭૭ ( રાય ધનપતસિંહ બહાદુર. ) ૨–જેને ભવોવડે સિદ્ધિ હોય તે ભવસિદ્ધિક, અર્થાત્ ભવ્ય. ૩–ભવસિદ્ધિક એટલે ભવ્ય હોવા છતાં કોઈ સમ્યગ્દૃષ્ટિ હોય અને કોઇ મિથ્યાદૃષ્ટિ હોય, સૂર્યાભદેવ પોતાના સમ્યગ્દૃષ્ટિપણાનો નિશ્ચય કરવા માટે પૂછે છે કે–હું સમ્યગ્દૃષ્ટિ છું કે મિથ્યાદૃષ્ટિ છું ?. ૪–જેનો પરિમિત સંસાર હોય તે પરીત્તસંસારી કહેવાય. ૫–પરિમિત સંસારવાળો પણ કોઈ શાલિભદ્રાદિની જેમ સુલભબોધિ હોય, અને કોઇ પુરોહિતપુત્રના આત્માની જેમ દુલભબોધિ હોય, તેથી પૂછે છે કે–હું સુલભબોધિ છું કે દુર્લભબોધિ ?. જેને ભવાંતરમાં બોધિ એટલે જિનધર્મની પ્રાપ્તિ સુલભ હોય તે સુલભબોધિ કહેવાય.

દુર્લભબોધિ છું ?, [1]આરાધક છું કે વિરાધક છું ?, [2]ચરમ છું કે અચરમ છું ?. ત્યાર પછી શ્રમણ ભગવાન્ મહાવીરે સૂર્યાભદેવને એવી રીતે કહ્યું કે-"હે સૂર્યાભ ! તું ભવસિદ્ધિક છે અભવસિદ્ધિક નથી. [3]યાવત્ ચરમ છે અચરમ નથી." ॥૧૪॥

ચૌદમી ગાથામાં સૂર્યાભદેવ જિનપૂજા અને ભક્તિ કરે છે એમ જણાવ્યું, તેમાં જિનપૂજાનો અધિકાર તો બારમી ગાથામાં બતાવી ગયા, અને તે સંબંધમાં રાયપસેણીસૂત્રનો પાઠ તેરમી ગાથામાં બતાવ્યો. હવે સૂર્યાભદેવની ભક્તિ દેખાડે છે—

**प्रभु आगल नाटक कर्यु, भगति सूरियामने सार लालरे। भगति तणां फल शुभ कह्यां, श्रीउत्तराध्ययन मोझार लालरे॥ तुज आणा मुज मन वसी ॥१५॥**

સૂર્યાભદેવે પ્રભુ આગળ નાટક કર્યું તેમાં પ્રધાનપણે સૂર્યાભદેવની ભક્તિજ છે, અને શ્રીઉત્તરાધ્યયનસૂત્રમાં ભક્તિનાં ફળ શુભ કહ્યાં છે. સૂર્યાભદેવે નાટક કર્યું તે સંબંધમાં રાયપસેણીસૂત્રના પૃષ્ઠ ૭૭ માં કહ્યું છે કે—

---

૧-સુલભબોધિ હોવા છતાં કોઇ બોધિ પામીને તેને આરાધે છે અને કોઇ વિરાધે છે, તેથી પૂછે છે કે-હું આરાધક છું કે વિરાધક છું ?. બોધિને સારી રીતે પાળે તે આરાધક કહેવાય. ૨-બોધિનો આરાધક હોવા છતાં કોઇ ઘણા ભવે મોક્ષે જાય, અને કોઇ અનંતર થવાવાળા જન્મમાં મોક્ષે જાય, તેથી પૂછે છે કે-હું ચરમ છું કે અચરમ છું ? જેને હજી એક છેલ્લો ભવ કરવાનો છે તે ચરમ કહેવાય. ૩-યાવત્ શબ્દથી આ પ્રમાણે સમજવું-સમ્યગ્દષ્ટિ છે મિથ્યાદષ્ટિ નથી, પરીત્તસંસારી છે અનંતસંસારી નથી, સુલભબોધી છે દુર્લભબોધિ નથી, આરાધક છે વિરાધક નથી.

"तं इच्छामि णं देवाणुप्पियाणं भत्तिपुव्वगं गोयमाईणं समणाणं निग्गंथाणं दिव्वं देवड्ढिं, दिव्वं देवज्जुइं, दिव्वं देवाणुभावं, दिव्वं बत्तीसइबद्धं णट्टविहिं उवदंसेउं"

"તેથી દેવાનુપ્રિયની આગળ ભક્તિપૂર્વક શ્રમણ નિર્ગ્રંથ ગૌતમ વિગેરેને દિવ્ય દેવર્દ્ધિ, દિવ્ય દેવદ્યુતિ, દિવ્ય દેવાનુભાવ, અને બત્રીશ પ્રકારની દિવ્ય નાટકવિધિ દેખાડવાને હું ઇચ્છું છું." આ સ્થળે સૂત્રમાં 'ભક્તિપૂર્વક' શબ્દ મૂકયો છે. તેથી ચોકખું સમજાય તેવું છે કે—સૂર્યાભદેવે નાટક કર્યું તે ભાવપૂર્વક કર્યું છે. વળી શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં પત્ર ૫૭૪ માં ભક્તિના ફળ શુભ બતાવ્યા છે—

"गुरु-साहम्मियसुस्सूसणयाए णं भंते ! जीवे किं जणयइ ?. गुरु-साहम्मियसुस्सूसणयाए णं जीवेविणयपडिवत्तिं जणयइ, विणयपडिवण्णे णं जीवे अणच्चासायणासीले नेरइयतिरिक्खजोणिय-मणुस्सदेवदुग्गईओ निरुंभइ, वण्णसंजलणभत्ति-बहुमाणयाए मणुस्स-देवसुग्गईओ निबंधइ, सिद्धिसोग्गइं च विसोहेइ, पसत्थाइं च णं विणयमूलाइं सव्वकज्जाइं साहेइ, अन्ने अ बहवे जीवे विणइत्ता भवइ" ।

જંબૂસ્વામી શ્રીસુધર્માસ્વામીને પૂછે છે કે—"હે ભગવન્ ! ગુરૂ અને સાધર્મિકની સેવા-ભક્તિ કરવાથી જીવ શું ઉપાર્જન કરે ?. (સુધર્મિસ્વામી ઉત્તર આપે છે કે—) ગુરૂ અને સાધર્મિકની સેવા-ભક્તિ કરવાથી જીવ વિનયધર્મની આરાધના—વિનયને સ્વીકારવાપણું ઉપાર્જન કરે છે. જેણે વિનય સ્વીકારેલો છે એવો જીવ ગુરૂ વિગેરેની નિંદારૂપ આશાતના કરતો નથી, અને તેથી તે જીવ નારકી અને તિર્યંચ યોનિને રોકે છે, તથા મનુષ્ય-

દુર્ગતિ અને દેવદુર્ગતિને રોકે છે. અર્થાત્ વિનયવાળો જીવ ગુરૂ વિગેરેની નિંદા કરતો નથી, તેથી તેને નરકયોનિ અને તિર્યંચયોનિમાં ઉત્પન્ન થવું પડતું નથી, તથા મ્લેચ્છાદિ મનુષ્ય દુર્ગતિ અને કિલ્બિષાદિ દેવદુર્ગતિમાં ઉત્પન્ન થવું પડતું નથી; વળી વિનયવાળો જીવ ગુરૂમહારાજની પ્રશંસા કરી તેમના ગુણોને પ્રગટ કરે, ગુરૂમહારાજ આવે ત્યારે ઉભો થઇ જાય વિગેરે ભક્તિ કરે, તેમના ઉપર આંતરિક પ્રીતિરૂપ બહુમાન રાખે; અને તેથી તે જીવ ઉત્તમકુલાદિ યુક્ત મનુષ્યસુગતિ બાંધે, તથા મહર્દ્ધિક અને ઐશ્વર્ય યુક્ત દેવસુગતિ બાંધે. વિનયવાળો જીવ સિદ્ધિગતિના માર્ગભૂત સમ્યગ્દર્શન વિગેરેને શુદ્ધ કરવાથી તે સિદ્ધિરૂપી સુગતિને વિશુદ્ધ બનાવે છે, વળી તે જીવ વિનય છે મૂલ જેઓનું એવા શ્રુતજ્ઞાન મુક્તિ વિગેરે સર્વ ધર્મકાર્યો સાધે છે, અને તે વિનયવાળો જીવ સર્વ ધર્મકાર્યોને સાધતો થકો બીજાઓને પણ વિનયી બનાવે છે" ॥ ૧૫ ॥

ઉપર મુજબ સૂર્યાભદેવે શ્રીજિનેશ્વરની પૂજા અને ભક્તિ કર્યાનો અધિકાર રાયપસેણી સૂત્રમાં બતાવ્યો, આવી રીતે જિનેશ્વરની પૂજા અને ભક્તિ કર્યાના અધિકાર સૂત્રોમાં ઠામે ઠામે કહ્યા છે, તે કેટલા બતાવીએ? માટે ગ્રન્થકાર અતિદેશ કરે છે—

**अंग उपांगे घणे कही, एम देव देवीनी भक्ति लालरे।**
**आराधकता तेणे थइ, इहां तामली इंद्रनी युक्ति लालरे॥**
**तुज आणा मुज मन वसी॥१६॥**

જેમ સૂર્યાભદેવે જિનપૂજા અને ભક્તિ કર્યાનો અધિકાર રાયપસેણી સૂત્રમાં બતાવ્યો, એ પ્રમાણે ભવનપતિમાં ઘણી દેવીઓ ઉત્પન્ન થઇ છે તે સંબંધમાં જ્ઞાતાસૂત્ર વિગેરે અંગમાં

સૂર્યાભદેવનીજ રીતિ કહી છે. તથા જીવાજીવાભિગમ વિગેરે ઉપાંગમાં વિજય પ્રમુખ દેવે પણ સૂર્યાભદેવની જેમ જિનપૂજા તથા જિનભક્તિ કર્યાનું કહ્યું છે. વળી ભગવતીસૂત્રમાં પ્રભુભક્તિ નિમિત્તે ઇંદ્રાદિકના નાટક ઘણે સ્થળે કહ્યા છે, તથા સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનકમાં નંદીશ્વરદ્વીપે ઘણા દેવ દેવીઓએ જિનપૂજા જિનભક્તિ પ્રમુખ કર્યાનું કહ્યું છે. આવી રીતે જિનપૂજા-ભક્તિ કરવાથીજ તે દેવો અને દેવીઓનું આરાધકપણું કહ્યું છે.

અહીં કોઇ શંકા કરે છે કે-"તે તે ઠેકાણે દેવો અને દેવીઓને જે આરાધક કહ્યા છે તે કાંઈ આ ભવની અપેક્ષાએ આરાધક કહ્યા નથી, પણ પૂર્વભવે તેમણે એવી સારી કરણી કરી હતી તેથી તેમને આરાધક કહ્યા છે." તેમને ગ્રન્થકાર ઉત્તર આપે છે-અહીં તામલી ઇંદ્રની યુક્તિ છે. એટલે કે-તામલી નામનો તાપસ હતો, તે પોતાના તપને કષ્ટે કરી બીજા દેવલોકે ઇશાનેન્દ્ર થયો છે. તેણે પ્રભુ આગળ નાટક કરી પૂછ્યું કે-'હે પ્રભુ! હું આરાધક છું કે વિરાધક છું?' ઇત્યાદિ છ પ્રશ્ન શ્રીભગવતી સૂત્રમાં કહ્યા છે. પ્રભુએ ઉત્તર આપ્યો છે કે-'તું આરાધક છે.' હવે જો દેવનું આરાધકપણું પૂર્વભવની અપેક્ષાએ લેશો તો તે ઇશાનેંદ્ર પૂર્વભવમાં તો તાપસ હતો, તેને પૂર્વભવમાં આરાધકપણું કેમ કહેવાય?. માટે માનવું જોઇએ કે આ ભવની પ્રભુભક્તિથીજ તેને આરાધકપણું કહ્યું છે. ॥ ૧૬ ॥

સ્થાનકવાસીઓ કહે છે કે-"તમે જિનપ્રતિમાને પૂજવાનું કહો છો, પણ જિનપ્રતિમા તો અચેતન-જડ છે, અચેતનમાં શો ગુણ છે?" તેના ઉત્તરમાં ગ્રન્થકાર નીચેની ગાથાથી જણાવે છે કે-" જિનદાઢા પણ અચેતન છે, જેમ તે અચેતન હોવા છતાં

પૂજવા યોગ્ય છે તેમ જિનપ્રતિમા પણ પૂજવા યોગ્ય છે."
એજ દેખાડે છે—

**भक्ति-जीत-धर्मे करी, लीए दाढा अवर जिनअंग लालरे।**
**थूंभ रचे सुर त्रण ते, कहे जंबूपन्नत्ति चंग लालरे॥**
**तुज आणा मुज मन वसी ॥१७॥**

સૌધર્મેન્દ્ર, ઇશાનેન્દ્ર, ચમરેન્દ્ર અને બલીન્દ્ર જિનેશ્વરની દાઢાઓ લે છે, અને બીજા દેવો જિનેશ્વરનાં હાડ વિગેરે ગ્રહણ કરે છે. તેઓમાં કોઈક ભક્તિથી ગ્રહણ કરે છે, કોઇક પરંપરાનો આચાર જાણી ગ્રહણ કરે છે, અને કોઇક ધાર્મિક બુદ્ધિએ ગ્રહણ કરે છે. ત્યાર પછી દેવો ત્રણ સ્તૂપ રચે છે; એમ જંબૂદ્વીપ[1]પ્રજ્ઞપ્તિ સુંદર રીતે કહે છે.

ઈંદ્રાદિ જિનેશ્વરની દાઢા વિગેરે ગ્રહણ કરેછે તે સંબંધમાં જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિનો પાઠ પૃષ્ઠ ૫૭–૫૮ માં અર્થ સહિત આપી ગયા છીએ. વિદ્યાધરો તથા મનુષ્યો જિનેશ્વર ગણધર અને બીજા સાધુઓની ચિતાની ભસ્મ ગ્રહણ કરે છે, કારણકે તે ભસ્મ મહાચમત્કારી અને સર્વ ઉપદ્રવોનો નાશ કરનારી હોય છે. આ પ્રમાણે વિદ્યાધર વિગેરે ભસ્મ લઇ જાય છે, તેથી તે ત્રણે ચિતાને સ્થળે ખોદ્યા વિનાજ મોટી ખાડ થઇ જાય છે. અજ્ઞાની માણસો ત્યાં આશાતના ન કરે એ હેતુથી, તથા ત્યાં નિરંતર તીર્થ

---

૧ મૂલ ગાથામાં **जंबूपन्नत्ति** એવો પાઠ છે, પણ "**आद्यन्तग्रहणे मध्यग्रहणम्**—આદિ અને અંતનું પદ ગ્રહણ કર્યું હોય તો મધ્યનું પદ લઈ લેવું" એ ન્યાયથી **जंबूपन्नत्ति** શબ્દથી **जंबूद्वीपप्रज्ञप्ति** સમજવું.

પ્રવર્તે એ આશયથી દેવો તે સ્થળે ત્રણ સ્તૂપ કરે છે તે સંબંધમાં શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના બીજા વક્ષસ્કારમાં પત્ર ૧૫૮ માં નીચે મુજબ પાઠ છે.

"तए णं से सक्के देविंदे देवराया बहवे भवणवई जाव वेमाणिए देवे जहारिहं एवं वयासी-'खिप्पामेव भो देवाणुप्पिया ! सव्वरयणामए महइमहालए तओ चेइअथूभे करेह: एगं भगवओ तित्थगरस्स चिइगाए, एगं गणहरचिइगाए, एगं अवसेसाणं अणगाराणं चिइगाए'। तए णं ते बहवे जाव करेन्ति। तए णं ते बहवे भवणवई जाव वेमाणिआ देवा तित्थगरस्स परिणिव्वाणमहिमं करेन्ति, करेइत्ता जेणेव नंदीसरवरे दीवे तेणेव उवागच्छन्ति"।

"ત્યાર પછી દેવેન્દ્ર દેવરાજા શક્રે ઘણા ભવનપતિ યાવત્ વૈમાનિક દેવોને યથાયોગ્ય એમ કહ્યું કે—' હે દેવાનુપ્રિય! બહારથી અને અંદરથી રત્નોએ જડેલા અતિ વિસ્તારવાળા ત્રણ ચૈત્ય[1]સ્તૂપ જલ્દી કરો, એક સ્તૂપ ભગવાન્ તીર્થંકરની ચિતાને સ્થાને કરો, એક સ્તૂપ ગણધરની ચિતાને સ્થાને કરો, અને એક સ્તૂપ અવશેષ સાધુઓની ચિતાને સ્થાને કરો.' આ પ્રમાણે શક્રની આજ્ઞા થતાં તે ઘણા ભવનપતિ યાવત્ વૈમાનિક દેવો તે પ્રમાણે કરે છે. ત્યાર પછી તે ઘણા ભવનપતિ યાવત્ વૈમાનિકદેવો તીર્થંકરનો નિર્વાણ મહોત્સવ કરે છે, નિર્વાણ મહોત્સવ કરીને જ્યાં શ્રેષ્ઠ નંદીશ્વરદ્વીપ છે ત્યાં આવે છે." ॥ ૧૭ ॥

ઉપરની ગાથામાં જણાવ્યું કે, જિનેશ્વરની દાઢાઓ અચેતન હોવા છતાં તે માનનીય છે, તેમ જિનપ્રતિમા પણ જિને-

૧ ચિત્તને આહ્લાદ—આનંદ પમાડનાર સ્તૂપ.

શ્વરની આકૃતિ હોવાથી માનનીય છે. હેવો જિનેશ્વરની દાઢાઓનો અતિશય વિનય સાચવે છે. એ વાતને ગ્રન્થકાર શ્રીભગવતીસૂત્રની શાખે દૃઢ કરે છે—

**शतक दशमे अंग पांचमे, उद्देशे छट्ठे इंद लालरे।**
**दाढ तणी आशातना, टाले ते विनय अमंद लालरे॥**
**तुज आणा मुज मन वसी॥ १८॥**

પાંચમું અંગ શ્રીભગવતીસૂત્ર, તેના દસમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં કહ્યું છે કે—ચમરેન્દ્ર વિગેરે ઇન્દ્રો દાઢાઓની આશાતના ટાળે છે—દાઢાઓની આશાતના કરતા નથી, એ અમંદ એટલે તીવ્ર વિનય જાણવો. એટલે કે, સુધર્માસભામાં જિનેશ્વરની દાઢાઓ હોવાથી તેની આશાતના ન થાય, તેનું બહુમાન સચવાય, માટે ચમરેન્દ્ર વિગેરે ઇંદ્રો સુધર્માસભામાં વિષય સેવતા નથી.

જો કે ઉપાધ્યાયજી મહારાજે શ્રી ભગવતી સૂત્રના દસમા શતકના છઠ્ઠા ઉદ્દેશાની શાખ લખી છે; પણ ભગવતી સૂત્રમાં એ પાઠ દસમા શતકના પાંચમા ઉદ્દેશામાં છે, તેથી જણાય છે કે, પ્રથમથી કોઇ લેખકે આ ઉદ્દેશાને આગળ પાછળ લખી દીધા છે, નહીંતર ઉપાધ્યાયજી મહારાજ આમ લખે નહીં. અથવા છદ્મસ્થપણે ઉપયોગ નહીં રહેવાથી ઉપાધ્યાયજી મહારાજે પાંચમા ઉદ્દેશાને બદલે છઠ્ઠો ઉદ્દેશો લખી દીધો હોવો જોઇએ. કહ્યું છે કે—

"न हि नामाऽनाभोगः, छद्मस्थस्येह कस्यचिन्नास्ति।
ज्ञानावरणीयं हि, ज्ञानावरणप्रकृति कर्म" ॥ १ ॥

" કોઇ પણ છદ્મસ્થાને અનુપયોગ નજ થાય એમ નથી.

અર્થાત્ છદ્મસ્થ કોઇ વખત ઉપયોગ રહિત પણ થઇ જાય છે, કારણ કે, જ્ઞાનાવરણીય કર્મનો સ્વભાવ છે કે તે જ્ઞાનને આવરણ કરે છે" ચમરેન્દ્ર વિગેરે ઇંદ્રો જિનેશ્વરની દાઢાઓની આશાતના કરતા નથી તે સંબંધમાં શ્રીભગવતીસૂત્રના દસમા શતકના પાંચમા ઉદ્દેશામાં પત્ર ૫૦૩ માં નીચે મુજબ પાઠ છે.

"पभू णं भंते ! चमरे असुरिंदे असुरकुमारराया चमरचंचाए रायहाणीए सभाए सुहम्माए चमरंसि सीहासणंसि तुडिएणं सद्धिं दिव्वाइं भोगभोगाइं भुंजमाणे विहरित्तए ?" ।
"णो इणट्ठे समट्ठे."

"से केणट्ठेणं भंते ! एवं वुच्चइ नो पभू चमरे असुरिंदे असुरकुमारराया चमरचंचाए रायहाणीए जाव विहरित्तए ? ।

"अज्जो ! चमरस्स णं असुरिंदस्स असुरकुमाररन्नो चमरचंचाए रायहाणीए सभाए सुहम्माए माणवए चेइयखंभे वइरामएसु गोलवट्टसमुग्गएसु बहूओ जिणसकहाओ संनिक्खित्ताओ चिट्ठन्ति, जाओ णं चमरस्स असुरिंदस्स असुरकुमाररन्नो अन्नेसिं च बहूणं असुरकुमाराणं देवाणं य देवीणं य अच्चणिज्जाओ वंदणिज्जाओ नमंसणिज्जाओ पूयणिज्जाओ सक्कारणिज्जाओ सम्माणणिज्जाओ कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासणिज्जाओ भवन्ति, तेसिं पणिहाणे नो पभू, से तेणट्ठेणं अज्जो ! एवं वुच्चइ–नो पभू चमरे असुरिंदे चमरचंचाए रायहाणीए जाव विहरित्तए । पभू णं अज्जो ! चमरे असुरिंदे असुरकुमारराया चमरचंचाए रायहाणीए सभाए सुहम्माए चमरंसि सीहासणंसि चउसट्ठीए सामाणिय साहस्सीहिं तायत्तीसाए जाव अन्नेहिं च बहूहिं असुरकुमारेहिं

देवेहि य देवीहि य सद्धिं संपरिवुडे महयाहय जाव भुंजमाणे विहरित्तए, केवलं परियारिड्ढीए, नो चेव णं मेहुणवत्तियं"

"હે ભગવન્! અસુરોનો ઇંદ્ર અસુરકુમારોનો રાજા ચમરેન્દ્ર પોતાની ચમરચંચા નામની રાજધાનીમાં સુધર્મા સભામાં ચમર નામના સિંહાસન ઉપર રહ્યો થકો દેવીઓના સમૂહ સાથે દેવ સંબંધી ભોગ ભોગવવાને સમર્થ છે?"

(ભગવાન્ ઉત્તર આપે છે-)"આ અર્થ સમર્થ નથી."

"હે ભગવન્! એમ કેમ કહો છો કે, અસુરેન્દ્ર અસુરકુમારરાજ ચમરેન્દ્ર ચમરચંચા રાજધાનીમાં સુધર્મા સભામાં ચમર નામના સિંહાસન ઉપર રહ્યો છતો દેવીઓના સમૂહ સાથે દેવ સંબંધી ભોગ ભોગવવાને સમર્થ નથી?"

"આર્ય! અસુરેન્દ્ર અસુરકુમારરાજ ચમરેન્દ્રની ચમરચંચા રાજધાનીમાં સુધર્મા સભામાં માણવક નામના ચૈત્યસ્તંભને વિષે ગોળાના આકારવાળા વજ્રમય ગોળ દાબડાઓમાં જિનેશ્વરોની ઘણી દાઢાઓ સ્થાપેલી છે, જે દાઢાઓ અસુરેન્દ્ર અસુરકુમારરાજ ચમરેન્દ્રને તથા બીજા ઘણા અસુરકુમાર દેવો અને દેવીઓને ચંદનાદિવડે અર્ચવા યોગ્ય છે, સ્તુતિવડે વંદન કરવા યોગ્ય છે, પ્રણામ વડે નમસ્કાર કરવા યોગ્ય છે, પુષ્પો વડે પૂજવા યોગ્ય છે. વસ્ત્રાદિ વડે સત્કાર કરવા યોગ્ય છે, કલ્યાણ અને મંગલ કરનાર દેવ સંબંધી ચૈત્ય જે પ્રતિમા, તેની જેમ ઉપાસના કરવા યોગ્ય છે. આવી મહા માનનીય દાઢાઓ સુધર્માસભામાં હોવાથી તે દાઢાઓનું પ્રણિધાન રહેતાં ચમરેન્દ્ર દેવ સંબંધી ભોગ ભોગવવાને સમર્થ નથી. તે કારણથી આર્ય! એમ કહીએ છીએ કે-'અસુરોનો ઇંદ્ર ચમરેન્દ્ર ચમરચંચા

રાજધાનીમાં યાવત્ દેવ સંબંધી ભોગ ભોગવવાને સમર્થ નથી.' આર્ય! અસુરેંદ્ર અસુરરાજ ચમરેંદ્ર ચમરચંચા રાજધાનીમાં સુધર્માસભાને વિષે ચમર સિંહાસન ઉપર રહ્યો થકો ચોસઠ હજાર સામાનિક દેવો, તેત્રીશ ગુરૂ સ્થાને રહેલા દેવો યાવત્ બીજા પણ ઘણા અસુરકુમાર દેવો અને દેવીઓ સાથે પરિવરેલો મહાન્ અને અવિચ્છિન્ન નાટક ગીત વાદિત્રના શબ્દો સાંભળવારૂપ ભોગ ભોગવતો છતો વિહરવાને સમર્થ છે. કેવલ દેવીઓના શબ્દ સાંભળવા, તથા દેવીઓનું રૂપ જોવું, વિગેરે સ્વરૂપ પરિવારની ઋદ્ધિ વડે ભોગ ભોગવવાને સમર્થ છે, પણ મૈથુન રૂપ ભોગ ભોગવવાને સમર્થ નથી" ॥ ૧૮ ॥

ઉપરનો અધિકાર સાંભળીને સ્થાનકવાસીઓ કહે છે કે– "દેવતા તો અવિરતિ છે, અપચ્ચક્ખાણી છે, નોધમ્મિઆ– અધાર્મિક છે; એ દેવોની કરણી કોણ લેખામાં ગણે છે? તેથી ઉપરની ગાથાઓમાં જણાવ્યા પ્રમાણે દેવોએ જિનેશ્વરની દાઢાઓ તથા પ્રતિમાને પૂજી છે, પણ અમે એ કરણીને માનતા નથી." આવી રીતે દેવોને નોધમ્મિઆ કહી કહીને નિંદે છે, તેમને ગ્રન્થકાર શિખામણ આપે છે.—

**समकित दृष्टि सुर तणी, आशातना करशे जेह लालरे।**
**दुर्लभबोधि ते थशे, ठाणांगे भाख्युं एह लालरे॥**
**तुज आणा मुज मन वसी॥ १९॥**

સમકિતદૃષ્ટિ દેવની જે આશાતના કરશે–નિંદા કરશે તે દુર્લભબોધિ થશે, એટલે આગળ તેને બોધિબીજ–સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ થશે, એમ શ્રી સ્થાનાંગસૂત્રમાં કહ્યું છે.

દરેક દેવોને અધર્મી કહેવા એ નરી મૂર્ખતા છે. જેઓ જિનેન્દ્રની પ્રતિમા દાઢા વિગેરેને ભાવ પૂર્વક પૂજે છે તેમને અધર્મી કેમ કહેવાય ?. જેમ દરેક મનુષ્યો અધર્મી નથી, ધર્મિષ્ઠ પણ હોય છે; દરેક મનુષ્યો મિથ્યાત્વી નથી, સમકિતી પણ હોય છે; તેમ દરેક દેવો અધર્મી અને મિથ્યાત્વી નથી, કોઇ કોઇ દેવો ધર્મિષ્ઠ અને સમકિતી પણ હોય છે. જે સમકિતી દેવો ભાવ પૂર્વક જિનેન્દ્રપ્રતિમા દાઢા વિગેરેને પૂજે છે; તે દેવોને 'નોવમ્મિઆ' વિગેરે શબ્દોથી નિંદનારા ચીકણાં કર્મો બાંધી, ભવસમુદ્રથી તારનાર અને કલ્પવૃક્ષ સમાન જિનધર્મની પ્રાપ્તિ ભવાંતરમાં દુર્લભ કરે છે, અને ભવ સમુદ્રમાં ડૂબે છે. શ્રીસ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં પૃષ્ઠ ૩૨૧માં કહ્યું છે કે—

"पंचहिं ठाणेहिं जीवा दुल्लभबोधियत्ताए कम्मं पकरेन्ति। तं जहा–अरहंताणं अवन्नं वदमाणे, अरहंतपन्नत्तस्स धम्मस्स अवन्नं वदमाणे, आयरिय–उवज्झायाणं अवन्नं वदमाणे, चाउवन्नस्स संघस्स अवन्नं वदमाणे, विवक्कतव–बंभचेराणं देवाणं अवन्नं वदमाणे"

"જીવો પાંચ સ્થાને એવું કર્મ બાંધે છે કે, જે કર્મ બાંધવાથી તેમને ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય. તે જેવી રીતે–અરિહંતોનો અવર્ણવાદ* બોલતાં; અરિહંતે પ્રરૂપેલા ધર્મનો અવર્ણવાદ બોલતાં, આચાર્ય અને ઉપાધ્યાયનો અવર્ણવાદ બોલતાં; સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘનો અવર્ણવાદ બોલતાં; તથા જેમને ભવાંતરમાં તપ અને બ્રહ્મચર્ય પ્રકર્ષ

* નિંદા.

પામ્યું હતું એવા દેવોનો અવર્ણવાદ બોલતાં; અથવા જેમને ભવાંતરમાં તપ અને બ્રહ્મચર્ય ઉદયમાં આવ્યું હતું, તે તપ કરવા રૂપ અને બ્રહ્મચર્ય પાળવા રૂપ સત્કર્મથી જેમણે દેવનું આયુષ્યાદિ કર્મ બાંધ્યું છે એવા દેવોનો અવર્ણવાદ બોલતાં." અહીં કોઇ શંકા કરે છે કે—"તમે આ ગાથામાં કહ્યું છે કે, સમકિતી દેવની નિંદા કરનારા દુર્લભબોધ થાય, પણ ઉપર બતાવેલા સ્થાનાંગસૂત્રના આલાવામાં સમકિતી દેવોની નિંદા કરનારા દુર્લભબોધિ થાય એમ કયાં કહ્યું છે? દેવોને માટે 'સમ્યગ્દૃષ્ટિ' એવું વિશેષણજ આપ્યું નથી, તો પછી દેવોને સમ્યગ્દૃષ્ટિ કેવી રીતે ઠરાવો છો?" તેના ઉત્તરમાં જણાવવાનું કે—**देवाणं** પદ સાથે **विवक्कतव–बंभचेराणं** એવું વિશેષણ મૂકયું છે. આ વિશેષણથી સમકિત દૃષ્ટિ દેવોજ અહીં લેવાના છે, જો સમકિતી દેવો ન લેવાના હોત તો એ વિશેષણ આપત નહીં.॥૧૯॥

ઉપરની ગાથામાં જણાવ્યું કે— સમકિતી દેવની નિંદા કરનારો પ્રાણી દુર્લભબોધિ થાય-ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય, પણ જો સમકિતી દેવોની સ્તુતિ-પ્રશંસા કરે તો પ્રાણી સુલભબોધિ થાય-ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ સુલભ થાય, તે દેખાડે છે—

**तेहने जश बोले कह्युं, वली सुलभ बोधित थाय लालरे।**
**तेणे पूजादिक तेहनां, करणी शिवहेतु कहाय लालरे॥**
**तुज आणा मुज मन वसी॥२०॥**

સમકિતી દેવોના યશ-પ્રશંસા બોલનારો પ્રાણી સુલભબોધિ થાય છે, એટલે તે પ્રાણીને ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ સુલભ થાય છે એમ શ્રીસ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે. તેથી સમકિતી

દેવોની પૂજાદિક[1] કરણી મોક્ષનો હેતુ કહેવાય છે. એટલે કે સમકિતી દેવો જે જે પૂજાદિ સત્ક્રિયા કરે છે તે કરણી ભાવપૂર્વક કરતા હોવાથી મોક્ષનો હેતુ છે. શ્રી સ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં પત્ર ૩૨૧ માં કહ્યું છે કે—

"पंचहिं ठाणेहिं जीवा सुलभबोधियत्ताए कम्मं पकरेन्ति । तं जहा–अरहंताणं वन्नं वदमाणे, जाव विवक्तव–बंभचेराणं देवाणं वन्नं वदमाणे"

"જીવો પાંચ સ્થાને એવું કર્મ બાંધે છે કે, જે કર્મ બાંધવાથી તેમને ભવાંતરમાં જિનધર્મની પ્રાપ્તિ સુલભ થાય. તે જેવી રીતે–અરિહંતોનો વર્ણવાદ[2] બોલતાં; યાવત્[3]–જેમને ભવાંતરમાં તપ અને બ્રહ્મચર્ય પ્રકર્ષ પામ્યું હતું એવા દેવોનો વર્ણવાદ બોલતાં; અથવા જેમને ભવાંતરમાં તપ અને બ્રહ્મચર્ય ઉદયમાં આવ્યું હતું, તે તપ કરવા રૂપ અને બ્રહ્મચર્ય પાળવા રૂપ સત્કર્મથી જેમણે દેવનું આયુષ્યાદિ કર્મ બાંધ્યું છે એવા દેવોનો વર્ણવાદ બોલતાં" ॥ ૨૦ ॥

જેઓ દેવભવને તદ્દન ધિક્કારી કાઢે છે. અને દેવોની સારી કરણીને પણ કશી લેખામાં ગણતા નથી, તેઓનું જૈન શૈલીથી અજાણપણું ગ્રન્થકાર સૂચવે છે—

---

૧ આદિ શબ્દથી તીર્થંકરનો જન્મ મહોત્સવ કરે, પ્રભુના સમવસરણમાં જાય, વીતરાગની ધર્મદેશના સાંભળે, સમવસરણ રચે, ઇત્યાદિ દેવોનાં સત્કાર્ય સમજવાં. ૨ યશ–પ્રશંસા ૩ યાવત્ શબ્દથી આ પ્રમાણે સમજવું–અરિહંતે પ્રરૂપેલા ધર્મનો વર્ણવાદ બોલતાં, આચાર્ય અને ઉપાધ્યાયનો વર્ણવાદ બોલતાં, ચતુર્વિધ સંઘનો વર્ણવાદ બોલતાં.

**तप-संयम तरु सम कह्यां फल सम ते सुर-शिवशर्म लालरे।**
**सुरकरणी माने नहीं, नवि जाण्यो तेणे ए मर्म लालरे॥**
**तुज आणा मुज मन वसी ॥२१॥**

શાસ્ત્રમાં તપસ્યા અને સંયમને વૃક્ષ સમાન કહ્યા છે, તે વૃ-ક્ષના ફળ સમાન દેવતાના સુખ અને મોક્ષના સુખ કહ્યા છે. જે દેવતાની કરણી માનતો નથી તેણે એ મર્મ જાણ્યો નથી.

તપસ્યા કરવાથી અને સંયમ પાળવાથી પ્રાણી મોક્ષે જાય છે, અથવા દેવભવમાં જાય છે. કહ્યું છે કે—

" केइत्थ देवलोएसु, केइ सिज्झन्ति नीरया "

"નીરત થયેલા–વિરતિ પામેલા કેટલાએક દેવલોકમાં જાય છે, અને કેટલાએક સિદ્ધ થાય છે–મોક્ષમાં જાય છે."

આંબો રોપનારો માણસ કેરી મેળવવા માટે આંબો રોપે છે. તે માણસને કેરી ઇષ્ટ છે, અને તે માટેજ આંબો રોપે છે. આંબો કારણ છે, તેનું કાર્ય–ફળ કેરી છે. તેથી એ સ્પષ્ટ થયું કે, દરેક પ્રાણી કાર્યની સિદ્ધિ માટે કારણને સેવે છે. આથી ચો-ક્ખું સમજાય તેવું છે કે, કારણ કરતાં કાર્યનો દરજ્જો ઉંચો હોય છે, કે જે મેળવવા માટે પ્રાણી કારણને સેવે છે. તપસ્યા અને સંયમ એ કારણ છે, મોક્ષસુખ અને દેવસુખ એ તેનાં કાર્ય છે. તપસ્યા કરી, અનેક પ્રકારના પરીષહો સહન કરી, સં-યમ પાળી જેઓ દેવતા થયા છે તે દેવતાની કરણીને કશી લે-ખામાં ન ગણવી એના જેવી બીજી મૂર્ખતા કઇ ? ॥ ૨૧ ॥

વળી કોઇ શંકા કરે છે કે–"દેવો તો ભોળા હોય છે, ગાડ-રીયા પ્રવાહની જેમ જેવું ચાલ્યું આવતું હોય તેમ કર્યેજ જા-

ય છે, તેઓ જે કાંઇ કરણી કરે છે તે સમજણ પૂર્વક કરતા નથી, મનુષ્યમાં દેવો કરતાં સમજણ–વિવેકશક્તિ વિશેષ હોય છે. તેથી દેવો જિનપ્રતિમાની પૂજા કરતા હોય તો ભલે કરો, પણ અમે સમજુ થઇને જિનપ્રતિમાને કેમ પૂજીએ ? જેઓ લાભાલાભનો વિચાર કર્યા વિના કામ કરે છે તેમનું અનુકરણ કરવું એ બુદ્ધિમત્તા નથી, ડાહ્યા અને વિચારશીલ પ્રાણીનું અનુકરણ કરવું એજ ગુણકારી છે" આ પ્રમાણે દેવોને વિવેકહીન કહેનારા અક્કલમંદને ગ્રંથકાર ઉત્તર આપે છે—

**दशवैकालिके नरथकी, सुर अधिक विवेक जणाय लालरे।**
**द्रव्यस्तव तो तेणे कर्या, माने तस सुजस गवाय लालरे।**
**तुज आणा मुज मन वसी ॥२२॥**

પરમ માનનીય દશવૈકાલિકને લેખે મનુષ્ય કરતાં દેવતામાં અધિક વિવેક જણાય છે, તે દેવતાએ પ્રતિમાપૂજનાદિ દ્રવ્યસ્તવ કર્યા છે. જે પ્રાણી તે દ્રવ્યસ્તવને માને, શ્રદ્ધા પૂર્વક સ્વીકારે, દેવતાએ કરેલા દ્રવ્યસ્તવને માનનીય ગણી પોતે તે પ્રમાણે આચરે, તે પ્રાણીનો દુનિયામાં સારો યશ ગવાય છે.

દશવૈકાલિક સૂત્રના દ્રુમપુષ્પિકા નામના પહેલા અધ્યયનમાં પત્ર ૨૦ માં કહ્યું છે કે—

"धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसन्ति जस्स धम्मे सया मणो" ॥ १ ॥

"કોઇ પણ પ્રાણીને ન મારવો તે રૂપ અહિંસા. પાંચ પ્રકારના અવ્રતથી પાછા હઠવું, પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો. ચાર કષાયોને જીતવા, અને ત્રણ દંડથી વિરતિ કરવી એ સત્તર પ્રકારનો સંયમ. તથા અનશન વિગેરે બાર પ્રકારનો તપ, આ

પ્રમાણે વીતરાગ પ્રભુએ બતાવેલો અહિંસા સંયમ અને તપરૂપ જે ધર્મ છે તે ઉત્કૃષ્ટ મંગલ છે. વીતરાગ ભાષિત પૂર્વોક્ત ધર્મને વિષે જેનું નિરંતર મન છે, તેને દેવતાઓ પણ નમસ્કાર કરે છે, તો પછી મનુષ્યોનું તો પૂછવુંજ શું ?" અર્થાત્ જેને દેવતાઓ વંદન કરે તેને મનુષ્યો વંદન કરેજ, જે દેવતાઓને માનનીય હોય તેને મનુષ્યો માનેજ.

આ સ્થળે 'દેવતાઓ પણ નમસ્કાર કરે છે' એ વાક્યમાં 'પણ' શબ્દથી એમ સૂચવ્યું છે કે, દેવતાઓ દરેક કરણી મનુષ્ય કરતાં વિશેષ સમજણપૂર્વક કરે છે, તેથી મનુષ્યો કરતાં દેવતામાં વિશેષ વિવેક હોય છે એમ સિદ્ધ થયું. જેમ મનુષ્યો જ્યાં ત્યાં પોતાના મસ્તકને ઝુકાવતા નજરે પડે છે તેમ દેવતાઓ કરતા નથી, તેઓ તો ખાસ ગુણ દેખીનેજ નમન કરે છે. કારણ કે, મનુષ્યો કરતાં તેમનામાં વિવેકબુદ્ધિ વિશેષ હોય છે. આ ગાથામાં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થકર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ પણ સૂચવ્યું છે ॥૨૨॥

॥ ઢાળ બીજી સંપૂર્ણ ॥

બીજી ઢાળમાં જિનેશ્વરની પ્રતિમાને પૂજન કર્યાના દેવતાના દૃષ્ટાંતો આગમોની શાખે આપી તે પૂજનીય છે એમ સિદ્ધ કર્યું. હવે વળી સ્થાનકવાસીઓ કહે છે કે—"તમે તો દેવોએ પ્રતિમા પૂજ્યાના દૃષ્ટાંતો કહ્યા, તેઓમાં એક પણ એવું દૃષ્ટાંત ન આપ્યું કે જેમાં મનુષ્યે જિનપ્રતિમા પૂજ્યાનું જણાવ્યું હોય, તો પછી મનુષ્યે જિનપ્રતિમા શા માટે પૂજવી જોઈએ ? દેવો જેમ કરે તેમ મનુષ્યે પણ કરવુંજ જોઇએ એવો નિયમ ક્યાંથી લાવ્યા ?" આ પ્રમાણે મનુષ્યોએ પ્રતિમાની પૂજા ન

કરવી જોઇએ એ પ્રમાણે માનતા સ્થાનકવાસીઓને આગમોની શાખ આપી મનુષ્યોએ પણ જિનપ્રતિમાનું પૂજન કર્યું છે, તેથી આપણે પણ પ્રતિમાનું પૂજન કરવું જોઇએ, એમ ગ્રંથકાર આ ત્રીજી ઢાળમાં સિદ્ધ કરે છે.—

## ઢાળ ત્રીજી.

॥ ऋषभनो वंश रयणायरु, ए देशी ॥

शासन ताहरुं अति भलुं, जग नहीं कोइ तस सरखुं रे।
तेम तेम राग घणो वधे, जेम जेम जुगति शुं परखुंरे॥
शासन ताहरुं अति भलुं ॥ १ ॥

હે મહાવીર ! તમારૂં શાસન અતિશય સુંદર છે, જગતમાં તમારા શાસન સમાન બીજા કોઈનું શાસન નથી–દુનિયામાં ઘણા મતમતાંતરો ઉત્પન્ન થયા છે, પણ તેઓમાં તમારા શાસન જેવો એક મત નિર્દોષ અને વિવાદ રહિત નથી. હે પ્રભો ! જેમ જેમ તમારા શાસનની હું યુક્તિપૂર્વક પરીક્ષા કરૂં છું તેમ તેમ તેના ઉપર મારો રાગ વધતોજ જાય છે.

કોઇ પણ શંકાનું યુક્તિપૂર્વક નિવારણ થતું હોય તો તે જિનેન્દ્રે પ્રરૂપેલા આગમોમાં છે, સર્વજ્ઞ પ્રરૂપિત ગ્રન્થો સિવાય બીજા ગ્રન્થો કુતાર્કિકોના તર્ક પ્રવાહને કેમ સ્ખલિત કરી શકે ? આવા નિર્દોષ અને નિર્વિવાદ આગમોનો જેમ જેમ સૂક્ષ્મબુદ્ધિથી અભ્યાસ કરીએ તેમ તેમ તેના ઉપર માન વધે તેમાં નવાઇ શી ? તેથીજ ગ્રન્થકારે વીતરાગના શાસન ઉપર પોતાનો રાગ વધતો જાય છે તેમ જણાવ્યું છે ॥ ૧ ॥

જેમ દેવતાઓએ જિનપ્રતિમાને વંદન કર્યું છે તેમ મનુષ્યોએ પણ વંદન કર્યું છે, એ વાત સૂત્રની શાખે પહેલાં સિદ્ધ કરે છે—

**श्रीअरिहंत ने तेहनां, चैत्य नमुं न अनेरां रे ॥**
**अंबड ने तस शिष्यनां, वचन उववाइ घणेरां रे ॥**
**शासन ताहरुं अति भलुं ॥ २ ॥**

શ્રીઅરિહંતપ્રભુ અને શ્રીઅરિહંતપ્રભુનાં ચૈત્ય એટલે પ્રતિમાઓને વંદન કરૂં, વીતરાગપ્રભુ અને વીતરાગપ્રભુની પ્રતિમા સિવાય બીજાને વંદન ન કરૂં, એમ અંબડ પરિવ્રાજક તથા તેના શિષ્યોનાં વચન ઉવવાઇ સૂત્રમાં ઘણાં છે. ઉવવાઈ સૂત્રના પત્ર ૯૭માં અંબડના અધિકારમાં કહ્યું છે કે—

"अंबडस्स णं णो कप्पइ अण्णउत्थिया वा, अण्णउत्थियदेवयाणि वा, अण्णउत्थियपरिग्गहियाणि वा चेइयाइं वंदित्तए वा णमंसित्तए वा जाव पज्जुवासित्तए वा; णऽण्णत्थ अरिहंते वा, अरिहंतचेइयाइं वा." ।

(ભગવાન્ શ્રીમહાવીરસ્વામી ગૌતમસ્વામીને કહે છે કે—) "અંબડને અન્યયૂથિકો[1] એટલે અન્યતીર્થિઓ—જિનેન્દ્ર સિવાય બીજા મતવાળાઓ, અન્યતીર્થિઓના દેવો, અને અન્યતીર્થિકોએ પોતાપણે ગ્રહણ કરેલાં ચૈત્યો એટલે જિનપ્રતિમાઓ વંદનીયપણે, નમસ્કાર કરવાપણે, યાવત્ ઉપાસના કરવાપણે ન કલ્પે. (અંબડે પરિવ્રાજકનો[2] વેષ ધારણ કર્યો હતો, પણ તે અરિહંતને અને જિનપ્રતિમાને વંદનાદિ કરતો હતો. તેથી જેમ

૧ અરિહંતના સંઘની અપેક્ષાએ બીજા–બુદ્ધ વિગેરે. ૨ સંન્યાસીનો.

તેણે અન્યતીર્થિઓને અને અન્યતીર્થિઓના દેવને વંદનાદિનો નિષેધ કર્યો તેમ અરિહંતને અને જિનપ્રતિમાને પણ વંદનાદિનો નિષેધ ન થાય માટે કહે છે કે—) આ વંદનાદિનો નિષેધ અરિહંતોને અને જિનપ્રતિમાને વર્જીને સમજવો. અર્થાત્ અંબડ પરિવ્રાજકને અરિહંતો તથા જિનપ્રતિમા વંદનીયપણે, નમસ્કાર કરવાપણે યાવત્ ઉપાસના કરવાપણે કલ્પે છે."

વળી તે અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોના સંબંધમાં પણ ઉવવાઇ સૂત્રના પત્ર ૯૫ માં કહ્યું છે કે—

"तए णं ते परिव्वायगा बहूइं भत्ताइं अणसणाए छेदेन्ति, छेदित्ता आलोइअ—पडिक्कंता समाहिपत्ता कालमासे कालं किच्चा बंभलोए कप्पे देवत्ताए उववण्णा। तहिं तेसिं गई दससागरोवमाइं ठिई पण्णत्ता। परलोगस्स आराहगा। सेसं तं चेव."।

"ત્યાર પછી તે પરિવ્રાજકો અનશનવડે ઘણા ભાત ત્યાગે છે, ભાતનો ત્યાગ કરીને આલોચી તથા પડિક્કમીને સમાધિને પ્રાપ્ત થયેલા કાળ અવસરે કાળ કરીને પાંચમા બ્રહ્મદેવલોકને વિષે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેઓની સ્થિતિ દસસાગરોપમ પ્રરૂપી છે. તેઓને પરલોકના આરાધક સમજવા.[1] બાકીનું બધું

૧ જો કે તેઓ દેશવિરતિ હતા, તો પણ તેમને દેશવિરતિનું ફળ તો પરલોકમાં આરાધકપણું સમજવું, અને બ્રહ્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થવું એ પરિવ્રાજકક્રિયાનું ફળ સમજવું. જો એમ ન માનીએ, અને દેશવિરતિનુંજ ફળ બ્રહ્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થવું માનીએ, તો આ કથન નકામું થાય. બ્રહ્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થવું, એ જે પરિવ્રાજકક્રિયાનું ફળ બતાવ્યું, તે અંબડના શિષ્યોને માટે કાંઈ નવીન કહેતા નથી; કારણ કે—કપિલ વિગેરે મિથ્યાદૃષ્ટિઓ પણ પરિવ્રાજકક્રિયા વડે બ્રહ્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા છે એમ શાસ્ત્રમાં ઘણે સ્થળે કહ્યું છે.

અંબડની જેમ સમજવું." ॥ ૨ ॥

ઉપરની ગાથાથી જણાયું કે- અંબડે અને તેના શિષ્યોએ જિનચૈત્યોને એટલે જિનપ્રતિમાઓને વંદન કર્યું છે, અને તેથી દેવોની જેમ મનુષ્યોએ પણ જિનપ્રતિમાઓને વંદન કર્યાનું સિદ્ધ થયું. હવે વળી સ્થાનકવાસીઓ ચૈત્ય શબ્દનો અર્થ 'પ્રતિમા' નહીં માનતાં 'જ્ઞાન' અર્થ માને છે, તેમને ગ્રન્થકાર સમજાવે છે—

**चैत्य शब्दतणो अरथ ते, प्रतिमा नहि कोइ बीजो रे ॥**
**जेह देखी गुण चिंतिए, तेहज चैत्य पतीजो रे ॥**
**शासन ताहरुं अति भलुं ॥ ३ ॥**

ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા છે; કોઇ બીજો અર્થ નથી; એટલે જ્ઞાન અર્થ નથી. જેને દેખીને પરમાત્માના ગુણ અથવા પોતાના આત્માના જ્ઞાનાદિ ગુણ ચિંતવીએ—પ્રતીતિમાં લાવીએ તેને ચૈત્ય જાણો.

ચૈત્ય શબ્દનો અર્થ 'જ્ઞાન' નહીં કરતાં પ્રતિમાજ કરવો જોઇએ, તે બાબત પહેલી ઢાળની ૨૩મી ગાથા, પૃષ્ઠ ૪૯થી૫૩ સુધીમાં શબ્દકોશ વિગેરેના સજ્જડ પૂરાવા આપી સવિસ્તર સિદ્ધ કરી ગયા છીએ. વળી આવશ્યક ચૂર્ણિમાં પણ કહ્યું છે કે—

"अरिहंतचेइयाइं तेसिं चेव पडिमाओ."

"चिति संज्ञाने, संज्ञानमुत्पाद्यते काष्ठकर्मादिषु प्रतिमां दृष्ट्वा."

"અરિહંતોના ચૈત્યો તે કહેવાય કે જે તેઓની એટલે અરિહંતોની પ્રતિમાઓ હોય."

"ચૈત્ય શબ્દમાં चिति ધાતુ છે, તેનો અર્થ જાણવું–જ્ઞાન કરવું–સ્મરણ કરવું એવો થાય છે. કાષ્ઠ પાષાણ વિગેરેમાં કોતરેલી પ્રતિમા દેખીને જ્ઞાન ઉત્પન્ન કરાય છે, અર્થાત્ જેને દેખીને જ્ઞાન ઉત્પન્ન કરાય તે ચૈત્ય કહેવાય" આથી એવો અર્થ ચોક્ખો સમજાય તેવો છે કે, પ્રતિમાને દેખીને તે પ્રતિમા જેની હોય તેનું સ્મરણ થાય છે, એટલે સ્મરણ કરાવતી વસ્તુને ચૈત્ય કહે છે, તેથી ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમાજ કરવો, કારણ કે, તે પ્રતિમા જેની હોય તેનું સ્મરણ–જ્ઞાન કરાવે છે.

કોઇ પણ સ્થળે ચૈત્ય શબ્દનો અર્થ 'જ્ઞાન' કર્યો નથી, જો ચૈત્ય શબ્દનો અર્થ 'જ્ઞાન' થતો હોત તો, જ્યારે આત્મા કર્મોથી મુક્ત થાય છે ત્યારે તેને—

"केवलवरनाण–दंसणं समुप्पज्जइ."

"શ્રેષ્ઠ કેવળજ્ઞાન અને કેવળ દર્શન ઉત્પન્ન થાય છે" આ પાઠ સિદ્ધાંતમાં ઠેકઠેકાણે છે, ત્યાં કોઇક સ્થળે તો—

"केवलवरचेइय–दंसणं समुप्पज्जइ."

"શ્રેષ્ઠ એવું કેવળ ચૈત્ય અને કેવળ દર્શન ઉત્પન્ન થાય છે" એવો પાઠ પણ મૂકત. માટે માનવું જોઇએ કે–ચૈત્ય શબ્દનો 'જ્ઞાન' અર્થ થતો નથી, તેથીજ 'જ્ઞાન' અર્થમાં 'ચૈત્ય' શબ્દ કોઇપણ સ્થળે વાપર્યો નથી.

વળી 'ચૈત્ય' શબ્દનો અર્થ 'જ્ઞાન' થતો હોય તો, ઉપર આવેલી ગાથા ૨ જીમાં જે ઉવવાઇ સૂત્રનો પાઠ બતાવ્યો છે ત્યાં "अन्नउत्थियपरिग्गहियाणि वा चेइयाइं—અન્યતીર્થીઓએ પોતાપણે ગ્રહણ કરેલા અરિહંતનાં ચૈત્યો અંબડને ન કલ્પે." એ સ્થળે અરિહંતનું જ્ઞાન કેમ સમજવું ? અરિહંતના જ્ઞાનને

અન્યતીર્થીઓ પોતાપણે કેમ ગ્રહણ કરી શકે ? પણ "અન્ય તીર્થિઓએ પોતાપણે ગ્રહણ કરેલાં ચૈત્યો એટલે અરિહંતની પ્રતિમાંઓ અંબડને ન કલ્પે." એ પ્રમાણે અર્થ કરીએ તોજ ઘટી શકે છે, માટે ચૈત્ય શબ્દનો અર્થ 'જ્ઞાન' નહીં કરતાં 'પ્રતિમા' કરવો જોઇએ. વળી चेइयाइं એ સ્થળે ચૈત્ય શબ્દમાં બહુવચન છે, તે બહુવચન જો 'જ્ઞાન' અર્થ કરીએ તો કેમ ઘટી શકે?, પણ જો ચૈત્ય શબ્દનો અર્થ 'પ્રતિમા' કરીએ તો ઘટી શકે છે, કારણ કે જિનપ્રતિમા ઘણી હોય છે.

સ્થાનકવાસીઓમાં વ્યાકરણનો ગંધ હોતો નથી, તેથી શબ્દોના અર્થ ઉટપટાંગ-મનમાન્યા કરી વિદ્વાનોમાં હાંસીને પાત્ર થાય છે, તથા મૃષાવાદી બનવાથી પોતાના આત્માને અને પોતાના ભક્તોને સંસાર સમુદ્રમાં ડૂબાડે છે. જેમને શબ્દશુદ્ધિનું જ્ઞાન હોતું નથી તેઓ બીજું મહાવ્રત—સત્યવ્રત આરાધી શકતા નથી. શ્રીપ્રશ્નવ્યાકરણાંગના ૧૧૪ મા પૃષ્ઠમાં બીજા સંવર અધ્યયનમાં સત્યવ્રતની ભાવનામાં કહ્યું છે કે—

" नाम-क्खाय-निवाय-उवसग्ग-तद्धिय-समास-संधिपद[1]-हेउ-जोगिय-उणादि-किरियाविहाण-धातु-सर-विभत्ति-वन्नजुत्तं तिकल्लं दसविहं पि सच्चं जह भणियं तह कम्मुणा होइ । दुवालसविहा य होइ भासा । वयण पि य होइ सोलसविहं । एवं अरहंतमणुन्नायं समिक्खियं संजएण कालम्मि य वत्तव्वं."।

"નામપદ[2] આખ્યાતપદ નિપાતપદ ઉપસર્ગપદ

૧ આ પદ શબ્દ नाम વિગેરે સાત શબ્દની સાથે જોડવો.

૨ નામ બે પ્રકારનાં હોય છે—વ્યુત્પન્ન અને અવ્યુત્પન્ન. देवदत्त जिनदास घट पट ઇત્યાદિ વ્યુત્પન્ન નામ છે, डित्थ डवित्थ ઇત્યાદિ અવ્યુત્પન્ન નામ છે.

[1]તદ્ધિતપદ સમાસપદ સંધિપદ હેતુ—

આખ્યાતપદ એટલે ક્રિયાપદ. भवति करोति, अभवत् अकरोत्, भविष्यति करिष्यति ઇત્યાદિ ક્રિયાપદ કહેવાય.

च वा खलु यथा एव एवम् अहो रे ઇત્યાદિ નિપાતપદ કહેવાય.

ધાતુની સમીપમાં જે જોડાય તે ઉપસર્ગ કહેવાય, ઉપસર્ગરૂપ જે પદ તે ઉપસર્ગપદ. જેમ प परा अप सम् उप ઇત્યાદિ.

૧ તદ્ધિત પ્રત્યયો જેની અંતે હોય તે તદ્ધિતપદ. જેમ-नाभेरपत्यं नाभेयः—નાભિરાજાના પુત્ર નાભેય કહેવાય, ગાયોને હિતકર જે દેશ તે गव्य કહેવાય, ઈત્યાદિ.

બે અથવા વધારે પદોને એકઠા કરવારૂપ તત્પુરુષ વિગેરે ૭ પ્રકારના સમાસ છે. જેમ—राज्ञः पुरुषः—राजपुरुषः, आरूढा बहवो वानरा यं स—आरूढबहुवानरो वृक्षः, ઈત્યાદિ.

વ્યાકરણના નિયમ મુજબ સ્વર તથા વ્યંજનમાં જે વિકાર થાય છે તે સંધિ કહેવાય, જેમ—दधि+इदम्—दधीदम्, तत्+चरति—तच्चरति ઈત્યાદિ.

હેતુ ન્યાયશાસ્ત્ર—તર્કશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. સાધ્ય વિના જે ન રહે તે હેતુ કહેવાય, જેમ—पर्वतो वह्निमान् धूमात् ધૂમાડો હોવાથી પર્વત અગ્નિવાળો છે. અહીં અગ્નિ સાધવાનો હોવાથી તે સાધ્ય છે, અને ધૂમાડો તેનો હેતુ છે, કારણ કે ધૂમાડો અગ્નિ વિના રહેતો નથી.

યૌગિક[1] ઉણાદિ ક્રિયાવિધાન ધાતુ સ્વર[2] વિભક્તિ[3] અને વર્ણ વડે યુક્ત એવું સત્યવચન બોલવું જોઇએ. અતીત અનાગત અને વર્તમાન એ ત્રણે કાળ વિષયક સત્ય દસ[4] ભેદે છે. જેવી રીતે બોલવારૂપ ક્રિયાવડે સાચા પદાર્થને જણાવવાપણે સત્ય દસ પ્રકારે છે, તેવી રીતે અક્ષર લખવા, મસ્તક ધુણાવવું, હસ્ત-નયનાદિની ચેષ્ટા કરવી, વિગેરે ક્રિયાવડે પણ સાચા પદાર્થને

---

૧ જે બે વિગેરે પદના સંબંધવાળું હોય તે યૌગિક કહેવાય, જેમ—हरिषेण, पद्मनाभ વિગેરે

જેની અંતે उण् વિગેરે પ્રત્યયો હોય તે ઉણાદિ કહેવાય. જેમ आशु, स्वादु વિગેરે.

જેની અંતે कृत् પ્રત્યયો હોય તે ક્રિયાવિધાન કહેવાય. જેમ पाचकः, पाठकः, पाकः વિગેરે.

જેઓ ક્રિયાને જણાવનારા હોય તે ધાતુ કહેવાય. જેમ भू, कृ, चुर् વિગેરે

૨ अ आ इ ई વિગેરે સ્વર કહેવાય. કોઇ ઠેકાણે રસ એવો પાઠ છે. રસ નવ છે. તે આવી રીતે—

" शृङ्गार-हास्य-करुणा—रौद्र-वीर-भयानकाः ॥

बीभत्सा-ऽद्भुत-शान्ताश्च, नव नाट्ये रसाः स्मृताः " ॥१॥

"શ્રૃંગારરસ, હાસ્યરસ, કરૂણારસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ, અદ્ભુતરસ, અને શાંતરસ. એ પ્રમાણે નાટકમાં નવ રસ કહ્યા છે."

૩ स्यादि અને त्यादि એ પ્રમાણે બે પ્રકારની વિભક્તિઓ છે.

क् ख् ग् घ् વિગેરે જે વ્યંજનો તે વર્ણ કહેવાય.

૪ સત્યના દસ ભેદ પહેલી ઢાળની બીજી ગાથામાં પૃષ્ઠ ૯-૧૦-૧૧માં વિસ્તારથી આપી ગયા છીએ

જણાવવાપણે દસ પ્રકારનું સત્ય છે.[1] ભાષા બાર પ્રકારની છે.[2] વચન સોળ પ્રકારનું છે.[3] ઉપર મુજબ જે સત્યાદિનું

---

૧ સામા માણુસને નહીં ઠગવા રૂપ જે સરળ અધ્યવસાય, તેજ સત્ય કહેવાય. જેમ સત્ય બોલવામાં સામા માણુસને નહીં ઠગવારૂપ સરળ અધ્યવસાય હોય છે, તેમ લેખન ક્રિયામાં તથા મસ્તક હસ્ત નયનાદિની ચેષ્ટામાં પણ સામા માણુસને નહીં ઠગવા રૂપ સરળ અધ્યવસાય હોવો જોઇએ, કોઇ એમ કહે કે-"મેં તો સત્ય બોલવાનો નિયમ કર્યો છે; તેથી જુઠું લખું, તથા મસ્તક હસ્ત નયનાદિની ચેષ્ટા જુઠી કરૂં તેમાં મારા નિયમનો ભંગ થતો નથી." આવું કહેનારને શાસ્ત્રકાર આ વાક્યથી જણાવે છે કે-જુઠું લખવાથી તથા હસ્ત નયનાદિની ચેષ્ટા જુઠી કરવાથી સત્યવ્રત લોપાય છે. તેથી જેમ વચન સત્ય બોલવું તેમ ક્રિયા પણ સત્યજ કરવી.

૨ શાસ્ત્રમાં ભાષાના બાર ભેદ નીચે મુજબ કહ્યા છે—

प्राकृत-संस्कृतभाषा, मागध-पैशाच-सौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो, देशविशेषादपभ्रंशः ॥ १ ॥

"પ્રાકૃતભાષા, સંસ્કૃતભાષા, માગધીભાષા, પૈશાચીભાષા, સૌરસેનીભાષા, અને છઠ્ઠી અપભ્રંશભાષા, આ અપભ્રંશભાષા ભિન્ન ભિન્ન દેશવિશેષથી ઘણા ભેદવાળી છે."

ઉપર બતાવેલી છ પ્રકારની ભાષાને ગદ્ય અને પદ્ય એ બે ભેદે ગણતાં ભાષાના બાર ભેદ થાય છે.

૩ શાસ્ત્રમાં વચનના સોળ ભેદ નીચે મુજબ કહ્યા છે-

"वयणतियं३ लिङ्गतियं६, कालतियं९ तह परोक्ख-
पच्चक्खं११। उवणीयाइचउक्कं१५, अज्झत्थं१६ चेव सोलसमं."॥

"ત્રણ વચન, ત્રણ લિંગ, ત્રણ કાળ, તથા પરોક્ષ અને પ્રત્યક્ષ, ઉપનીત વિગેરે ચાર, અને સોળમું અધ્યાત્મ"

સ્વરૂપ કહ્યું તે અરિહંતોએ આજ્ઞા કરેલું છે. એટલે કે—જે પ્રમાણે સત્યાદિનું સ્વરૂપ કહ્યું છે તેજ પ્રમાણે બોલવું તેમ અરિહંત પ્રભુની આજ્ઞા છે. વળી તે અરિહંતોએ આજ્ઞા કરેલું સત્યાદિ

---

"એકવચન દ્વિવચન અને બહુવચન એ ત્રણ વચન છે, જેમ वृक्षः वृक्षौ वृक्षाः

પુલિંગ સ્રીલિંગ અને નપુંસકલિંગ એ ત્રણ લિંગ છે, જેમ पुरुषः कुमारी कमलम् વિગેરે.

અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ કાળ છે. જેમ अकरोत् करिष्यति करोति ઇત્યાદિ.

'તેણે આ કાર્ય કર્યું હતું' એ પરોક્ષ વચન કહેવાય, તે આ કાર્ય કરે છે એ પ્રત્યક્ષ વચન કહેવાય.

ઉપનીત વિગેરે ચાર વચન આ પ્રમાણે સમજવા—ઉપનીત વચન, અપનીત વચન, ઉપનીતાપનીતવચન, અને અપનીતોપનીત વચન. ગુણને બતાવવા રૂપ જે વચન તે ઉપનીતવચન, જેમ—આ પુરૂષ સ્વરૂપવાન્ છે. અવગુણને બતાવવા રૂપ જે વચન તે અપનીત વચન, જેમ આ પુરૂષ વ્યભિચારી છે. જેમાં પહેલાં એક ગુણ બતાવી બીજો અવગુણ બતાવવો તે ઉપનીતાપનીતવચન, જેમ—આ પુરૂષ સ્વરૂપવાન્ તો છે, પણ વ્યભિચારી છે. જેમાં પહેલાં એક અવગુણ બતાવી બીજો ગુણ બતાવવો તે અપનીતોપનીત વચન, જેમ—આ પુરૂષ વ્યભિચારી તો છે પણ સ્વરૂપવાન્ છે.

કોઇ માણસ પોતાની ઇષ્ટ વાત છુપાવવાની ઇચ્છાવાળો હોય. તેણે નિર્ણય કર્યો હોય કે—આ વાત છાની રાખવી છે, કોઇને પણ કહેવી નથી, પણ ઉતાવળને લીધે ઉપયોગ નહીં રહેવાથી તે છુપાવેલીજ વાત ઉઘાડી પડી જાય એવું વચન બોલાય તે અધ્યાત્મ વચન કહેવાય. જેમ કોઇ કપાસનો વેપારી કપાસનો ભાવ તેજ થતો જાણી બીજે ગામ કપાસની ખરીદી કરવા ગયો. તે વેપારીએ મનમાં નિશ્ચય કર્યો છે કે—કપાસની વાત કોઇને કહેવી નથી, બીજી વાત

યુક્ત વચન પહેલાં બુદ્ધિવડે વિચારીને સંયમવાળા થઇ અવસરે બોલવું. અર્થાત્ જિનેશ્વરોએ જે ઉપર મુજબ અનુજ્ઞા કરેલું વચન છે તેવુંજ બોલવું, તેથી વિરૂદ્ધ ન બોલવું. વળી તે વચન પહેલાં બુદ્ધિથી બરાબર વિચારીને બોલવું, વિચાર્યા વિના ન બોલવું. વળી સંયમવાળા થઇને બોલવું, સંયમ રહિત થઇને ન બોલવું તથા અવસર જોઇને જે અવસરે જેવું બોલવું ઘટે તેવુંજ બોલવું, અવસર વિનાનું વચન ન બોલવું." ॥૩॥

**एमज आलावे आणंदने, जिनप्रतिमा नति दीसेरे**
**सप्तम अंगना अर्थथी, ते नमतां मन हीसेरे ॥शा०॥४॥**

જેમ અંબડ પરિવ્રાજકને આલાવે જિનપ્રતિમાને નમન કર્યાનું જણાવ્યું, તેમજ આણંદશ્રાવકને આલાવે પણ સાતમું

---

કરી ગામમાંથી કપાસ ખરીદી લેવો છે. તે વેપારી ગામમાં પહોંચતાં તરસ્યો થયો, તેથી પાણી પીવા માટે કોઇ વેપારીને ઘેર ગયો. ત્યાં તેણે ઘરવાળી સ્ત્રીને ઉતાવળથી કહ્યું કે–'મને કપાસ પા' આ પ્રમાણે હૃદયમાં 'કપાસ કપાસ' એવી ઝંખના લાગી રહેલી હોવાથી 'પાણી' શબ્દને બદલે 'કપાસ' શબ્દ બોલી જવાયો. હવે તે ઘરવાળી સ્ત્રી વિચક્ષણ હતી. તેણીએ વિચાર્યું કે–"આ વેપારી તરસ્યો થયો છે તેથી 'મને પાણી પા' એ પ્રમાણે બોલવું જોઇએ, પણ 'મને કપાસ પા' એ પ્રમાણે કેમ બોલ્યો ? આમ બોલવાથી જણાય છે કે–કપાસનો ભાવ તેજ હોવો જોઇએ" પછી તે સ્ત્રીએ પોતાના પતિને તે વાત કહી તેની પાસે ગામમાંથી કપાસ ખરીદાવી લીધો ત્યાં સુધી તે વેપારીને આગતા–સ્વાગતા કરી સારી રીતે ભોજન કરાવી રોક્યો, પછી વિસર્જન કર્યો. આ ઠેકાણે વેપારી જે 'મને કપાસ પા' એ પ્રમાણે બોલ્યો તે અધ્યાત્મવચન કહેવાય.

અંગ શ્રીઉપાસક દશાંગ સૂત્રના અર્થથી આણંદશ્રાવકે જિન-પ્રતિમાને નમન કર્યાનું દેખાય છે. આવી રીતે આગમમાં જિન-પ્રતિમાને વંદન કર્યાનું દેખાય છે, તેથી તે જિનપ્રતિમાને નમતાં મન હર્ષિત-પ્રફુલ્લિત થાય છે.

શ્રીઉપાસક દશાંગ સૂત્રમાં પહેલા આણંદશ્રાવકના અધ્યયનમાં પત્ર ૧૨-૧૩ માં કહ્યું છે કે;-

"नो खलु मे भंते! कप्पइ अज्जप्पभिइं अन्नउत्थिए वा, अन्नउत्थियदेवयाणि वा, अन्नउत्थियपरिग्गहियाणि अरिहंतचेइयाणि वा वंदित्तए वा नमंसित्तए वा, पुव्विं अणालत्तेणं आलवित्तए वा संलवित्तए वा, तेसिं असणं वा पाणं वा खाइमं वा साइमं वा दाउं वा अणुप्पदाउं वा। नऽन्नत्थ रायाभिओगेणं, गणाभिओगेणं, बलाभिओगेणं, देवयाभिओगेणं गुरुनिग्गहेणं वित्तिकंतारेणं। कप्पइ मे समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं पीढ-फलय-सिज्जा-संथारएणं ओसह-भेसज्जेणं य पडिलाभेमाणस्स विहरित्तए, त्ति कट्टु इमं एयारूवं अभिग्गहं अभिगिण्हइ."

આણંદ શ્રાવક શ્રમણ ભગવાન્ મહાવીર પાસે અભિગ્રહ ગ્રહણ કરે છે કે-"હે ભગવન્! આજથી આરંભીને[1] મારે અન્યતીર્થિકો, અન્યતીર્થિઓના દેવો, અને અન્યતીર્થિઓએ પોતાપણે ગ્રહણ કરેલાં અરિહંતચૈત્યો એટલે જિનપ્રતિમાઓ

[1] સમ્યકત્વ સ્વીકાર્યું ત્યારથી આરંભીને, અતિચાર રહિત સમ્યકત્વ પાળવા માટે.

વંદન કરવાને તથા નમસ્કાર કરવાને[1] ન કલ્પે.[2] વળી અન્યતીર્થીએ વગર બોલાવ્યે તેને એક વખત બોલાવવા ન કલ્પે, વારંવાર બોલાવવા ન કલ્પે.[3] વળી અન્યતીર્થિઓને અશન પાન ખાદિમ અને સ્વાદિમ એક વખત દેવું તથા વારંવાર દેવું ન કલ્પે.[4] પણ નીચે જણાવેલા ૭ કારણથી અન્યતીર્થિઓને વંદન-દાનાદિ કરવું પડે તો સમ્યક્ત્વમાં દોષ ન લાગે-રાજાની પરતંત્રતા હોય. ગણ એટલે લોકના સમુદાયની પરતંત્રતા હોય. કોઈ બલવંતની પરતંત્રતા હોય. કોઇ દેવની પરતંત્રતા હોય, ગુરૂ એટલે માતા પિતા ભર્તા કલાચાર્ય વિગેરે મિથ્યાત્વી હોય, તેમના આગ્રહથી અન્યતીર્થીને વંદનાદિ કરવું પડે. અથવા ગુરૂ એટલે સાધુમહારાજને ઉપદ્રવ થતો હોય, તો તેમની રક્ષાને માટે અન્યતીર્થિઓને વંદન-દાનાદિ કરવું પડે. વળી આજીવિકા રૂપી ભીષ્મ અટવી, તેનો નિર્વાહ કરવા માટે, એટલે અન્ય આજીવિકાને અભાવે મિથ્યાત્વીની આજીવિકા હોય, તેની પરતં-

---

૧ પ્રણામ પૂર્વક સુંદર શબ્દોથી સ્તુતિ કરવાને

૨ સમકિતી જો તેમને પણ વંદન-નમસ્કાર કરે તો તેમના ભક્તો જાણે કે-અમારા ગુરૂ તથા અમારા દેવ સાચા છે, કે જેથી જૈનધર્મમાં ચુસ્ત પુરૂષ પણ તેમને વંદન-નમસ્કાર કરે છે. આવી રીતે તેમના ભક્તોને મિથ્યાત્વ દૃઢ થવાનો પ્રસંગ આવે, તેથીજ સમકિતી જીવો અન્યતીર્થિઓ તથા અન્યતીર્થિઓના દેવને વંદન-નમસ્કાર કરતા નથી.

૩ તેમનો પરિચય થવાથી પોતાને અથવા પોતાના સંબંધીઓને મિથ્યાત્વરૂપી ચેપ લાગવાનો સંભવ રહે છે.

૪ આ નિષેધ ધર્મબુદ્ધિથી સમજવો, એટલે અન્યતીર્થિઓને ધર્મબુદ્ધિથી અશન વિગેરે દેવું ન કલ્પે, પણ કરૂણા બુદ્ધિથી દેવાય.

ત્તાથી અન્યતીર્થને વંદનાદિ કરવું પડે. આ છ કારણો સિવાય મારે અન્યતીર્થિઓને, અન્યતીર્થિના દેવને, તથા અન્યતીર્થએ પોતાપણે ગ્રહણ કરેલ ચૈત્ય એટલે જિનપ્રતિમાને વંદનાદિ કરવું ન કલ્પે.

હવે શું કલ્પે તે કહે છે "મારે શ્રમણ નિર્ગ્રંથો પ્રત્યે અશન પાન ખાદિમ સ્વાદિમ વસ્ત્ર પાત્ર કંબલ રજોહરણ પાટલો પાટીયું શય્યા સંથારો ઔષધ અને પથ્ય વડે પડિલાભતાં થકાં વિહરવું કલ્પે. આ પ્રમાણે ઉપર બતાવેલા સ્વરૂપવાળો અભિગ્રહ ગ્રહણ કરે છે" ॥ ૪ ॥

સ્થાનકવાસીઓ કહે છે કે-"તમે જે ઉપરનો પાઠ બતાવ્યો, તેમાં અન્યતીર્થીના દેવને વંદન કરવું ન કલ્પે એમ કહ્યું છે, પણ એમ ક્યાં કહ્યું છે કે, જિનપ્રતિમાને વંદન કરવું કલ્પે ?" તેમને ગ્રન્થકાર ઉત્તર આપે છે—

**परतीर्थी सुर तेहनी, प्रतिमानी नति वारीरे ।**
**तेणे मुनि जिनप्रतिमा तणी, वंदन नति निरधारीरे ॥५॥०५**

ઉપલી ગાથામાં અન્યમતવાળા તથા અન્યમતવાળાના દેવને નમસ્કાર કરવાનો નિષેધ કર્યો છે. તેથી જૈનમુનિ તથા જિનપ્રતિમાને વંદન-નમસ્કાર કરવાનું નિશ્ચયથી આવીજ જાય છે. એટલે કે-અન્ય તીર્થીને વંદન કરવાનો નિષેધ કર્યો, તેથી જૈનમુનિને વંદન કરવાનું આવીજ ગયું. તથા અન્યમતવાળાના દેવની પ્રતિમાને વંદન કરવાનો નિષેધ કર્યો, તેથી જિનપ્રતિમાને વંદન કરવાનું આવીજ ગયું. વળી ત્રીજી ઢાળની બીજી ગાથામાં અંબડના સંબંધમાં ઉવવાઇ સૂત્રનો પાઠ આપ્યો છે, તેમાં અન્યમતવાળાના દેવની પ્રતિમાને વંદન કરવાનો નિષેધ કર્યો છે, અને

અરિહંતની પ્રતિમાને વંદન કરવાનું ચોકખું જણાવ્યું છે. ॥૫॥

અંહીં કોઇ કહે છે કે—"આણંદ શ્રાવકનાં આલાવામાં તેણે પ્રભુ મહાવીર પાસે અભિગ્રહ લીધો છે કે—'અન્યતીર્થીએ પોતાપણે ગ્રહણ કરેલા ચૈત્યોને મારે વંદન કરવું ન કલ્પે' આ સ્થળે ચૈત્ય શબ્દનો અર્થ જિનપ્રતિમા કરો છો, અને તે ઉપરથી એવો તાત્પર્ય કાઢો છો કે—અન્યતીર્થિએ જે જિનપ્રતિમા પોતાપણે ગ્રહણ કરી હોય તેને વંદન કરવું ન કલ્પે, પણ જે જિનપ્રતિમા અન્યતીર્થીએ પોતાપણે ગ્રહણ ન કરી હોય તેને વંદન કરવું કલ્પે. આવો સારાંશ ચૈત્ય શબ્દનો અર્થ જિનપ્રતિમા કરીએ તોજ નીકળી શકે, પરતું ચૈત્ય શબ્દનો અર્થ જિનપ્રતિમા ન કરવો, મુનિ અર્થ કરવો. ભાવાર્થ એવો થયો કે, અન્યતીર્થીએ ગ્રહણ કરેલા મુનિ એટલે મિથ્યાત્વી થઈ અન્યમતમાં ભળી ગયેલા મુનિને વંદન કરવું ન કલ્પે, એવો અર્થ કરવો." આ પ્રમાણે ચૈત્ય શબ્દનો મુનિ એ પ્રમાણે અર્થ મરડીને કરે છે, તેને ગ્રન્થકાર ઉત્તર આપે છે--

परतीर्थीए जे परिग्रह्या, मुनि ते तो परतीर्थी रे ।
त्रण शरणमांहे चैत्य ते, कहे प्रतिमा शिवअर्थी रे ॥ शां०६

પરતીર્થીએ જે મુનિ પરિગ્રહ્યા, એટલે જે મુનિ મિથ્યાત્વી થઇ અન્યમતમાં ભળી ગયા, તે મુનિ તો પરતીર્થીજ કહેવાય. તાત્પર્ય કે—આણંદ શ્રાવકે કહ્યું છે કે, મારે પરતીર્થીને વંદન કરવું ન કલ્પે' એ વાક્યમાંજ મિથ્યાત્વી મુનિઓ આવી ગયા, તો પછી 'અન્યતીર્થીએ ગ્રહણ કરેલા ચૈત્યને વંદન કરવું ન કલ્પે' એ વાક્ય અલગ શા માટે કહે ? કારણકે તમારા માનવા પ્રમાણે ચૈત્ય શબ્દનો અર્થ મુનિ કરીએ તો બન્ને વાક્યનો અર્થ

એકજ થયો. માટે તમારે કબૂલ કરવું જોઈએ કે, ચૈત્ય શબ્દનો અર્થ મુનિ નહીં કરતાં જીનપ્રતિમાજ કરવો. વળી ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમાજ છે; મુનિ અર્થ નથી, એ વાતને ગ્રંથકાર દૃઢ કરે છે–શિવ એટલે મોક્ષનો અર્થી ત્રણ શરણમાં ચૈત્યનું શરણ એટલે પ્રતિમાનું શરણ એ પ્રમાણે અર્થ કરે છે. ભાવાર્થ એ છે કે—અસુરકુમાર દેવો ઉંચે સૌધર્મ દેવલોક સુધી જાય છે ત્યારે તેઓ ત્રણ શરણ ગ્રહણ કરે છે. તેમાં ચૈત્યનું શરણ એટલે જિનપ્રતિમાનું શરણ એવો અર્થ થાય છે. શ્રી ભગવતીસૂત્રના ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં પત્ર ૧૭૧ માં કહ્યું છે કે—

" णऽण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाणि वा अणगारे वा भावियप्पणो निस्साए उड्ढं उप्पयन्ति, जाव सोहम्मो कप्पो" ।

"અરિહંતની નિશ્રા (શરણ) વિના, અરિહંતના ચૈત્યની નિશ્રા વિના, તથા જેમનો આત્મા સંયમ અને તપને વિષે ભાવિત થયો છે એવા અનગારની નિશ્રા વિના અસુરકુમાર દેવો યાવત્ સૌધર્મ દેવલોક સુધી ઉંચે જઇ ન શકે. અર્થાત્ એ ત્રણની નિશ્રાએજ સૌધર્મદેવલોક સુધી ઉંચે જઇ શકે."

ઉપરના પાઠમાં બતાવ્યું છે કે—અસુરકુમારો અરિહંત, ચૈત્ય, અને અનગાર એ ત્રણનું શરણ લઈને સૌધર્મદેવલોક સુધી ઉંચે જઇ શકે છે. આ સ્થળે વિચારવું જોઈએ કે, જો ચૈત્ય શબ્દનો અર્થ મુનિ કરીએ તો અનગાર શબ્દ અલગ શા માટે મૂકે? કારણ કે અનગાર શબ્દનો અર્થ પણ મુનિ થાય છે. માટે ચૈત્ય શબ્દનો અર્થ મુનિ નહીં કરતાં પ્રતિમાજ કરવો જોઇએ.

અહીંયાં કોઇ શંકા કરે છે કે—" તમે પ્રતિમાને માન્ય ગણાવવા તૈયાર થયા છો, પણ પ્રતિમાની સ્થાપના દેરાસર વિના ન

હોય. જો પ્રતિમા પ્રાચીન કાળથીજ સિદ્ધ હોય તો દેરાસરની પણ હયાતી હોવીજ જોઇએ. તો અમે પૂછીએ છીએ કે દેરાસર કોણ શ્રાવકે બંધાવ્યા હતા ?" તેના ઉત્તરમાં જણાવવાનું કે-સમવાયાંગસૂત્રમાં સર્વસૂત્રની હુંડી છે. એટલે કયા સૂત્રમાં શું વાત આવે છે તે જણાવ્યું છે, તેમાં ઉપાસકદશાંગ સૂત્રની હુંડી મધ્યે કહ્યું છે કે-"ઉપાસકદશાંગમાં દસે શ્રાવકનાં ચૈત્ય ધર્માચાર્ય ઉદ્યાન વિગેરે કહેવાશે" તમે ચૈત્ય શબ્દનો અર્થ ઉદ્યાન અથવા ધર્માચાર્ય એટલે મુનિ લેતા હો તો, એ બન્ને શબ્દો ખાસ અલગ શા માટે બતાવે ? તેથી ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા અને દેરાસરજ ઠરશે, જો કે કાલના દોષે કરી ઉપાસકદશાંગમાં એ વાતના પાઠ વિચ્છેદ ગયા છે, તો પણ સમવાયાંગનો પાઠ તો મોજુદ છે, અને તેથી માનવાને કારણ છે કે, દસે શ્રાવકોએ કયાં કયાં દેરાસર બંધાવ્યા એ વાત ઉપાસકદશાંગમાં પૂર્વકાલમાં હયાત હોવી જોઇએ, પણ કાલના દોષથી હાલમાં એ વાત વિચ્છેદ ગઇ છે.

શ્રીસમવાયાંગ સૂત્રના ૧૧૯ મા પત્રમાં કહ્યું છે કે-

**"से किं तं उवासगदसाओ ? । उवासगदसासु णं उवासयाणं णगराइं उज्जाणाइं चेइयाइं वणखंडा रायाणो अम्मा-पियरो समोसरणाइं धम्मायरिया० " ।**

"ઉપાસકદશા તે શું કહેવાય ? (તેનો ઉત્તર આપે છે કે) ઉપાસકદશાને વિષે ઉપાસક એટલે શ્રાવકોના નગર, ઉદ્યાન, ચૈત્ય, વનખંડ, રાજા, માત-પિતા, સમવસરણ, ધર્માચાર્ય વિગેરે કહેવાશે" ॥ ૬ ॥

કોઇ અહીં શંકા કરે છે કે-"ચૈત્ય શબ્દનો અર્થ જો પ્રતિમા કરશો તો આણંદ શ્રાવકે અભિગ્રહ લેતાં કહ્યું

છે કે–' મારે તેઓને બોલાવવા ન કલ્પે, અશન પાન વિગેરેનું દાન દેવું ન કલ્પે' એ વાકયો કેવી રીતે સંગત થશે? પણ અમારા કહેવા પ્રમાણે જો ચૈત્ય શબ્દનો અર્થ મુનિ કરીએ તો 'અન્ય મતમાં ભળી ગયેલા મુનિઓને બોલાવવા ન કલ્પે, અશન પાન વગેરેનું દાન દેવું ન કલ્પે ' એ વાકય બરાબર સંગત થશે." તેને ગ્રંથકાર ઉત્તર આપે છે–

**दान कशुं प्रतिमा प्रत्ये, एम कहे जे छल हेरी रे ।**
**उत्तर तास संभव तणी, शैली छे सूत्र केरी रे ॥ शा० ॥७॥**

ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા કરશો તો તેને દાન શું ? અન્યતીર્થીએ પોતાપણે ગ્રહણ કરેલી જીનપ્રતિમાને દાન દેવું સંભવતં નથી, તો પછી આણંદ શ્રાવકે દાન દેવાનો નિષેધ શા માટે કર્યો ? માટે અન્યતીર્થીમાં ભળી ગયેલા ચૈત્ય એટલે મુનિ, તેમને દાન દેવાનો નિષેધ આણંદ શ્રાવકે કર્યો છે એવો અર્થ સંગત થતો હોવાથી ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા નહીં કરતાં મુનિ કરવો જોઈએ. આ પ્રમાણે કહેનારો કપટ કરે છે. ઉત્તર એવો છે કે–સૂત્રની શૈલી એવી છે કે, જ્યાં જે સંભવે ત્યાં તે જોડવું. જો સંભવ પ્રમાણે અર્થ ન જોડીએ તો અર્થનો અનર્થ થઇ જાય. તાત્પર્ય કે–અન્યતીર્થી, અન્યતીર્થીના દેવો, અને અન્યતીર્થીએ પોતાપણે ગ્રહણ કરેલ ચૈત્ય એટલે જિનપ્રતિમા, એ ત્રણેને વંદન- નમસ્કારનો નિષેધ સમજવો. અને બોલાવવાનો નિષેધ તથા અશન પાનાદિના દાનનો નિષેધ ફક્ત અન્યતીર્થીનોજ સમજવો, પરંતુ એ નિષેધ અન્યતીર્થીના દેવો અને અન્યતીર્થીએ પોતાપણે ગ્રહણ કરેલ જિનપ્રતિમાને ન જોડવો; વળી જ્યાં જે સંભવે ત્યાં તે વાકય જોડવું એવો નિયમ તમે ન માનો તો અન્યતીર્થીના

દેવો સાથે બોલાવવાનો અને દાન દેવાનો નિષેધ કેવી રીતે સંગત કરશો ? માટે જેવી રીતે અન્યતીર્થીના દેવો પ્રત્યે 'બોલાવવા ન કલ્પે, દાન દેવું ન કલ્પે' એ વાકયો જોડાતા નથી, તે ત્રીજ રીતે અન્યતીર્થીએ ગ્રહણ કરેલા ચૈત્ય એટલે જિનપ્રતિમા પ્રત્યે પણ એ વાકયો જોડાતા નથી. ॥૭॥

જે જ્યાં સભવે તેજ ત્યાં જોડવું, એ નિયમ ઉપર સૂત્રનો પાઠ દેખાડે છે–

**दशविध बहुविध ज्यम कह्युं, वैयावच्च जह जोगे रे।**
**दशमे ते अंगे तथा इहां, जोडीए नय उपयोगे रे ॥शा०८**

દસમું અંગ શ્રીપ્રશ્નવ્યાકરણ, તેની અંદર દસ પ્રકારનું વૈયાવચ્ચ બહુપ્રકારે સામાન્ય રીતે કહ્યું છે, છતાં જેમ તે વૈયાવચ્ચ જેને જેવું ઘટે તેને તેવું કરવાનું કહ્યું છે, તેમ અહીં પણ અન્યતીર્થી અન્યતીર્થીના દેવ અને અન્યતીર્થીએ ગ્રહણ કરેલ જિન પ્રતિમાને વંદન દાન પ્રમુખનો નિષેધ નયનો ઉપયોગ રાખી જેને જેમ ઘટે તેમ તેને જોડવો, જ્યાં જેવો નય ઘટે ત્યાં તેવો ઉપયોગ રાખી જોડવો.

શ્રીપ્રશ્નવ્યાકરણાંગના અદત્તાદાન વિરમણ નામના સંવરના ત્રીજા અધ્યયનમાં પત્ર ૧૨૨ માં કહ્યું છે કે–

"अह केरिसए पुणाइं आराहए वयमिणं ?।

जे से उवहिभत्तपाणसंगहण–दाणकुसले, अच्चंतबाल–दुब्बल–गिलाण–वुड्ढ–खमके पवत्ति–आयरिय–उवज्झाए सेहे साहम्मिके तवस्सि-कुल-गण-संघ-चेइयट्ठे य निज्जरट्ठी वेयावच्चं अणिस्सियं दसविहं बहुविहं करेति । न य अचियत्तस्स गिहं पविसइ, न य अचियत्तस्स गेण्हइ भत्त-पाणं,

न य अचियत्तस्स सेवइ पीढ-फलग-सेज्जा-संथारग-वत्थ-पाय-कंबल-दंडग-रयहरण-निसेज्ज-चोलपट्टय मुहपोत्तिय-पायपुंछणाइभायणभंडोवहिउवगरणं."

"કેવો સાધુ એ ત્રીજું વ્રત આરાધે ? ( તેનો ઉત્તર આપે છે–) જે ઉપધિ ભાત અને પાણી યથોક્ત વિધિએ લેવામાં અને આચાર્યાદિને દેવામાં કુશળ હોય, એટલે યથોક્ત વિધિએ ઉપધિ ભાત પાણી જે લઈ જાણે અને દઈ જાણે તે સાધુ એ વ્રત આરાધે. વળી અત્યંત જે બાળ દુર્બળ ગ્લાન વૃદ્ધ[1] અને ક્ષપક[2] હોય તેને વિષે, પ્રવર્તક આચાર્ય અને ઉપાધ્યાયને વિષે, નવા દીક્ષિત શિષ્યને વિષે, સાધર્મિકને વિષે, તપસ્વી[3] કુલ ગણ સંઘ અને ચૈત્યના પ્રયોજનને વિષે કર્મની નિર્જરાનો અર્થી થયો થકો યશ–માનાદિની અપેક્ષા રાખ્યા વિના દસ[4] પ્રકારનું

૧ સ્થવિર. ૨ માસક્ષપણાદિ કરનાર.

૩ છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપસ્યા કરનાર તપસ્વી, ગચ્છના સમુદાયરૂપ ચાન્દ્ર વિગેરે કુલ, કુલના સમુદાયરૂપ કોટિક વિગેરે ગણ, કુલ તથા ગણના સમુદાયરૂપ ચતુર્વિધ સંઘ.

૪ આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાન, નવદીક્ષિત શિષ્ય, કુલ, ગણ, સંઘ, અને સાધર્મિક, એ દસની અપેક્ષાએ દસ પ્રકારનું વૈયાવચ્ચ કહ્યું છે. જો કે ઉપરના પાઠમાં પંદરનું વૈયાવચ્ચ કરવાનું કહેલું હોવાથી પંદર પ્રકારનું વૈયાવચ્ચ કહેવું જોઇએ, પણ આ દસની અંદર બીજાનો અંતર્ભાવ થતો હોવાથી દસ પ્રકારનું વૈયાવચ્ચ કહ્યું છે. સ્થાનાંગસૂત્રના દસમા સ્થાનકમાં પત્ર ૪૭૩માં કહ્યું છે કે—

"दसविहे वेयावच्चे पन्नत्ते, तं जहा–आयरियवेयावच्चे, उवज्झायवेयावच्चे, थेरवेयावच्चे, तवस्सि–गिलाण-सेह-कुल-

વૈયાવચ્ચ બહુ[1] પ્રકારે કરે. વળી અપ્રીતિવાળા મનુષ્યને ઘેર પ્રવેશ ન કરે, અપ્રીતિવાળાનું ભાત-પાણી ગ્રહણ ન કરે, અપ્રીતિવાળાનો પાટલો પાટીયું શય્યા સંથારો વસ્ત્ર પાત્ર કંબલ દાંડો[2] રજોહરણ આસન ચોલપટ્ટો મુહપત્તિ પાદલુંછન વિગેરે ભાજન ભાંડ ઉપધિ અને ઉપકરણ ન સેવે."

અહીં વૈયાવચ્ચ બહુ પ્રકારે કરવાનું સામાન્ય કહ્યું છે, છતાં દરેકને સરખું વૈયાવચ્ચ નથી. બાલ વૃદ્ધ દુર્બલ ક્ષપકાદિકને વિષે ભાત-પાણી વગેરેનું વૈયાવચ્ચ સંભવે, પણ કુલ ગણ સંઘ

---

गण-संघवेयावच्चे साहम्मियवेयावच्चे"

"દસ પ્રકારનું વૈયાવચ્ચ પ્રરૂપ્યું છે. તે જેવી રીતે-આચાર્યનું વૈયાવચ્ચ, ઉપાધ્યાયનું વૈયાવચ્ચ, સ્થવિરનું વૈયાવચ્ચ, તપસ્વી ગ્લાન શિષ્ય કુલ ગણ સંઘ અને સાધર્મિકનું વૈયાવચ્ચ."

૧ ભાત પાણી ઉપધિ વિગેરેનું દાન દે. કોઇ અવર્ણવાદ બોલે, હીલના કરે, વિરાધના કરે, તેને યુક્તિપૂર્વક સમજાવી ઉપદેશાદિક આપી, તેમ કરતાં અટકાવે. ઇત્યાદિ બહુ પ્રકારે વૈયાવચ્ચ કરે

૨ અહીં અપ્રીતિવાળા મનુષ્ય પાસેથી સાધુ દાંડો ન લે, એ પ્રમાણે કહ્યું છે, તેથી સિદ્ધ થાય છે કે-ભક્તિવાળા ભાવિક મનુષ્ય પાસેથી સાધુએ દાંડો લેવો. અને તેથી માનવું જોઇએ કે; સાધુએ દાંડો રાખવો. આવો પ્રગટ પાઠ દેખવા છતાં સ્થાનકવાસી સાધુઓ દાંડો રાખતા નથી. તેઓ કહે છે કે-'વૃદ્ધ સાધુએ દાંડો રાખવો.' પણ ભગવતીસૂત્ર તથા દશવૈકાલિકમાં વિધિવાદે દાંડો રાખવાનું કહ્યું છે, વળી દશવૈકાલિકમાં વિધિવાદે દાંડો પડિલેહવો કહ્યો છે. કોઇ સૂત્રમાં એમ કહ્યું નથી કે-વૃદ્ધ સાધુએજ દાંડો રાખવો. તેથી સ્થાનકવાસી સાધુઓ દાંડો રાખતા નથી એ તેમની ભૂલ છે.

અને ચૈત્ય એટલાને ભાત-પાણી વિગેરે દેવાથીજ વૈયાવચ્ચ નથી, વૈયાવચ્ચના ઘણા પ્રકાર છે, તેમનો કોઇ અવર્ણવાદ હીલના વિરાધના કરે તો તેને ઉપદેશાદિક દઇ તેમ કરતાં અટકાવે એ પણ વૈયાવચ્ચ છે, તેમનો યશ બોલવો એ પણ વૈયાવચ્ચ છે. એ જેમ વૈયાવચ્ચ સર્વને સરખું નથી, જેને જેવું ઘટે તેને તેવું વૈયાવચ્ચ કરાય છે, તેમ "અશનાદિનું દાન દેવું ન કલ્પે, બોલાવવા ન કલ્પે" એ વાકયો અન્યતીર્થી સાથે જોડવા, પણ અન્યતીર્થીએ ગ્રહણ કરેલ ચૈત્ય એટલે જિનપ્રતિમા સાથે ન જોડવા ॥ ૮ ॥

**साधुने जिनप्रतिमा तणुं, वैयावच्च त्यहां बोल्युं रे ।**
**एह अरथ थकी कुमतिनुं, हियडुं कांइ न खोल्युं रे ॥शा० ॥९॥**

ત્યાં એટલે પ્રશ્નવ્યાકરણમાં સાધુને જિનપ્રતિમાનું વૈયાવચ્ચ કરવાનું કહ્યું છે, જે ઉપરની ગાથામાં પ્રશ્નવ્યાકરણના પાઠમાં બતાવી ગયા છીએ. એ અર્થથી પણ કુમતિનું હૃદય હજુ સુધી કાંઇ ખુલ્લું થયું નહીં. અથવા પ્રશ્નવ્યાકરણમાં મુનિને જિનપ્રતિમાનું વૈયાવચ્ચ કરવાનું કહેવા છતાં જિનપ્રતિમા માનવાને કુમતિનું હૃદય હજુ સુધી કેમ ખુલ્યું નથી ? ॥૯॥

**संघ तणी जेम थापना, वैयावच्च जस वादो रे ।**
**जाणीए जिनप्रतिमातणुं, तेम इहां कवण विवादो रे ।शा०।१०**

જેમ સંઘની સ્થાપના માનવામાં આવે છે, વળી પ્રશ્નવ્યાકરણમાં સંઘનું વૈયાવચ્ચ કરવાનું કહ્યું તે જેમ સંઘનો યશવાદ બોલવો એજ સંઘનું વૈયાવચ્ચ જાણીએ, તેમ જિનપ્રતિમાની પણ સ્થાપના માનવી જોઇએ, અને પ્રશ્નવ્યાકરણમાં જિનપ્રતિ-

માનું વૈયાવચ્ચ કરવાનું કહ્યું તે જિનપ્રતિમાનો યશવાદ બોલવો એજ તેનું વૈયાવચ્ચ છે. સીધી રીતે વિચાર કરીએ તો અહીં શું વિવાદ છે ? વળી સાધુએ જિનપ્રતિમા પાસે પ્રાયશ્ચિત્ત લેવું એ સંબંધમાં વ્યવહારસૂત્રના પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે—

"जे भिक्खू अन्नयरं अकिच्चट्ठाणं पडिसेवित्ता इच्छेज्जा आलोइत्तए, जत्थेव अप्पणो आयरिय–उवज्झाए पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा पडिक्कमित्तए वा उव ट्टित्तए वा विसोहित्तए वा अकरणयाए अब्भुट्ठित्तए वा अहारिहं तवो–कम्मं पायच्छित्तं पडिवज्जित्तए वा ।

नो चेव णं अप्पणो आयरिय–उवज्झाए पासेज्जा, जत्थेव संभोइयं साहम्मियं बहुस्सुयं वज्जागमं पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा जाव पडिवज्जित्तए वा ।

नो चेव णं संभोइयं साहम्मियं बहुस्सुयं वज्जागमं पासेज्जा, जत्थेव अन्नसंभोइयं साहम्मियं बहुस्सुयं बज्जागमं पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा जाव पडिवज्जित्तए वा ।

नो चेव णं अन्नसंभोइयं बहुस्सुयं वज्जागमं पासेज्जा, जत्थेव सारूवियं बहुस्सुयं बज्जागमं पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा जाव पडिवज्जित्तए वा ।

नो चेव णं सारूवियं बहुस्सुयं वज्जागमं पासेज्जा, जत्थेव समणोवासगं पच्छाकडं बहुस्सुयं वज्जागमं पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा जाव पडिवज्जित्तए वा ।

नो चेव णं समणोवासगं पच्छाकडं बहुस्सुयं वज्जागमं पासेज्जा, जत्थेव सम्मं भावियाइं चेइयाइं पासेज्जा, कप्पइ से तस्संतिए आलोइत्तए वा जावा पडिवज्जित्तए वा ।

चो चेव णं सम्मं भावियाइं चेइयाइं पासेज्जा, बहिया गामस्स वा जाव सन्निवेसस्स वा पाहिणाभिमुहे वा उदिणाभिमुहे वा."

" જે સાધુ, કરવાને અયોગ્ય એવું કોઈ સ્થાન સેવીને આલોયણ લેવાને ઈચ્છે તો, જ્યાં પોતાના આચાર્ય અથવા ઉપાધ્યાય દેખે, તેમની પાસે તે સાધુએ આલોચવાપણે, પડિક્કમવાપણે, પ્રાયશ્ચિત્ત ટાળવાપણે, આત્માને વિશુદ્ધ કરવાપણે, અને ફરીથી એવું ખોટું કામ નહીં કરવાપણે ઉજમાળ થઇને યથાયોગ્ય તપ–કર્મરૂપ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

જો પોતાના આચાર્ય અથવા ઉપાધ્યાય ન દેખે તો, જ્યાં બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર [1]સાંભોગિક [2]સાધર્મિક દેખે, તેની પાસે તે સાધુએ આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

જો બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર સાંભોગિક સાધર્મિક ન દેખે તો, જ્યાં બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર [3]અન્ય સાંભોગિક સાધર્મિક દેખે, તેની પાસે તે સાધુએ આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

જો બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર અન્ય સાંભોગિક સાધર્મિક ન દેખે તો, જ્યાં બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર સાધુનો વેષધારી દેખે, તેની પાસે તે સાધુએ આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

---

૧ જે સાધુ સાથે આહાર પાણી ભેળા કરવાનો વ્યવહાર હોય તે સાંભોગિક કહેવાય. ૨ સરખા ધર્મવાળા. ૩ જે સાધુ સાથે આહાર પાણી ભેળા કરવાનો વ્યવહાર ન હોય તે અન્ય સાંભોગિક કહેવાય.

જો બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર સાધુનો વેષધારી ન દેખે તો, પહેલાં સાધુપણું સ્વીકારી ચારિત્ર સેવી પછીથી પતિત થઇ શ્રાવક થઇ ગયો હોય એવો જ્યાં બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર શ્રાવક દેખે, તેની પાસે તે સાધુએ આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

જો, પહેલાં સાધુપણું સ્વીકારી ચારિત્ર સેવી પછીથી પતિત થઇ શ્રાવક થઇ ગયો હોય એવો બહુશ્રુત અને ઘણા આગમનો જાણકાર શ્રાવક ન દેખે તો, જ્યાં સુવિહિત વડે પ્રતિષ્ઠિત ચૈત્ય એટલે જિનપ્રતિમા દેખે તેની પાસે તે સાધુએ આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે.

જો સુવિહિત પ્રતિષ્ઠિત જિનપ્રતિમા ન દેખે તો, ગામની બહાર અથવા યાવત્ સન્નિવેશની બહાર પૂર્વ દિશાની સન્મુખ અથવા ઉત્તર દિશાની સન્મુખ રહીને (આલોચવાપણે યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવું કલ્પે)."

અહીં મુનિ પાસે પ્રાયશ્ચિત્ત લેવાનું અને ચૈત્ય પાસે પ્રાયશ્ચિત્ત લેવાનું ભિન્ન ભિન્ન વાક્યોમાં જણાવ્યું છે. જો ચૈત્ય શબ્દનો અર્થ મુનિ થતો હોય તો ચૈત્ય પાસે પ્રાયશ્ચિત્ત લેવાનું ભિન્ન શા માટે દર્શાવે? માટે માનવું જોઇએ કે ચૈત્ય શબ્દનો અર્થ જિનપ્રતિમાજ છે, મુનિ અર્થ નથી ॥ ૧૦ ॥

ત્રીજી ઢાળની બીજી ગાથા પૃષ્ઠ ૯૯ માં કહી ગયા છીએ કે—"જેમ દેવતાએ જિનપ્રતિમાને વંદન કર્યું છે, તેમ મનુષ્યોએ પણ વંદન કર્યું છે; એ વાત સૂત્રની શાખે પહેલાં સિદ્ધ કરે છે" એ કથન મુજબ મનુષ્યોએ જિનપ્રતિમાને વંદન કર્યાના દૃષ્ટાંતો સૂત્રની શાખે આપી સિદ્ધ કર્યું કે—મનુષ્યોએ પણ

પજિનપ્રતિમાને વંદન કર્યું છે, તેથી આપણે જિનપ્રતિમાને વંદન કરવું જોઇએ. હવે જેમ સૂર્યાભ વિગેરે દેવોએ જિનપ્રતિમાને પૂજન કર્યાના દષ્ટાંતો બીજી ઢાળમાં આપી ગયા છીએ, તેમ મનુષ્યોએ પણ જિનપ્રતિમાનું પૂજન કર્યું છે, એ વાત સૂત્રની શાખે સિદ્ધ કરવા ગ્રન્થકાર અતિદેશ કરે છે.

**एम सवि श्रावक साधुने, वंदनानो अधिकारो रे ।**
**सूत्रे कह्यो प्रतिमा तणो, हवे कहुं पूजा विचारो रे ।शा।।११।।**

એવી રીતે જિનપ્રતિમાને વંદન કર્યા સંબંધી સર્વ શ્રાવક અને સાધુનો અધિકાર કહ્યો. હવે જિનપ્રતિમાની પૂજાનો વિચાર કહું છું ॥ ૧૧ ॥

**याग अनेक कर्या कह्यां, श्रीसिद्धारथ राजे रे ।**
**ते जिनपूजना कल्पमां, पशुना याग न छाजे रे । शा ।।१२।।**

શ્રીસિદ્ધાર્થ રાજાએ અનેક યાગ કર્યાનું શ્રીકલ્પસૂત્રમાં કહ્યું છે. તે યાગ એટલે જિનપ્રતિમાની પૂજા સમજવી. એટલે કે– સિદ્ધાર્થ રાજાએ જિનપ્રતિમાની અનેક પૂજા કર્યાનું શ્રીકલ્પસૂત્રમાં કહ્યું છે. કોઇ અજ્ઞાની એવો અર્થ કરી બેસે કે–"સિદ્ધાર્થ રાજાએ અનેક યાગ એટલે પશુને હોમવાના યજ્ઞ કર્યા છે." તેને ગ્રન્થકાર શિખામણ આપે છે–સિદ્ધાર્થ રાજાને પશુના યાગ ન શોભે, કારણ કે તેઓ શ્રાવક હતા, તેથી યાગ શબ્દનો અર્થ પૂજા સમજવો. [1]શ્રીકલ્પસૂત્રના પાંચમા વ્યાખ્યાનમાં પત્ર ૧૩૫–૧૩૬ માં કહ્યું છે કે—

" तए णं सिद्धत्थे राया दसाहियाए ठिइवडियाए वट्टमा

૧ પ્રકાશક–શ્રીઆત્માનંદ જૈન સભા; ભાવનગર.

जीए, सइए अ, साहस्सिए अ, सयसाहस्सिए अ, जाए अ, दाए अ, भाए अ, दलमाणे अ, दवावेमाणे अ, सइए अ, साहस्सिए अ, सयसाहस्सिए अ, लंभे पडिच्छमाणे अ, पडिच्छावमाणे अ एवं वा विहरइ "

"ત્યાર પછી સિદ્ધાર્થરાજા દસ દિવસ સુધી મહોત્સવરૂપ કુલમર્યાદા પ્રવર્તે છતે, જેમાં સો દ્રવ્ય ખર્ચ થાય, જેમાં હજાર દ્રવ્ય ખર્ચ થાય, જેમાં લાખ દ્રવ્ય ખર્ચ થાય એવા પ્રકારના યાગ એટલે અર્હત્પ્રતિમાની પૂજા કરતા છતા અને કરાવતા છતા વિહરે છે; વળી પર્વ દિવસે કાઢેલ દ્રવ્યનું તથા મેળવેલ દ્રવ્યના ભાગનું દાન આપતા છતા અને અપાવતા છતા વિહરે છે; વળી સો, હજાર, અને લાખ પ્રમાણ વધામણાં પોતે ગ્રહણ કરતા છતા તથા નોકર વિગેરે પાસે ગ્રહણ કરાવતા છતા વિહરે છે." ॥૧૨॥

ઉપરની ગાથામાં કલ્પસૂત્રનો પાઠ આપી સિદ્ધ કર્યું કે-સિદ્ધાર્થ રાજાએ યાગ એટલે અર્હત્પ્રતિમાની પૂજા કરી છે. અહીં કોઇ અજ્ઞાની યાગ શબ્દનો અર્થ પશુ હોમવાનો યજ્ઞ કરે છે, તેને ગ્રન્થકાર આચારાંગ સૂત્રની શાખ આપી સિદ્ધાર્થરાજા તથા ત્રિશલારાણીનું શ્રાવકપણું સિદ્ધ કરે છે-

**શ્રી જિન પાસને તીરથે, સમણોપાસક તેહો રે।**
**પ્રથમ અંગે કહ્યો તેહને, શ્રીજિનપૂજાનો નેહો રે।શા॥૧૩॥**

પ્રભુ શ્રીમહાવીરના માતા-પિતા સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા-રાણીને પહેલું અંગ શ્રી આચારાંગ સૂત્રને વિષે શ્રીપાર્શ્વનાથ પ્ર-ભુના તીર્થમાં શ્રમણોપાસક એટલે શ્રાવક કહ્યા છે, તેથી તેમને જિનેશ્વરની પૂજાનો સ્નેહ એટલે રાગ હોય. તેઓ શ્રાવક હોવાથી પશુ હોમવાનો યજ્ઞ ન કરે.

આચારાંગ સૂત્રમાં–શ્રુતસ્કંધ બીજે, ચૂલિકા ત્રીજી, પત્ર ૪૨૨ માં કહ્યું છે કે–

"समणस्स णं भगवओ महावीरस्स अम्मा–पियरो पासावच्चिज्जा समणोवासगा यावि होत्था। ते णं बहूइं वासाइं समणोवासगपरियागं पालइत्ता छण्हं जीवनिकायाणं संरक्खणनिमित्तं आलोइत्ता निंदित्ता गरिहित्ता पडिक्कमित्ता अहारिहं उत्तरगुणपायच्छित्ताइं पडिवज्जित्ता कुससंथारगं दुरूहित्ता भत्तं पच्चक्खायन्ति, पच्चक्खाइत्ता अपच्छिमाए मारणंतियाए संलेहणासरीरए झूसियसरीरा कालमासे कालं किच्चा तं सरीरं विप्पजहित्ता अच्चुए कप्पे देवत्ताए उववन्ना। तओ णं आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं चयं चइत्ता महाविदेहे वासे चरमेणं उस्सासेणं सिज्झिस्सन्ति बुज्झिस्सन्ति मुच्चिस्सन्ति परिनिव्वाइस्सन्ति सव्वदुक्खाणमन्तं करिस्सन्ति" ।

"શ્રમણ ભગવાન્ મહાવીરના માતા પિતા પાર્શ્વનાથના સંતાનીય એટલે શિષ્ય શ્રાવક હતા. તેઓ ઘણાં વરસ સુધી શ્રાવક પર્યાય પાળીને છ જીવનિકાયની રક્ષા નિમિત્તે આલોચીને, આત્મશાખે નિંદા કરીને, ગુરૂ શાખે ગર્હા કરીને યથાયોગ્યપણે ઉત્તરગુણરૂપ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરીને ડાભના સંથારા ઉપર બેસી ભાત પાણીનું પચ્ચક્ખાણ કરે, પચ્ચક્ખાણ કરીને મરણાંતે થવાવાળી છેલ્લી શરીરની સંલેખના વડે શરીરને શોષવી નાખી કાલ–માસે કાળ કરી તે શરીરનો ત્યાગ કરી અચ્યુત કલ્પને વિષે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી દેવ સંબંધી આયુષ્યનો ક્ષય થતાં, દેવભવનો ક્ષય થતાં, સ્થિતિનો ક્ષય થતાં, દેવભવ સંબંધી શરીર ત્યજીને મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્પન્ન થશે, મહાવિદેહ ક્ષેત્રમાં

છેલ્લે શ્વાસોશ્વાસે સિદ્ધ થશે, કેવલજ્ઞાનવડે તત્ત્વના જાણ થશે, આઠ કર્મથી મુક્ત થશે, અને સકલ દુઃખનો અંત કરશે."

ઉપરના પાઠથી સિદ્ધ થયું કે-સિદ્ધાર્થ રાજા શ્રાવક હતા, તેથી તેઓ અરિહંત પ્રતિમાની પૂજારૂપ યાગ કરે, પણ પશુવધરૂપ યાગ ન કરે. વળી યાગ શબ્દમાં यज् ધાતુ છે, यज् ધાતુ 'દેવ પૂજા' અર્થમાં છે. તેથી યાગ શબ્દથી અરિહંત પ્રતિમાની પૂજા અર્થ સમજવો. પણ પશુવધ રૂપ યજ્ઞ અર્થ ન કરવો ॥૧૩॥

**श्रेणिक महाबल प्रमुखना, एम अधिकार अनेको रे।**
**छट्ठे अंगे वली द्रौपदी, पूजा प्रगट विवेको रे ॥शा०॥१४॥**

એવી રીતે શ્રેણિકરાજા મહાબલ વિગેરેએ જિનપ્રતિમાની પૂજા કર્યાના અનેક અધિકાર આગમમાં આવે છે. વળી છઠું અંગ શ્રીજ્ઞાતાધર્મકથાંગને વિષે મહાસતી દ્રૌપદીએ પ્રગટ વિવેક જિનેન્દ્ર પ્રતિમાની પૂજા કર્યાનું કહ્યું છે.

જ્ઞાતાસૂત્રના સોળમા અધ્યયનમાં પત્ર ૨૧૦ માં કહ્યું છે કે-

"तए णं सा दोवई रायवरकन्ना जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ। उवागच्छित्ता ण्हाया कयबलिकम्मा कयकोउय-मंगलपायच्छित्ता सुद्धप्पावेसाइं मंगल्लाइं वत्थाइं पवराइं परिहिया मज्जणघराओ पडिनिक्खमइ। पडिनिक्खमइत्ता जेणेव जिणघरे तेणेव उवागच्छइ। उवागच्छित्ता जिणघरं अणुपविसइ। अणुपविसित्ता जिणपडिमाणं आलोए पणामं करेइ। करेइत्ता लोमहत्थयं परामुसइ। एवं जहा सूरियाभो जिणपडिमाओ अच्चेइ तहेव भाणियव्वं, जाव धूवं डहइ। धूवं डहित्ता वामं जाणुं अंचेइ, दाहिणं जाणुं धरणितलंसि णिवेसेइ। णिवेसित्ता तिक्खुत्तो मुद्धाणं धरणितलंसि नमेइ। नमेइत्ता ईसिं पच्चुण्णमइ। पच्चुण्णमित्ता

करयल जाव कट्टु एवं वयासी-'नमोऽत्थु णं अरिहंताणं भगवंताणं जाव संपत्ताणं'। वंदइ, नमंसइ। नमंसित्ता जिणघराओ पडिनिक्खमइ। पडिनिक्खमइत्ता जेणेव अंतेउरे तेणेव उवागच्छइ "।

"ત્યાર પછી ઉત્તમ નરેંદ્રની કન્યા તે દ્રૌપદી જ્યાં સ્નાન કરવાનુ ઘર છે ત્યાં આવે છે, આવીને સ્નાન કર્યું. ત્યાર પછી તેણીએ બલિકર્મ એટલે જિનપ્રતિમાની [1]પૂજા કરી, તથા રાત્રે આવેલાં દુષ્ટસ્વપ્ન વિગેરેને નાશ કરનારા [2]કૌતુક અને [3]મંગલરૂપ પ્રાયશ્ચિત્ત કર્યાં. ત્યાર પછી તેણીએ ઉજ્વલ અને દેરાસરમાં પ્રવેશ કરવાને યોગ્ય એવા ઉત્સવ–મંગલાદિ સૂચક ઉત્તમ વસ્ત્રો પહેરીને સ્નાન કરવાના ઘર થકી બહાર નીકળે છે. બહાર નીકળીને જ્યાં જિનમંદિર છે ત્યાં આવે છે. આવીને જિનમંદિરમાં પ્રવેશ કરે છે. પ્રવેશ કરીને જિનેશ્વરની પ્રતિમાનું દર્શન થતાં પ્રણામ કરે છે. પ્રતિમાને પ્રણામ કર્યા બાદ મોરપીંછી ગ્રહણ કરે છે. આવી રીતે જેમ સૂર્યાભદેવે જિનપ્રતિમાને પૂજી છે તેમ કહેવું,[4] યાવત્ ધૂપ ઉખેવે છે. ધૂપ ઉખેવ્યા બાદ ડાબો ઢીંચણ ઉંચો રાખે છે અને જમણો ઢીંચણ જમીનને અડાડે છે. એ પ્રમાણે કર્યા પછી મસ્તકને ત્રણ વખત પૃથ્વી તળે નમાવે છે, ત્યાર પછી પોતે જરા નમે છે. નમીને બે હાથ ભેળા કરી મસ્તકે આવર્ત કરી અંજલી જોડી બોલી કે–'અરિહંતોને નમસ્કાર થાઓ, યાવત્ સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા જિનોને નમસ્કાર થાઓ.' ત્યાર પછી વંદન નમસ્કાર કરીને

૧ અહીં ઘરદેરાસરમાં જિનપ્રતિમાની પૂજા સમજવી
૨ તિલક વિગેરે કૌતુક, ૩ દહીં પ્રો અક્ષત વિગેરે મંગલ.
૪ જુઓ ઢાળ બીજી, ગાથા ૧૩ મી, પૃષ્ઠ ૭૮.

જિનમંદિરથી બહાર નીકળે છે. બહાર નીકળીને જ્યાં અંતઃપુર છે ત્યાં આવે છે." ॥ ૧૪ ॥

અહીં સ્થાનકવાસીઓ કહે છે કે—"દ્રૌપદી શ્રાવિકા નહોતી, તેથી તેણીએ જિનપ્રતિમાની પૂજા કર્યાનો જ્ઞાતાસૂત્રનો પાઠ બતાવ્યો એ કાંઈ કામનો નથી. મિથ્યાત્વીની કરણી શ્રાવક અથવા શ્રાવિકાને માન્ય ન હોઇ શકે." આવું બોલનારને ગ્રન્થકાર સૂત્રની શાખ આપી દ્રૌપદીને શ્રાવિકા ઠરાવે છે—

**नारद देखीने नवि थइ, उभी तेह सुजाण रे ।**
**जाणीए तेणे ते श्राविका, अक्षर एहज प्रमाण रे ।शा.॥१५॥**

સુજાણ એટલે જિનસિદ્ધાંતની જાણકાર તે દ્રૌપદી, જ્યારે નારદ આવ્યા ત્યારે તેને અસંયમી જાણી. ઉભી ન થઈ; તેથી દ્રૌપદીને શ્રાવિકા જાણીએ. 'અસંયમી આગળ ઉભા ન થવું" એવી બાબત શ્રાવિકા વિના કેમ જાણે ? માટે માનવું જોઈએ કે દ્રૌપદી મિથ્યાત્વી નહોતી, પણ શુદ્ધ શ્રાવિકા હતી. અહીં એજ આગમ એટલે જ્ઞાતાસૂત્રજ પ્રમાણ છે.

જ્ઞાતાસૂત્રના સોળમા અધ્યયનમાં પત્ર ૨૧૩ માં કહ્યું છે કે:—

**"तए णं सा दोवई कच्छुल्लनारयं असंजय-अविरय-अप्पडिहयपच्चक्खायपावकम्मं ति कट्टु नो आढाति, नो परियाणइ, नो अब्भुट्ठेति, नो पज्जुवासति" ।**

"ત્યાર પછી તે દ્રૌપદી કચ્છુલ્લ નામના નવમા નારદને અસંયમી, અવિરતિ, અતીત કાલે કરેલા પાપકર્મોને આત્મનિંદાથી જેણે હણ્યા નથી, અને ભવિષ્યકાલે થવાના પાપકર્મનું જેણે પચ્ચક્ખાણ કર્યું નથી એવાં જાણીને આદર-સત્કાર કરતી નથી, તેના આગમનને આદર-સત્કારપૂર્વક જાણતી પણ નથી,

ઉભી થતી નથી, અને પર્યુપાસના કરતી નથી." ॥ ૧૫ ॥

દ્રૌપદી શ્રાવિકા હતી તે ઉપરના પ્રમાણથી સિદ્ધ કર્યું. વળી એજ વાતને દૃઢ કરવા બીજું પ્રમાણ આપે છે–

**आंबिल अंतर छट्ठनुं, उपसर्गे तप कीधुं रे ।**
**केम नवि कहिये ते श्राविका, धर्मे कारय सीध्युं रे ।शा॥१६॥**

જે વખતે દેવતા અમરકંકા નગરીમાં પદ્મનાભ રાજા પાસે દ્રૌપદીને લઇ ગયો, તે વખતે ઉપસર્ગ ટાળવા માટે દ્રૌપદીએ આયંબિલને આંતરે છઠ્ઠ છઠ્ઠનો તપ કર્યો હતો, અને ધર્મના પસાયથી તે મહાસતીનું કાર્ય સિદ્ધ થયું હતું. આવી ઉગ્ર તપસ્યા કરનારી તે દ્રૌપદીને શ્રાવિકા કેમ ન કહીએ ? વળી છઠ્ઠ અને આયંબિલ તપ જૈનધર્મમાંજ રૂઢ છે, અન્ય ધર્મમાં એ નામનો તપ નથી. જૈનધર્મમાંજ રૂઢ મનાતા આ તપને દ્રૌપદીએ કરેલો છે, છતાં તેણીને શ્રાવિકા ન માનવી એ કેવી મૂર્ખતા ? જ્ઞાતાસૂત્રના સોળમા અધ્યયનમાં પત્ર ૨૧૫ માં કહ્યું છે કે—

"तं मा णं तुमं देवाणुप्पिया ! ओहयमणसंकप्पा जाव झियाहि । तुमं मए सद्धिं विपुलाइं भोगभोगाइं जाव विहराहि । तते णं सा दोवई देवी पउमणाभं एवं वयासी–'एवं खलु देवाणुप्पिया ! जंबुद्दीवे दीवे भारहे वासे बारवतीए णयरीए कण्हे णामं वासुदेवे ममप्पियभाउए परिवसति । तं जइ णं से छण्हं मासाणं ममं कूवं नो हव्वमागच्छइ तते णं अहं देवाणुप्पिया ! जं तुमं वदसि तस्स आणाओवायवयणणिद्देसे चिट्ठिस्सामि । तए णं से पउमे दोवईए एयमट्ठं पडिसुणेइ । पडिसुणेत्ता दोवइं देविं कण्णंतेउरे ठवेइ । तए णं सा दोवई देवी छट्ठं छट्ठेणं अनि-

क्खित्तेणं आयंबिलपरिग्गहियेणं तवोकम्मेणं अप्पाणं भावेमाणी विहरइ. "

(પદ્મનાભ રાજા દ્રૌપદીને કહે છે કે–) "તેથી હે દેવાનુપ્રિય! તું મનના સંકલ્પ–વિકલ્પ મૂકી દે, યાવત્ આર્તધ્યાન ન કર. તું મારી સાથે વિપુલ ભોગ ભોગવતી છતી યાવત્ આનંદ કર. ત્યાર પછી તે દ્રૌપદી દેવીએ પદ્મનાભને એ પ્રમાણે કહ્યું કે–'હે દેવાનુપ્રિય! જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં દ્વારિકા નામની નગરીમાં કૃષ્ણ નામના વાસુદેવ મારા ભર્તારના ભાઇ વસે છે. તે જો મને પાછી વાળવા છ મહિનામાં જલદી નહીં આવે તો હે દેવાનુપ્રિય! તમે જે કહો છો તેની આજ્ઞાના ઉપાયભૂત વચન નિર્દેશમાં હું રહીશ. ત્યાર પછી પદ્મનાભ રાજા દ્રૌપદીના તે વચનને સ્વીકારે છે. વચન સ્વીકારી દ્રૌપદીદેવીને કન્યાઓના અન્તઃપુરમાં મોકલે છે. ત્યાર પછી દ્રૌપદી દેવી આંતરા રહિત આયંબિલને પારણે છઠ છઠ રૂપ તપસ્યા વડે આત્માને ભાવતી છતી વિહરે છે" ॥૧૬॥

અહીં કોઇ શંકા કરે છે કે–" દ્રૌપદીના આલાવામાં તેણીને રાજકન્યા કહી છે, શ્રાવિકા કહી નથી. જો દ્રૌપદી શ્રાવિકા હોત તો સૂત્રકાર 'શ્રાવિકા' એ પ્રમાણે વિશેષણ મૂકત. પણ 'શ્રાવિકા' એ પ્રમાણે વિશેષણ નહીં મૂકતાં 'રાજકન્યા' એવું વિશેષણ મૂકવાથી દ્રૌપદીને સમકિતી ન માનવી જોઇએ." તેને ગ્રન્થકાર ઉત્તર આપે છે.–

रायकन्या कही श्राविका, न कही जे भूले रे।
राजीमती कही तेहवी, तिहां संदेह ते झूले रे ॥शा०॥१७॥

"દ્રૌપદીને રાજકન્યા કહી છે, પણ શ્રાવિકા નથી કહી, તેથી

દ્રૌપદીને સમકિતી ન માનવી જોઇએ" એ પ્રમાણે કલ્પના કરનારા ભૂલે છે. કારણ કે - રાજીમતીને પણ રાજકન્યા કહી છે, છતાં રાજીમતી સમકિતી હતી એ વાત તો તમે પણ કબૂલ કરો છો. તેથી દ્રૌપદીને રાજકન્યા કહેવા છતાં તેમાં સમકિતનો સંદેહ રહેતો નથી.

રાજીમતી સાધ્વી થઈ હતી, તે અવસ્થામાં પણ તેણીને ઉત્તરાધ્યયન સૂત્રના બાવીશમા અધ્યયનમાં પત્ર ૪૯૪માં રાજકન્યા કહી છે—

"अह सा रायवरकन्ना, सुट्ठिया नियम-व्वए ।
जाइं कुलं च सीलं च, रक्खमाणी तयं वदे" ॥

"હવે ઉત્તમ રાજાની કન્યા તે રાજીમતી નિયમ અને વ્રતને વિષે સુસ્થિત રહી છતી, પોતાની જાતિ કુલ અને શિયળનું રક્ષણ કરતી છતી તે રથનેમિને કહેવા લાગી કે—"

અહીં રાજીમતીને રાજકન્યા કહેવા છતાં તેણીમાં સાધ્વીપણું તથા સમકિત હતું એ વાત તમે પણ કબૂલ કરો છો, તો પછી દ્રૌપદીને રાજકન્યા કહેવાથી તેણીમાં સમકિતનો સંદેહ કેમ ઉદ્‌ભવે ?

વળી શ્રીમલ્લીનાથને પણ જ્ઞાતાસૂત્રના આઠમા અધ્યયનમાં પત્ર ૧૪૨માં રાજકન્યા શબ્દથી કહ્યા છે–

" तते णं ते सुवण्णगारा संखरायं एवं वयासी–णो खलु सामी ! अन्ना काई तारिसिया देवकन्ना वा गंधव्वकन्नगा वा जाव जारिसिया णं मल्ली विदेहवररायकन्ना "

"ત્યારપછી તે સોનીઓએ શંખરાજને એ પ્રમાણે કહ્યું કે—હે સ્વામિ ! જેવી વિદેહ દેશના ઉત્તમ રાજાની કન્યા મલ્લી છે એવા

પ્રકારની ખરેખર કોઇ દેવકન્યા નથી યાવત્ ગંધર્વકન્યા નથી."

ઉપર આપેલા રાજીમતી અને મલ્લિનાથના દૃષ્ટાંતમાં 'રાજકન્યા' કહેવા છતાં તમે પણ કબૂલ કરો છો કે રાજીમતી અને મલ્લિનાથમાં સમકિત હતું, તો પછી દ્રૌપદીને 'રાજકન્યા' શબ્દથી સમકિત રહિત કહેવી એ કેવી ધૃષ્ટતા ? ॥૧૭॥

અહીં સ્થાનકવાસીઓ શંકા કરે છે કે—"દ્રૌપદીએ પૂર્વભવમાં નિયાણું બાંધ્યું હતું, જેને લીધે તેણી પાંચ ભર્તારને પરણી હતી. જ્યાં સુધી નિયાણું પૂરું કર્યું ન હોય ત્યાં સુધી સમકિત હોતું નથી. નિયાણું પૂરું કર્યા બાદ સમકિતની પ્રાપ્તિ થાય છે. દ્રૌપદીએ પરણ્યા પછી નિયાણું પૂરું કર્યું હતું, જેથી તેણીને પરણ્યા પછી સમકિત પ્રાપ્ત થયું હતું. પણ પરણ્યા પહેલાં—કુમારી અવસ્થામાં તેણીને સમકિત નહોતું. દ્રૌપદીનો જે પૂજાનો અધિકાર છે તે કુમારી અવસ્થામાં છે, અને ઉપર કહ્યા મુજબ કુમારી અવસ્થામાં દ્રૌપદી સમકિતી નહોતી, માટે સમકિત થયા પહેલાં દ્રૌપદીએ કરેલી જિનપૂજા માન્ય ન થાય." તેમને ગ્રંથકાર ઉત્તર આપે છે.

**हरि परे कर्म नियाणनुं, इह भवे भोग न नासे रे।**
**समकित लहे परण्या पछी, कहे ते शुं न विमासे रे? शा॥१८**

કૃષ્ણે પૂર્વભવમાં નિયાણાનું કર્મ બાંધ્યું હતું, જેને લીધે તેઓ વાસુદેવ પદવી પામ્યા હતા. તેમને વાસુદેવની પદવી ભવ પર્યંત ભોગવવી પડી, તે પહેલાં નિયાણાના કર્મનો [illegible] થયો નહીં, છતાં તેમને સમકિત હતું. ને કૃષ્ણની જેમ [illegible] કર્મનો ભોગ આ ભવ પર્યંત નાશ ન થાય. એટલે નિય[illegible] જે કર્મ બાંધ્યું હોય તે કર્મ આ ભવ પર્યંત ભોગવવું [illegible].

તે મુજબ દ્રૌપદીએ પૂર્વભવમાં જે નિયાણું બાંધ્યું હતું, તે કર્મ તેણીને આખો ભવ ભોગવવું પડેલું, તો પછી 'દ્રૌપદીએ પરણ્યા બાદ સમકિત પ્રાપ્ત કર્યું હતું ' એમ કહેનારા કેમ વિચારતા નથી. ? એટલે કે-જો નિયાણાનું કર્મ જ્યાં સુધી હોય ત્યાં સુધી સમકિત ન હોય, એમ માનતા હો તો દ્રૌપદીને પરણ્યા પછી પણ નિયાણાનું કર્મ ભોગવવું પડયું છે, તો એ પરણ્યા પછીની અવસ્થામાં સમકિત કેવી રીતે પ્રાપ્ત થાય ? કારણ કે નિયાણાનું કર્મ તો પરણ્યા પછીની અવસ્થામાં પણ વિદ્યમાન છે. માટે માનવું જોઇએ કે–નિયાણાનું કર્મ સમકિતને બાધા કરતું નથી, તેથી જેમ તમે દ્રૌપદીને પરણ્યા પછી સમકિત પ્રાપ્ત થયાનું કહો છો તેમ કુમારી અવસ્થામાં પણ તેણીને સમકિત હતું એમ સ્વીકાર્યા વિના છૂટકો નથી.

દશાશ્રુતસ્કંધમાં નવ પ્રકારનાં નિયાણાં કહ્યાં છે, તેમાં આગળના સાત નિયાણા કામ–ભોગના છે, તે ઉત્કૃષ્ટ રસે નિયાણું બાંધ્યું હોય તો સમકિત ન પામે, પણ મંદ રસે નિયાણું બાંધ્યું હોય તો તે નિયાણું સમકિતને બાધા ન કરે. જેમ કૃષ્ણે વાસુદેવનું નિયાણું બાંધ્યું હતું, છતાં સમકિત પામ્યા હતા, તેવીજ રીતે માનવું જોઇએ કે દ્રૌપદીએ પણ નિયાણું બાંધવા છતાં સમકિત પ્રાપ્ત કર્યું હતું.

અહીં સ્થાનકવાસીઓ કહે છે કે–"કૃષ્ણે વાસુદેવની પદવી પ્રાપ્ત કરી, ત્યારે નિયાણું પૂરું થયું, માટે તેઓ વાસુદેવની પદવી પામ્યા પછી સમકિત પામ્યા છે. તેમ દ્રોપદી પણ પાંચ ભર્તારને પરણી એટલે નિયાણું પૂરું થયું, માટે દ્રૌપદી પરણ્યા પછી સમકિત પામી છે." આ પ્રમાણે કહેનારા આગમથી

અજાણ છે. અને તેથી તેઓ ભૂલે છે. દશાશ્રુતસ્કંધમાં નિયાણં નામના દસમા અધ્યયનમાં નવ નિયાણા વર્ણવ્યા છે, તેમાં નવમું નિયાણું દીક્ષાનું છે; તે સંબંધમાં કહ્યું છે કે:—

"एवं खलु समणाउसो ! निग्गंथे वा निग्गंथो वा नियाणं किच्चा तस्स ठाणस्स अणालोइय-अप्पडिक्कंते सव्वं तं चेव। से णं मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वएज्जा ?।

हंता ! पव्वएज्जा।

से णं तेणेव भवग्गहणेणं सिज्झेज्जा ?, जाव सव्वदुक्खाणमंतं करेज्जा ?।

णो इणट्ठे समट्ठे।

से णं भवन्ति जे अणगारा भगवंतो ईरियासमिया भासासमिया जाव बंभयारी तेणं विहारेणं विहरमाणे बहूइं वासाइं सामणपरियागं पाउणन्ति। पाउणित्ता आबाहंसि उप्पन्नंसि वा अणुप्पन्नंसि वा जाव भत्ताइं पच्चक्खान्ति ?।

हंता ! पच्चक्खान्ति

बहूइं भत्ताइं अणसणाए छेदेन्ति ?।

हंता छेदेन्ति। छेदित्ता आलोइय-पडिक्कंते समाहिपत्ते कालमासे कालं किच्चा अणुत्तरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवन्ति" ॥

"હે શ્રમણો ! સાધુ અથવા સાધ્વી એવી રીતે દીક્ષાનું નિયાણું કરીને તે સ્થાનને આલોચ્યા વિના અને પડિક્કમ્યા વિના કાલમાસે કાળ કરીને દેવપણે ઉત્પન્ન થાય. ત્યાંથી દેવસંબંધી આયુષ્યનો ક્ષય થતાં યાવત્ સ્થિતિનો ક્ષય થતાં ચ્યવીને મનુષ્યપણે ઉત્પન્ન થાય.

હે ભગવન્ ! તે મનુષ્ય મુંડ થઇને એટલે દીક્ષા લઇને ગૃહસ્થાવાસ થકી સાધુપણાને પામે?

હા, પામે.

હે ભગવન્ ! તે દીક્ષા લઈને તેજ ભવમાં સિદ્ધ થાય ? યાવત્ સર્વ દુ:ખનો અંત કરે ?

આ અર્થ સમર્થ નથી.

હે ભગવન્ ! એવી રીતે જેઓ અનગાર–સાધુ થાય છે તે ભગવંતો ઇર્યાસમિતિવાળા ભાષાસમિતિવાળા યાવત્ બ્રહ્મચારી રહી તે સાધુના આચારે વિચરતા છતા ઘણા વર્ષ સુધી સાધુપર્યાય પાળે. પાળીને આબાધા ઉત્પન્ન થતાં અથવા આબાધા ઉત્પન્ન ન થતાં યાવત્ ભાત-પાણીનું પચ્ચકખાણ કરે ?

હા, પચ્ચકખાણ કરે.

હે ભગવન્ ! અનશન વડે ઘણાં ભાત-પાણી છેદે ?

હા, અનશન વડે ઘણાં ભાત-પાણી છેદે છે. છેદીને આલોચી તથા પડિક્રમીને સમાધિને પ્રાપ્ત થયેલા કાલમાસે કાળ કરીને અનુત્તર દેવલોકને વિષે દેવપણે ઉત્પન્ન થાય છે."

ઉપર દીક્ષાના નિયાણાની વાત છે, તે નિયાણું બાંધ્યા પછી જન્માંતરમાં તે નિયાણાને પ્રતાપે દીક્ષા પામે, પરંતુ દીક્ષા પામ્યા પછી પણ તેજ ભવમાં મોક્ષે ન જાય એમ ચોકખું કહ્યું છે. જો 'નિયાણાનું કર્મ આખો ભવ ભોગવવું પડે છે' એમ ન માનો તો, જ્યારે દીક્ષા લીધી એટલે પૂર્વભવમાં બાંધેલું નિયાણું પૂરૂં થયું; તો દીક્ષા લીધા પછી સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષે કેમ ન જઈ શકે ? માટે તમારે પણ કબૂલ કરવું જોઈએ કે–નિયાણાનું કર્મ આખો ભવ

ભોગવવું પડે છે, અને તેથીજ દીક્ષાના નિયાણાવાળો જીવ દીક્ષા લઇને તેજ ભવમાં મોક્ષે જઈ શકતો નથી, કારણકે, તે આખા ભવમાં તેને નિયાણાનું કર્મ વિદ્યમાન છે, અને તેથી તે જીવ મોક્ષે જઈ શકતો નથી. નિયાણાનું કર્મ વિદ્યમાન રહેતાં મોક્ષે કેમ જઇ શકે ? કારણકે-સર્વ કર્મનો ક્ષય થાય ત્યારેજ મોક્ષે જઈ શકાય છે. તેથી "કૃષ્ણે વાસુદેવપદવી પ્રાપ્ત કરી એટલે નિયાણું પૂરૂં થયું, અને દ્રૌપદી પાંચ ભર્તારને પરણી એટલે નિયાણું પૂરૂં થયું" એ તમારૂં કથન તદ્દન વિચાર્યા વિનાનું છે. પણ કૃષ્ણે વાસુદેવ પદવી પામ્યા પછી પણ તેમને આખો ભવ નિયાણાનું કર્મ ભોગવવું પડયું છે, અને દ્રૌપદીએ પાંચ ભર્તારને પરણ્યા પછી પણ તેણીને આખો ભવ નિયાણાનું કર્મ ભોગવવું પડયું છે એમ માનવું જોઇએ. માટે જેમ તમે મનો છો કે-દ્રૌપદી પરણ્યાં પછી સમકિતી હતી, તેમ તેણીને કુમારી અવસ્થામાં પણ સમકિતી સ્વીકારવી જોઇએ. કારણકે-નિયાણાનું કર્મ બન્ને અવસ્થામાં વિદ્યમાન

નિયાણું મંદ રસે બાંધ્યું હોય તો તે નિયાણું સમકિતને બાધા કરતું નથી. દ્રૌપદીએ મંદ રસે નિયાણું બાંધ્યું હતં, તેથી તેણીને પરણ્યા પછીની અવસ્થાની જેમ કુમારી અવસ્થામાં પણ સમકિત હતું, એમ માનવું જોઇએ. ઉપરના કથનથી સિદ્ધ થયું કે દ્રૌપદી કુમારી અવસ્થામાં પણ સમકિતી હતી, અને તેથી તેણીએ તે અવસ્થામાં કરેલી જિનપ્રતિમાની પૂજા તમારે પણ માન્ય ગણવી જોઈએ.

જે સમયે દ્રૌપદીનો સ્વયંવર રચાયો હતો તે સ્થિતિમાં તેણીએ જિન પ્રતિમાની પૂજા કર્યાનું જ્ઞાતાસૂત્રમાં કહ્યું છે. અહીં

વિચારવું જોઇએ કે—આવી રીતે પરણવાની તાલાવેલીમાં પણ તેણી જિનપ્રતિમાની પૂજા ભૂલી ગઈ નથી. આવી મહા મોહની ભીડમાં પણ શુદ્ધ શ્રાવિકા વિના જિનપૂજા કેમ સાંભરે ? માટે માનવું જોઇએ કે—રાગગ્રસ્ત સ્થિતિમાં પણ જિનપૂજા નહીં ચૂકનારી દ્રૌપદી દૃઢ શ્રાવિકા હતી.

કોઈ શંકા કરે છે કે—"દ્રૌપદીના અધિકારમાં જ્ઞાતાસૂત્રને વિષે તેણીએ જિનપૂજા કર્યાનું એકજ સ્થળે કહ્યું છે, પછી તો એકે વખત જિનપૂજા કર્યાનું કહ્યું નથી."

તેના ઉત્તરમાં જણાવવાનું કે—આગમમાં તુંગીયા નગરીના શ્રાવકોએ સાધુને વાંદ્યાનો અધિકાર એકજ વાર આવે છે, તેથી શું બીજી વાર સાધુને વાંદ્યા નહીંજ હોય ? આણંદ કામદેવ વિગેરેએ ભગવાન્ મહાવીરને વાંદ્યાનો અધિકાર એકજ વાર આવે છે, તેથી શું બીજી વાર ભગવંતને વાંદ્યા નહીં હોય ? માટે માનવું જોઇએ કે—સૂત્રમાં સ્થળે સ્થળે એકજ બાબત વારંવાર કહેતા નથી, એક સ્થળે જે બાબત કહી હોય તે યથાસમયે બીજી ઘણી વખત કરેજ. જે બાબત સૂત્રમાં એક વખત લખી હોય તે બીજી વખત પણ પોતાની મેળે સમજી લેવી. જે દ્રૌપદી મહા મોહની સ્થિતિમાં પણ જિનપૂજા ભૂલી નહીં, તેણીએ બીજી સ્થિતિમાં તો અવશ્ય જિનપૂજા કરી હશે એમાં સંશય શું ?

વળી કોઇ શંકા કરે છે કે—"દ્રૌપદી સ્ત્રી હતી, સ્ત્રીઓ ભોળી હોય છે, પુરૂષના જેવી તેની બુદ્ધિ પ્રૌઢ હોતી નથી. પરિણત વિચારના પુરૂષે કરેલું કાર્ય માન્ય થઈ શકે, પણ એક સ્ત્રીએ કરેલા કાર્ય ઉપર મદાર બાંધી દરેકે તે કાર્ય કરવુંજ જોઈએ એવો આગ્રહ કદાગ્રહજ ગણાય; માટે દ્રૌપદીએ કરેલી જિનપૂજા

માન્ય કેમ થઇ શકે ?" તેના ઉત્તરમાં જણાવવાનું કે, જેમ કોઇ કોઇ પુરૂષ વિચાર પૂર્વક કામ કરે છે, તેમ કોઈ કોઇ પુરૂષ વિચાર્યા વિના પણ કરી નાખે છે, તેથી આપણે એવા નિર્ણય ઉપર આવતા નથી કે દરેક પુરૂષો વિચાર્યા વિનાનું કામ કરે છે. એવી રીતે સ્ત્રીઓ પણ કોઇ કોઇ પ્રૌઢ વિચારની ન હોય, તેથી એમ નિર્ણય કરવો નકામો છે કે દરેક સ્ત્રીઓ ભોળી અને મૂર્ખ હોય છે. સ્ત્રીઓ પણ વિચારપૂર્વક કામ કરનારી હોય છે, દરેક સ્ત્રીને તદ્દન ભોળી માની તેણીએ કરેલાં સારાં કામને પણ ગણત્રીમાં ન માનવા એ ધૃષ્ટતા છે. ઘણી સ્ત્રીઓએ મોટાં મોટાં કામ કર્યાં છે, રેવતી શ્રાવિકાએ પ્રભુજીને ઔષધ વહોરાવ્યું હતું. વીરપ્રભુનો અભિગ્રહ ચંદનબાલાએ પૂરો કર્યો હતો, સંગમના ઉપસર્ગને છ મહીને પ્રભુ મહાવીરને વત્સપાલી ડોશીએ પરમાન્ને પારણું કરાવ્યું હતું, આ અવસર્પિણીમાં પ્રથમ સિદ્ધ મરૂદેવી માતા થયા છે, અને અનંતી ચોવીશીએ શ્રીમલ્લિનાથજી સ્ત્રીપણે તીર્થંકર થયા, ઇત્યાદિ ઘણી સ્ત્રીઓએ મોટાં મોટાં કામ કર્યાં છે. છતાં સ્ત્રીનાં સારાં કામને કાંઇ પણ ગણત્રીમાં નહિ માન-નાર આવી મહાપૂજનીય સ્ત્રીઓની આશાતના કરવાનું ઘોર પાપ બાંધે છે. પુરૂષો તો મોટાં કામ કરે તેમાં નવાઇ નથી, કારણ કે-તેમને સાધન-સામગ્રી સુલભ હોય છે, પણ સ્ત્રીઓને મોટાં કામ કરવા દોહલાં હોય છે, કારણ કે-તેમને સાધન-સામગ્રી દુર્લભ હોય છે. આવી રીતે સાધન-સામગ્રી દુર્લભ હોવા છતાં પણ જે સ્ત્રીઓએ મોટાં કાર્ય કર્યાં છે તેમને અહોધન્ય માની તેમનાં કાર્યને માનનીય ગણવા જોઇએ. પુરૂષને પૂજાનાં સાધન મેળવવાં સુલભ છે, પણ સ્ત્રીને વિષમ છે. આવી રીતે સ્ત્રીને

પૂજાનાં સાધન વિષમ હોવા છતાં દ્રૌપદીએ જિનપૂજા કરી છે, તો પછી પુરૂષોએ ઘણી જિનપૂજા કરી હોય એમાં સંદેહ શું? ॥૧૮॥

**जिणघर केणे करावीयुं, तिहां प्रातिमा ने पइट्ठा रे।**
**तेहनी पूजा ते कुण करे, एम परखे ते गरिट्ठा रे॥ शा॥१९॥**

દ્રૌપદીના આલાવામાં કહ્યું છે કે—"દ્રૌપદીએ સ્નાન કરી વસ્ત્ર પહેરી જિનઘર એટલે જિનમંદિરમાં પ્રવેશ કર્યો, અને ત્યાં જિનપ્રતિમાને પૂજી." જો શ્રાવક ન હોય તો જિનમંદિર કોણે કરાવ્યું? તથા પ્રતિમા અને પ્રતિમાની પ્રતિષ્ઠા કોણે કરાવી? વળી પ્રતિમાની પૂજા શ્રાવક વિના બીજું કોણ કરે? એવી રીતે જે પરીક્ષા કરે તે મોટા પુરૂષ જાણવા, પણ વગર વિચારે જેમ તેમ બોલે તે હલકા જાણવા ॥ ૧૯ ॥

વળી કોઇ અજ્ઞાની કહે છે કે—"દ્રૌપદીએ પરણતી વખતે જિનપ્રતિમાની પૂજા કરી છે, તેથી સમજાય છે કે તેણીએ સાંસારિક સુખને માટે જિનપ્રતિમા પૂજી છે. વળી એ ઉપરથી એવું પણ અનુમાન થાય છે કે—જિનપ્રતિમાની પૂજા સાંસારિક સુખ આપે, પણ મોક્ષસુખ ન આપી શકે." તેને ગ્રંથકાર ઉત્તર આપે છે—

**वर नवि माग्यो छे पूजतां, शक्रस्तवे शिव मागे रे।**
**भक्ति समी सुरियाभने, विरति विशेषथी जागे रे॥शा॥२०॥**

દ્રૌપદીએ પૂજા કરતાં જિનપ્રતિમા પાસે કોઈ પણ પ્રકારનું વરદાન માગ્યું નથી, પણ શક્રસ્તવ ભણતાં મોક્ષ માગ્યો છે. વળી—

"जहा सूरियाभो तहेव जिणपडिमाओ अच्चेइ"

"જેમ સૂર્યાભદેવે જિનપ્રતિમાઓને પૂજી છે તેવીજ રીતે દ્રૌપદી

જિનપ્રતિમાઓને પૂજે છે" એ પાઠથી દ્રૌપદીને જિનપૂજા કરતાં સૂર્યાભદેવ સરખી ભક્તિ છે, એટલુંજ નહિ, પણ દ્રૌપદી દેશ-વિરતિ હતી, તેથી તેણીને જિનપૂજામાં સૂર્યાભ કરતાં પણ વિશેષ પ્રકારે ભક્તિ જાગે છે.

દ્રૌપદીએ સંસારના સુખને માટે જો પ્રતિમાને પૂજી હોય તો પૂજા કરતી વખતે સંસારસુખનું વરદાન માગે, અને કહે કે–મને સંસારનું સુખ મળશે તો હું તમારી પાસે ભોગ ધરીશ. પણ તેણીએ પ્રતિમા પાસે સંસારસુખની માગણી ન કરતાં નમુત્થુણંમાં મોક્ષ માગ્યો છે. નમુત્થુણંના પાઠમાં "तिण्णाणं तारयाणं–પોતે સંસાર તરી ગયેલા, અને બીજાને તારવાવાળા" ઈત્યાદિ પાઠ ભણતાં 'હે પ્રભુ ! તમે તરી ગયા છો, મને તારો' એ પ્રમાણે ભાવના ભાવી છે. તો પછી 'દ્રૌપદીએ સંસારના સુખને માટે જિનપ્રતિમાને પૂજી છે' એવું ખોટું આળ ચડાવી શા માટે કર્મ બાંધો છો ? દ્રૌપદીએ જો સાંસારિક સુખની લાલસાથી પ્રતિમાની પૂજા કરી હોય તો મોક્ષની માગણી શા માટે કરે ? માટે માનવું જોઇએ કે–તેણીએ ખાસ મોક્ષની ઇચ્છાથીજ જિનપ્રતિમાની પૂજા કરી છે. અને તેથી એ પ્રમાણે પણ કબૂલ કરવું જોઇએ કે, જિનપ્રતિમાની પૂજા મોક્ષસુખ આપવાને સમર્થ છે.

વળી કોઇ શંકા કરે છે કે–"જિનઘર શબ્દથી અરિહંતનું મંદિર સમજવાનું નથી, કારણ કે, સ્થાનાંગ સૂત્રમાં અવધિજિન પણ કહ્યા છે. તેથી 'દ્રૌપદીએ જિનઘરમાં જિનપ્રતિમાને પૂજી છે' તેનો અર્થ 'યક્ષના મંદિરમાં યક્ષની પ્રતિમાને પૂજી છે' એ પ્રમાણે કરવાનો છે" તેના ઉત્તરમાં જણાવવાનું કે–જો દ્રૌપદીએ યક્ષની પ્રતિમા પૂજી હોય તો તે પ્રતિમા પાસે શક્રસ્તવનો

પાઠ ન ભણે, કારણ કે, શક્રસ્તવનો પાઠ તો અરિહંત પ્રભુ પાસે ભણાય છે, અવધિજિન એટલે યક્ષ આગળ કોઇએ શક્રસ્તવ કર્યું નથી. ॥ ૨૦ ॥

**धर्म विनय अरिहंतनो, एम ए लोग वयारो रे ।**
**संभवे सर्वने जाणीए, समकित शुद्ध आचारो रे ।शा०॥२१॥**

એવી રીતે જિનપ્રતિમાની જે પૂજા, એ અરિહંત પ્રભુનો લોકોપચાર વિનય ધર્મ છે. સર્વને જે સંભવે તે જાણીએ. જિનપૂજા એ સમકિતીનોજ શુદ્ધ આચાર છે.

જેને જે સંભવે તેને તે પોતાની મેળે જાણી લેવું, એટલે-સાધુ મુનિરાજ એવી રીતે કરે, દેશવિરતિ એવી રીતે કરે, સમકિતી એવી રીતે કરે, એમ જેને જેવો આચાર સંભવે તેને તેવો સમજવો. સૂત્રમાં સાધારણ પાઠ કહ્યો હોય, પણ તેમાંથી જેને જેમ સંભવે તેને તેમ યોજવો. વળી સૂત્રમાં એક સ્થાને જે બાબત વિસ્તારથી ખુલાસાવાર કહી હોય, પણ અન્ય સ્થળે તેવેજ પ્રસંગે તેજ બાબત સંક્ષેપમાં કહી હોય, તો અવશેષ અર્થ પોતાની મેળે સમજી લેવો. વળી કાર્યને આશ્રીને માણસમાં તે તે ગુણ—અવગુણનો નિર્ણય કરી લેવો જોઇએ. ભાવપૂર્વક જિનપૂજા સમકિતીનો જ શુદ્ધ આચાર છે, એ આચાર મિથ્યાત્વીનો નથી. તેથી જો કે દ્રોપદીના આલાવામાં તેણીને 'સમકિતી' વિશેષણ ખાસ અલગ કહ્યું નથી, છતાં તેણીએ જિનપૂજા ભાવથી વિવેકપૂર્વક કરેલી હોવાથી પોતાની બુદ્ધિથી તેણીને સમકિતી સમજી લેવી જોઇએ. ॥ ૨૧ ॥

એક સૂત્રમાં જે વાત વિસ્તારથી કહી હોય, તેજ વાત સૂત્રાંતરમાં સંક્ષેપથી કહી હોય તો, અવશેષ અર્થ પોતાની મેળે સમજી

લેવો; એ બાબત દૃષ્ટાંતથી સિદ્ધ કરે છેઃ—

**आणंदनो विधि नवि कह्यो, राय प्रदेशीने पाठे रे ।**
**संभव सर्व न मानशे, वींटाशे तेह आठे रे ॥शा०॥२२॥**

આણંદ શ્રાવકે જે જે વિધિએ વ્રત-સમકિત ઉચ્ચર્યાં છે તે ઉપાસકદશાંગમાં વિસ્તારથી કહ્યા છે. આણંદ શ્રાવકનો તે વિધિ રાયપસેણી સૂત્રમાં પ્રદેશી રાજાના પાઠમાં કહ્યો નથી, છતાં તમે પણ પ્રદેશી રાજાને વ્રતી અને સમકિતી માનો છો. આ ઉપર-થી સુતરાં દરેક કબૂલ કરશે કે—સૂત્રમાં જે બાબત ન કહી હોય છતાં જેને જે સંભવે તે પોતાની મેળે માની લેવી. વ્યવહારમાં પણ બધી વાત દરેક ઠેકાણે કહેવામાં આવતી નથી. કોઇ સ્થળે કહેવામાં આવે છે, અને કોઈ સ્થળે પોતાની મેળે માની લેવી પડે છે, તો પછી સૂત્રમાં એક સ્થળે કહેલી વાત બીજે સ્થળે સંભવ પ્રમાણે કેમ ન માનવી ? સાધારણ અક્કલવાળો પણ સંભવ પ્રમાણે દરેક વાત માની લે છે, પણ જે મંદબુદ્ધિ સઘળા સંભવ નહીં માનશે તે આઠે કર્મથી વીંટાશે, અને ઘણો સંસાર રઝળશે॥ ૨૨॥

વળી ઉપરની વાત સ્પષ્ટ કરી બતાવે છે—

**पडिकमणादिक क्रम नहीं, पाठे सप्तम अंगे रे ।**
**पढमअणुओगथी प्रकरणे, सर्व कह्यो विधि रंगेरे ॥शा॥२३॥**

સાતમું અંગ શ્રીઉપાસકદશાંગમાં પ્રતિક્રમણાદિનો ક્રમ કહ્યો નથી. એટલે કે સાધુને માટે ઉત્તરાધ્યયન સૂત્રના સામાચારી અધ્યયનમાં પ્રતિક્રમણાદિનો થોડો અનુક્રમ કહ્યો છે, પણ શ્રાવકને માટે તો ઉપાસકદશાંગમાં કાંઇ પણ વિધિ કહ્યો નથી. તો પછી શ્રાવક પ્રતિક્રમણાદિ કોણ સૂત્રને આધારે કરે ? ઉપાસક-

દશાંગમાં પ્રતિક્રમણાદિનો વિધિ નથી કહ્યો, તેથી શું તમે એમ કહેવાની હિંમત કરી શકશો કે આણંદ જેવા ઉત્તમોત્તમ શ્રાવકો પ્રતિક્રમણ નહીં કરતા હોય ? અને શ્રાવકોએ પ્રતિક્રમણ ન કરવું જોઈએ ? શ્રાવકે સવાર સાંજ પ્રતિક્રમણ અવશ્ય કરવું જોઇએ, એ બાબત બાલક સુદ્ધાં સાદી અક્કલથી માને છે. પણ 'સંભવ પ્રમાણે બધી વાત સમજી લેવી' એ પ્રમાણે નહીં સ્વીકારનાર અહીં શું જવાબ આપશે ? માટે 'સંભવ પ્રમાણે અવશેષ બાબત પોતાની મેળે સમજી લેવી.' એ સર્વમાન્ય સિદ્ધાંત તમારે સ્વીકારવો જોઇએ, અને તેથી ઉપરની શંકાનું સમાધાન થઇ શકે છે કે–ઉપાસકદશાંગમાં શ્રાવકના પ્રતિક્રમણાદિનો વિધિ ન કહેવા છતાં અન્ય સ્થળે કહેલો તે વિધિ આણંદાદિ દસ શ્રાવકોને માટે તથા બીજા શ્રાવકોને માટે પોતાની મેળે સમજી લેવો. હવે શ્રાવકના પ્રતિક્રમણાદિનો વિધિ ક્યાંથી આવ્યો ? તે કહે છે–દૃષ્ટિવાદના પહેલા અનુયોગમાંથી શ્રાવકના પ્રતિક્રમણાદિનો સર્વ વિધિ પૂર્વાચાર્યોએ પરોપકારને રંગે કહ્યો છે.

તીર્થંકર પ્રભુએ બાર અંગ કહ્યા છે, તેઓમાં દૃષ્ટિવાદ નામનું બારમું અંગ છે, દૃષ્ટિવાદના પાંચ પ્રકાર છે–પરિકર્મ, સૂત્ર, પૂર્વગત, અનુયોગ, અને ચૂલિકા. આ પાંચ પ્રકારમાંથી ચોથો પ્રકાર જે અનુયોગ છે તેના બે ભેદ છે. સમવાયાંગ સૂત્રમાં દ્વાદશાંગીની પ્રરૂપણામાં દૃષ્ટિવાદને પ્રરૂપતાં પત્ર ૧૨૯ માં કહ્યું છે કે—

"से किं तं अणुओगे ?

अणुओगे दुविहे पन्नत्ते, तं जहा—मूलपढमाणुओगे य, गंडियाणुओगे य"

"હે ભગવન્! તે અનુયોગ શું કહેવાય ?.

અનુયોગ બે પ્રકારના પ્રરૂપ્યા છે, તે જેવી રીતે–મૂલપ્રથમાનુયોગ અને ગંડિકાનુયોગ."

આ બે પ્રકારના અનુયોગમાં જે પહેલો મૂલપ્રથમાનુયોગ નામનો અનુયોગ છે, તેમાં ઘણી બાબતો આવે છે, જેમાં શ્રાવકના પ્રતિક્રમણનો વિધિ પણ આવે છે. તે મૂલપ્રથમાનુયોગમાંથી શ્રાવકના પ્રતિક્રમણાદિનો સર્વ વિધિ જાણવો ॥ ૨૩ ॥

કોઇ શંકા કરે છે કે–"સૂત્રોમાં બધે ઠેકાણે સર્વ વાત વિસ્તારથી શા માટે નહીં કહી હોય ? પ્રદેશી વિગેરેના અધિકારમાં વ્રત–સમકિતાદિની વાત શા માટે છોડી દીધી ?" તેનો ઉત્તર આપે છે—

**किहांएक एक देशज ग्रहे, किहांएक ग्रहे ते अशेषोरे ।**
**किहांएक क्रम उतक्रम ग्रहे, ते श्रुतशैली विशेषोरे ।शा॥२४॥**

સૂત્રમાં કોઈક સ્થળે વસ્તુનો એક ભાગજ ગ્રહણ કરે છે, વિસ્તારથી કહેતા નથી, જેમ ભગવતીસૂત્રમાં રથ–મૂસલ સંગ્રામ તથા મહાશિલા–કંટક સંગ્રામ નામમાત્રથી કહ્યા છે. સૂત્રમાં કોઇક સ્થળે વસ્તુને સમસ્ત ગ્રહણ કરે છે, જેમ નિરયાવલીની મધ્યમાં એજ સંગ્રામને વિસ્તારથી કહ્યા છે. વળી સૂત્રમાં જે વાત કહેવાની હોય તે કોઇક સ્થળે અનુક્રમથી કહે છે, જેમ પન્નવણા પ્રમુખમાં ધર્માસ્તિકાય વિગેરેને ક્રમસર કહ્યા છે. વળી કોઈક સ્થાને ઉત્ક્રમે એટલે પશ્ચાનુપૂર્વીએ–પછવાડેના ક્રમે ગ્રહણ કરે છે. જેમ કલ્પસૂત્રમાં મહાવીર સ્વામીથી આરંભી ઋષભદેવ સુધીનો અધિકાર કહ્યો છે આ બધી સિદ્ધાંતની શૈલીવિશેષ છે: કલ્પભાષ્યમાં કહ્યું છે કે—

"कत्थइ देसग्गहणं, कत्थइ घिप्पन्ति निरवसेसाइं ।
उक्कम–वइक्कमाइं, सहावबसओ निरुत्ताइं" ॥१॥

"સૂત્રો સ્વભાવના વશથી કોઇ સ્થાને એક દેશનું–ભાગનું ગ્રહણ કરે છે, કોઈ સ્થાને સમગ્રનું ગ્રહણ કરે છે, અને કોઇ સ્થાને ઉત્ક્રમ વ્યતિક્રમનું ગ્રહણ કરે છે."

આ બાબત ઉપર જો બરાબર ધ્યાન અપાય તોજ સૂત્રનો ખરો અર્થ સમજાય. જે વાત સૂત્રમાં દેશ પ્રમુખે ગ્રહણ કરી હોય તેનો સંપૂર્ણ અર્થ તો નિર્યુક્તિ ટીકા વિગેરેમાં પામીએ ॥ ૨૪ ॥

હવે ગ્રન્થકાર આ ઢાળને ખતમ કરતાં ઉપસંહાર કરે છે–

**शासननी जे प्रभावना, ते समकितनो आचारो रे ।**
**श्री जिनपूजाए जे करे, ते लहे सुजश भंडारो रे ॥शा॥२५॥**

જિનશાસનની જે પ્રભાવના કરવી, એટલે જિનશાસનને ઉજ્વલ દેખાડવું એ સમકિતનો આચાર છે. જે પ્રાણી શ્રી-જિનેશ્વરની પૂજાએ શાસનની ઉન્નતિ કરે તે પ્રાણી સારા યશનો ભંડાર પામે છે, એટલે તે પ્રાણીનો યશ સર્વ સ્થળે પ્રસરી રહે છે.

જૈન શાસનની પ્રભાવના કરવી એ સમકિતનો આચાર છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના મોક્ષમાર્ગગતિ નામના અઠ્યાવીશમા અધ્યયનમાં પત્ર ૫૬૭ માં કહ્યું છે કે—

"निस्संकिय निक्कंखिय, निव्वितिगिच्छा अमूढदिट्ठी य ।
उववूह–थिरीकरणे, वच्छल्ल-पभावणेऽट्ठते" ॥ १ ॥

"વીતરાગના વચનમાં શંકા ન કરવી તે નિઃશંકિત; જિનમત વિના અન્યમતની ઇચ્છા ન કરવી તે નિઃકાંક્ષિત;

સાધુ-સાધ્વીના મલિન વસ્ત્ર ગાત્ર દેખી દુગંછા ન કરવી તે નિર્વિતિગિચ્છા, અથવા ધર્મના ફલમાં સંદેહ ન આણવો તે નિર્વિતિગિચ્છા; મિથ્યાત્વીના કષ્ટ મંત્ર ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવું તે અમૂઢદૃષ્ટિ; સમકિતધારીના અલ્પ ગુણની પણ શુદ્ધ મનથી પ્રશંસા કરવી તે ઉપબૃંહા; જિનધર્મ થકી પડતા પ્રાણીને સહાય આપી ધર્મમાં સ્થિર કરવો, તથા જે મનુષ્ય જિનધર્મ પામ્યા નથી તેમને હિતોપદેશાદિ સહાય આપી જિનધર્મને વિષે સ્થાપવા તે સ્થિરીકરણ; સાધર્મી બંધુનું અનેક પ્રકારે હિત ચિંતવન તે વાત્સલ્ય; અને અન્યદર્શની પણ જૈનશાસનની અનુમોદના કરે તેવા કાર્ય કરવા તે પ્રભાવના; એ આઠ લક્ષણો દર્શનાચારના જાણવા, એટલે એ આઠે સમકિતના આચાર છે. "

ત્રીજી ઢાળની આ છેલ્લી ગાથામાં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થકર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ પણ સૂચવ્યું છે. ॥ ૨૫ ॥

**ઢાળ ત્રીજી સંપૂર્ણ.**

---:0:※:0:---

બીજી ઢાળમાં સૂર્યાભ વિગેરે દેવોએ જિનપ્રતિમાની પૂજા કર્યાના દૃષ્ટાંતો આપ્યા, અને ત્રીજી ઢાળમાં દ્રૌપદી વિગેરે મનુષ્યોએ જિનપ્રતિમાની પૂજા કર્યાના દૃષ્ટાંતો આપ્યા, અને તેથી સિદ્ધ કર્યું કે-પૂર્વે પણ જિનપ્રતિમાની પૂજા ઉત્તમ આત્માઓએ કરી છે, તેથી આપણને પણ જિનપૂજા કરવાથી એકાંતે લાભ છે. હવે વળી સ્થાનકવાસીઓ કહે છે કે-" જિનપ્રતિમાની પૂજા કરતાં છ કાયની વિરાધના થતી હોવાથી તે ક્રિયા

દોષિત છે. જિનેશ્વર પ્રભુએ પ્રરૂપેલો જિનધર્મ દયાપ્રધાન છે. જિનપૂજામાં છ કાયની વિરાધના થતી હોવાથી તે ક્રિયા દોષિત છે. તેથી વિવેકી પુરૂષોએ જિનપૂજા ન કરવી જોઈએ" એ પ્રમાણે જિનપૂજાને દોષિત માનતા સ્થાનકવાસીઓને આગમોની શાખ આપી યુક્તિ પૂર્વક જિનપ્રતિમાની પૂજા દોષરહિત સિદ્ધ કરતા ગ્રન્થકાર આ ચોથી ઢાળ કહે છે–

## ઢાળ ચોથી ।

झांझरीया मुनिवर धन धन तम अवतार, ए देशी ॥

कोइ कहे जिन पूजतांजी, जे षटकाय आरंभ ।
ते केम श्रावक आचरेजी, समकितमां थिरथंभ ॥
सुखदायक तेरी आणा मुज सुप्रमाण ॥१॥

કોઈ સ્થાનકવાસી કહે છે કે–"જિનપ્રતિમાની પૂજા કરતાં જે છ કાયનો આરંભ થાય છે, તે છ કાયનો આરંભ સમકિતમાં સ્તંભ સમાન અચલ શ્રાવક કેમ આચરે ? જે જિનપૂજા હિંસાનો હેતુ છે તે પૂજા સમકિતી શ્રાવક ધાર્મિક બુદ્ધિએ કેમ કરે ?" આગમથી અજાણ આવા માણસોના આગમની આજ્ઞાથી બાહ્ય અને યુક્તિ રહિત સડેલા વિચારો સાંભળી ગ્રન્થકાર પ્રભુની સ્તુતિ કરતાં કહે છે–કે હે સુખદાયક ! તમારી આજ્ઞા મને સારી રીતે પ્રમાણ છે, અથવા હે વીતરાગ ! સુખદાયક એવી તમારી આજ્ઞા મને સારી રીતે પ્રમાણ છે, પણ કુયુક્તિઓ પ્રમાણ નથી ॥ ૧ ॥

હવે ગ્રન્થકાર ઉપરની ગાથાનો પ્રત્યુત્તર આપે છે–

तेहने कहीए जतना भक्ति, किरियामां नहीं दोष।
पडिकमणे मुनिदान विहारे, नहीं तो होय तस पोषासु०॥२॥

જેઓ જિનપ્રતિમાની પૂજા કરતાં હિંસા બતાવી પૂજાને દોષિત ઠરાવવા મથન કરે છે, તેમને કહીએ કે—જે ક્રિયામાં યતના અને ભક્તિ હોય તે ક્રિયામાં દોષ નથી—તે ક્રિયા નિર્દોષજ કહેવાય. કદાચ કદાગ્રહથી કહેતા હો કે, યતના અને ભક્તિ પૂર્વક કરેલી ક્રિયામાં પણ હિંસાનો લેશ હોય તો તે ક્રિયા દોષિતજ છે, તો પ્રતિક્રમણ મુનિદાન અને મુનિવિહારમાં પણ દોષની પુષ્ટિ માનવી પડશે. એટલે કે—પ્રતિક્રમણમાં ઉઠ—બેસ કરતાં વાયુકાય હણાય છે. મુનિરાજને આહારનું દાન દેતાં ઉની બાફ નીકળે, અને તેથી વાયુકાય હણાય, દાનદેવાને હાલતાં—ચાલતાં જીવ ઘાત પણ થાય. મુનિરાજ વિહાર કરતાં પૃથ્વી પાણી વાયુ અને વનસ્પતિ હણાય, વળી બેઇંદ્રિય વિગેરે ત્રસનો પણ ઘાત થાય. આ ઉપરથી શું તમે એમ કહી શકશો કે—ઉપરની ક્રિયાઓમાં હિંસા હોવાથી તે તે ક્રિયાઓ દોષિત છે ! સુતરાં કબુલ કરવું પડશે કે—તે ક્રિયાઓ યતના અને ભક્તિપૂર્વક કરાતી હોવાથી નિર્દોષજ છે, તો પછી યતના અને ભક્તિ પૂર્વક કરાતી જિનપૂજા દોષિત કેમ કહી શકો ? ॥ ૨ ॥

યતના અને ભક્તિપૂર્વક કરાતી ક્રિયા નિર્દોષજ છે, તે ઉપર દષ્ટાંત આપે છે—

साहमीवच्छल पक्खियपोसह, भगवइअंग प्रसिद्ध।
घर निर्वाह चरण लीए तेहनां, ज्ञातामांहे हरि कीध।सु०॥३॥

ભગવતી સૂત્રની અંદર સાધર્મિક વાત્સલ્ય અને પાક્ષિક પોસહ કર્યાનું પ્રસિદ્ધ છે. વળી જ્ઞાતાસૂત્રની અંદર કહ્યું છે કે—જે ચારિત્ર લે તેના ઘરનો નિર્વાહ કૃષ્ણે કર્યો છે.

જો યતના અને ભક્તિપૂર્વક કરેલી ક્રિયાને પણ તમે દોષિત કહેતા હો તો ભગવતીસૂત્રમાં શંખ પુષ્કલી વિગેરે શ્રાવકના અધિકારમાં સાધર્મિક વાત્સલ્ય અને પાક્ષિક પોસહ કર્યાનું કહ્યું છે તે ક્રિયા દોષિત ઠરશે. કારણકે—સાધર્મિક વાત્સલ્ય કરતાં રસોઇ વિગેરેમાં હિંસાનો સંભવ છે, વળી પોસહમાં પણ ઉઠતાં બેસતાં વાયુકાયની વિરાધના થવાનો સંભવ છે, તો શું શંખ પુષ્કલી વિગેરે શ્રાવકોએ કરેલી તે ક્રિયા દોષિત કહેશો ? હમેશાં પરિણામે કર્મબંધ હોય છે. સાધર્મિક વાત્સલ્યમાં અને પોસહમાં તે તે ક્રિયા કરનારની ભાવના શું હોય છે તેનો જરા વિચાર કરો. શું સાધર્મિકવાત્સલ્ય કરનારના મનમાં એમ હોય છે કે આ રસોઇ કરાવી હું જીવોનો ઘાત કરૂં ? પોસહ કરનારના મનમાં શું એમ હોય છે કે હું વાયુકાયનો નાશ કરૂં ? નહીં નહીં, સાધર્મિકવાત્સલ્ય કરનારનો વિશદ્ધ ભાવ હોય છે કે— "મારા સાધર્મિક ભાઇઓને જમાડી સુપાત્રે મારી લક્ષ્મીનો સદ્વ્યય કરૂં" પોસહમાં એવી ભાવના હોય છે કે—"અહો ! મારો જન્મ સફળ થયો કે મેં આજે પોસહ સ્વીકાર્યો, આખો દિવસ મુનિરાજની પેઠે ચારિત્ર પાળું, મારા કર્મોનો યથાશક્તિ નાશ કરૂં, કૂડકપટ કરૂં નહીં, રાગ-દ્વેષનો ત્યાગ કરૂં, અને વિશુદ્ધ ભાવથી મારા આત્મિક ગુણો પીછાણવા ઉદ્યત થાઉં" શું આગમમાં કહેલી આવી પવિત્ર ક્રિયાઓને દોષિત કહેતું તમારૂં મુખ શોભશે ?

ભગવતી સૂત્રના બારમા શતકના પહેલા ઉદ્દેશામાં પત્ર ૫૫૨—૫૫૩ માં કહ્યું છે કે—

"तए णं से संखे समणोवासए ते समणोवासए एवं वयासी—

तुज्झे णं देवाणुप्पिया! विउलं असणं पाणं खाइमं साइमं उवक्खडावेह । तए णं अम्हे तं विउलं असणं पाणं खाइमं साइमं आसाएमाणा विसाएमाणा परिभाएमाणा परिभुंजेमाणा पक्खियं पोसहं पडिजागरमाणा विहरिस्सामो" ।

શ્રાવસ્તી નગરીની બહાર ભગવાન્ મહાવીરસ્વામી સમોસર્યા હતા, પ્રભુની દેશના સાંભળી શંખ પુષ્કલી વિગેરે શ્રાવકો પોત પોતાના ઘર તરફ જાય છે, " તે વખતે શંખ શ્રાવકે પુષ્કલી વિગેરે શ્રાવકોને એ પ્રમાણે કહ્યું કે–હે દેવાનુપ્રિયો! તમે વિપુલ અશન રંધાવો, અને પાન ખાદિમ તથા સ્વાદિમ તૈયાર કરાવો. ત્યાર પછી આપણે તે વિપુલ અશન પાન ખાદિમ અને સ્વાદિમનું [1]આસ્વાદન કરેલા, [2]વિસ્વાદન કરેલા, અન્યોન્ય દેતા છતા, અને [3]પરિભોગ કરેલા છતા પાક્ષિક પોસહને પાળતા છતા રહેશું "

વળી જે ચારિત્ર લે તેના ઘરનો નિર્વાહ કૃષ્ણ વાસુદેવે કર્યો છે, એમ જ્ઞાતાસૂત્રના પાંચમા અધ્યયનમાં, પત્ર ૧૦૨-૧૦૩ માં કહ્યું છે—

"तं इच्छामि णं देवाणुप्पिया! अन्नाण-मिच्छत्त-अविरइकसायसंचियस्स अत्तणो कम्मक्खयं करित्तए । तए णं से कण्हे वासुदेवे थावच्चापुत्तेणं एवं वुत्ते समाणे कोडुंबियपुरिसे सद्दावेइ। सद्दावित्ता एवं वयासी–" गच्छह णं देवाणुप्पिया ! वारवतीए

૧ શેરડી વિગેરે જે વસ્તુના થોડા ભાગનો સ્વાદ લેવો, અને ઘણા ભાગનો ત્યાગ કરવો તે આસ્વાદન કહેવાય. ૨ ખજુર વિગેરે જે વસ્તુના ઘણા ભાગનો સ્વાદ લેવો, અને થોડા ભાગનો ત્યાગ કરવો તે વિસ્વાદન કહેવાય ૩ ધાન્ય વિગેરે જે વસ્તુ સંપૂર્ણ ખવાય, જરા પણ નકામી ન જાય તે પરિભોગ કહેવાય.

नयरीए सिंघाडग-तिग-चउक्क-चच्चर जाव हत्थिखंधवर-गया महया महया सद्देणं उग्घोसेमाणा उग्घोसणं करेह-'एवं खलु देवाणुप्पियो ! थावच्चापुत्ते संसारभउव्विग्गे भीए जम्म-मरणाणं इच्छइ अरहओ अरिट्ठनेमिस्स अंतिए मुंडे भवित्ता पव्वइत्तए। तं जो खलु देवाणुप्पिया ! राया वा-जुवराया वा देवी वा कुमारे वा ईसरे वा तलवरे वा को-डुंबिय-मडंबिय-इब्भसेट्ठि-सेणावइ-सत्थवाहे वा थावच्चापुत्तं पव्वयंतमणुपव्वयति तस्स णं कण्हे वासुदेवे अणुजाणइ। पच्छा-तुरस्स वि य से मित्त-णाइ-नियगसंबंधि-परिजणस्स जोग-क्खेमवट्टमाणीं पडिवहइ' त्ति कट्टु घोसणं घोसेह" जाव घोसन्ति। तए णं थावच्चापुत्तस्स अणुराएणं पुरिससहस्सं निक्खमणाभिमुहं ण्हायं सव्वालंकारविभूसियं पत्तेयं पत्तेयं पुरिस-सहस्सवाहिणीसु सिवियासु दुरूढं समाणं मित्त-णाइपरिवुडं थावच्चापुत्तस्स अंतियं पउब्भूयं। तए णं से कण्हे वासुदेवे पुरिससहस्समंतियं पाउब्भवमाणं पासइ। पासित्ता कोडुंबियपु-रिसे सद्दावेइ। सद्दावित्ता एवं वयासी-जहा मेहस्स निक्ख-मणाभिसेओ तहेव, सेया-पीएहिं कलसेहिं ण्हावेइ, ण्हावित्ता तए णं से थावच्चापुत्ते सहस्सपुरिसेहिं सद्धिं सिवियाए दुरूढे समाणे जाव रवेण बारवईणयरिं मज्झंमज्झेणं जाव अरहओ अरिट्ठनेमिस्स छत्ताइच्छत्तं पडागाइपडागं पासन्ति। पासित्ता विज्जाहर-चारणे जाव पासित्ता सिवियाओ पच्चोरुहन्ति "

સંસારથી વૈરાગ્ય પામી દીક્ષા લેવાને ઇચ્છતો થાવચ્ચા-પુત્ર કૃષ્ણ વાસુદેવને કહે છે કે-"તેથી હે દેવાનુપ્રિય ! અ-જ્ઞાન મિથ્યાત્વ અવિરતિ અને કષાયો વડે સંચિત કરેલા આ-

ત્માના કર્મોનો ક્ષય કરવાને હું ઇચ્છુ છું. ત્યાર પછી તે કૃષ્ણ-વાસુદેવ થાવચ્ચાપુત્રે એ પ્રમાણે કહ્યે છતે સેવકોને બોલાવે છે. બોલાવીને આવી રીતે કહ્યું કે-"હે દેવાનુપ્રિયો ! તમે ઉત્તમ હાથી ઉપર બેસી દ્વારકાનગરીમાં શીંગોડાના આકારવાળે રસ્તે, ત્રિખુણીયે રસ્તે, ચાર ખુણીયે રસ્તે, ચોતરે યાવત્ રાજ-માર્ગે જાઓ, અને મોટા મોટા શબ્દે ઉદ્ઘોષણા કરો કે-'હે દેવાનુપ્રિયો ! સંસારના ભયથી ઉદ્વિગ્ન થયેલો અને જન્મ-મરણથી ભય પામેલો થાવચ્ચાપુત્ર અરિહંત શ્રીઅરિષ્ટનેમિ પાસે મુંડ થઈને દીક્ષા લેવાને ઈચ્છે છે. તેથી હે દેવા-નુપ્રિયો ! રાજા, યુવરાજ, રાણી, કુમાર, શેઠ. કોટવાળ, કુટુંબ-નો સ્વામી, વ્યવહારી, નગરશેઠ, સેનાપતિ, અથવા સાર્થ-વાહ જે કોઇને દીક્ષા લેવાનો ભાવ હોય; અને દીક્ષા લેતા થાવચ્ચાપુત્ર સાથે દીક્ષા લે તો તેને કૃષ્ણવાસુદેવ અનુમતિ આપે છે. વળી જે કોઇ દીક્ષા લે તેની પાછળ તેના મિત્ર જ્ઞાતિ સગા--સંબંધી કે નોકર-ચાકર દ્રવ્યાદિના અભાવથી દુઃખી હોય તો તેઓને જે ઇચ્છિત વસ્તુનો ખપ હશે તે કૃષ્ણવાસુદેવ પૂરી પાડશે, અને જે વસ્તુઓ તેની પાસે હશે તેનું રક્ષણ કરશે.' આવા સ્વરૂપની ઉદ્ઘોષણા કરો." આ પ્રમાણે કૃષ્ણવાસુ-દેવના હુકમ પ્રમાણે તે સેવકોએ દ્વારકાનગરીમાં દરેક ઠેકાણે ઉદ્ઘોષણા કરી. ત્યાર પછી થાવચ્ચાપુત્ર ઉપર અનુરાગ વડે એક હજાર પુરૂષો દીક્ષા લેવાને તૈયાર થયા. તેઓ સ્નાન કરી, સર્વ પ્રકારના અલંકારોથી વિભૂષિત થઇ, હજાર હજાર પુરૂષ વ-હન કરે એવી પાલખીમાં પ્રત્યેક પ્રત્યેક બેઠેલા, મિત્રો અને જ્ઞાતિ વડે પરિવરેલા થાવચ્ચાપુત્રની પાસે આવ્યા. ત્યાર પછી કૃષ્ણ વાસુદેવ થાવચ્ચાપુત્રની પાસે આવેલા હજાર પુરૂષોને દેખે છે.

દેખીને સેવકોને બોલાવે છે, બોલાવીને જે પ્રમાણે મેઘકુમારનો દીક્ષાભિષેક (જ્ઞાતાસૂત્રના પહેલા અધ્યયનમાં) વર્ણવ્યો છે તે પ્રમાણે દીક્ષાભિષેક કરાવ્યો, સોનારૂપાને કલશે કરી નવરાવે. સ્નાન કરાવ્યા બાદ થાવચ્ચાપુત્ર હજાર પુરૂષોની સાથે પાલખીમાં બેઠો છતો યાવત્ વાજીંત્રો વાજતે ગાજતે દ્વારકા નગરીની મધ્યમાં જાય છે, યાવત્ જ્યાં અરિહંત શ્રીઅરિષ્ટનેમિ સમોસર્યા છે ત્યાંના છત્ર ઉપર છત્ર અને પતાકા ઉપર પતાકાઓ દૂરથી દેખે છે. વળી વિદ્યાધરો અને ચારણમુનિઓને આકાશમાંથી ઉતરતા દેખે છે, દેખીને પાલખી થકી નીચે ઉતરે છે."

દીક્ષા લેવાની ઇચ્છાવાળા ઘણા ખરા માણસો સાંસારિક બંધનોથી એવા જકડાએલા હોય છે કે જેથી તેમની દીક્ષા લેવાની મુરાદ પાર પડતી નથી.. તેવા માણસોને સરલતા કરી આપવા માટે કૃષ્ણ તેમના ઘરનો નિર્વાહ કરતા, અને તેથી હજારો માણસો દીક્ષા લેતા. આવી રીતે દીક્ષિત માણસોના ઘરનો નિર્વાહ કૃષ્ણ વાસુદેવ કરતા તે ક્રિયા દોષિત નથી, એમ તમે પણ કબૂલ કરો છો. અહીં દીક્ષા ગ્રહણ કરનાર ઉપર કૃષ્ણની ભક્તિ સ્પષ્ટ જણાઇ આવે છે. ઘરનિર્વાહની ક્રિયામાં ફક્ત ભક્તિજ છે, યતના નથી, છતાં તે ક્રિયાને તમે પણ નિર્દોષ માનો છો, તો પછી જિનપ્રતિમાની પૂજામાં તો યતના અને ભક્તિ બન્ને છે, તેથી તે ક્રિયાને દોષિત કેમ કહી શકો ? ॥ ૩ ॥

**कुणिक राय उदायन कीधां, वंदनमह सुविवेक ।**
**ण्हाया कयबलिकम्मा कहिया, तुंगीय श्राद्ध अनेका सु०।४।**

કુણિક રાજાએ પ્રભુજીને વાંદવા જતાં વિવેકપૂર્વક આડંબરથી વંદન મહોત્સવ કર્યો, તે શ્રીઉવવાઇ સૂત્રમાં વિસ્તારથી

વર્ણવ્યો છે. વળી ઉદાયન રાજાએ પણ વંદન મહોત્સવ કર્યાનું શ્રીભગવતીસૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં, પત્ર ૬૧૯ માં કહ્યું છે.—

"तए णं से उदायणे राया इमीसे कहाए लद्धट्ठे समाणे हट्ठ-तुट्ठ० कोडुंबियपुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी-खिप्पामेव भो देवाणुप्पिया! वीइभयं नयरं सब्भित-बाहिरियं जहा कुणिओ उववाईए, जाव पज्जुवासइ"

"ત્યાર પછી તે ઉદાયન રાજા વીરપ્રભુ આવ્યાની વાત પામીને હર્ષિત અને સંતુષ્ટ થયો થકો કૌટુંબિક પુરૂષોને બોલાવે છે. બોલાવીને એ પ્રમાણે કહ્યું કે–હે દેવાનુપ્રિયો ! વીતિભય નગરને અંદર તથા બહારથી શણગારો, ઇત્યાદિ જેમ ઉવવાઇ સૂત્રમાં કુણિક રાજાએ મહોત્સવ કર્યો તેમ કહેવું, યાવત્ ઉદાયન રાજા પ્રભુજીને સેવે છે"

વળી ભગવતી સૂત્રમાં તુંગીયા નગરીના અનેક શ્રાવકને સ્નાન કરી બલિકર્મ કરેલા એટલે પૂજા કરેલા કહ્યા છે, તેઓ શ્રાવક હોવાથી અરિહંતની પ્રતિમા સિવાય બીજા કોણ દેવની પૂજા કરે ?

બલિ શબ્દનો અર્થ નૈવેદ્યપૂજા થાય છે. શ્રાવકો અરિહંતની પ્રતિમા સિવાય અન્યદેવની નૈવેદ્યપૂજા નજ કરે. સાધુના પ્રતિક્રમણ સૂત્રમાં પણ બલિ શબ્દનો અર્થ નૈવેદ્ય કર્યો છે—

"मंडियापाहुडियाए, बलिपाहुडियाए"

"ભીખારીને આપવામાટે વાસણમાં રાખી મૂકેલું ધાન્ય સાધુએ વહોરવું નહીં, નૈવેદ્યનું ધાન્ય વહોરવું નહીં" અજાણતાં વહોરી લીધું તો मिच्छामि दुक्कडं દેવો.

અભિધાન ચિંતામણિ કોષના ત્રીજા મર્ત્યકાંડના ૧૧૧મા શ્લોકમાં પણ બલિ શબ્દનો અર્થ નૈવેદ્ય કર્યો છે—

"पूजा-ऽर्हणा-सपर्या-ऽर्चा, उपहार-बली समौ"

આવી રીતે મહાનિશીથ અને આવશ્યક ચૂર્ણિમાં પણ બલિ શબ્દનો અર્થ નૈવેદ્ય કર્યો છે. વળી વાસ્તુશાસ્ત્રમાં પણ બલિ શબ્દનો અર્થ નૈવેદ્ય કર્યો છે.

" गृहप्रवेशं सुविनीतवेषः, सौम्यायने वासरपूर्वभागे। कुर्याद् विधायाऽऽलयदेवतार्चां, कल्याणभू भूतबलिक्रियां च" १

"સુંદર વિનીત વેષ પહેરીને, ઉત્તરાયણને વિષે દિવસના પૂર્વ ભાગમાં, ગૃહદેવતાની પૂજા કરીને તથા કલ્યાણબલિ ભૂબલિ અને ભૂતબલિની ક્રિયા કરીને ઘરમાં પ્રવેશ કરવો." આવી રીતે અનેક સ્થળે બલિ શબ્દનો અર્થ નૈવેદ્યપૂજા કર્યો છે. ॥૪॥

જિનપૂજા એ હિંસા નથી, પણ સંવરનો ઉપાય છે, તે દેખાડે છે—

**समकित संवरनी ते किरिया, तेम जिनपूजा उदार।**
**हिंसा होय तो अरथदंडमां, कहे नहीं तेह विचार? सु०॥५॥**

જેમ સમકિત સંવરની ક્રિયા છે તેમ ઉદારપણે જિનપૂજા પણ સંવરની કરણી છે, જો જિનપૂજામાં હિંસા હોય તો એ વિચાર અર્થદંડમાં કેમ ન કહે? તેર ક્રિયામાં અર્થદંડ નામની પહેલી ક્રિયા છે. પોતાને પ્રયોજને પોતાના સગાંઓને પ્રયોજને અથવા પોતાના ઘર વિગેરેને પ્રયોજને જે હિંસા કરવી તે અર્થદંડ કહેવાય છે. જો જિનપૂજામાં હિંસા લાગતી હોય તો અર્થદંડ નામની ક્રિયામાં કેમ ન કહે? પણ અર્થદંડમાં જિન-પૂજા કહી નથી, તેથી સમજાય છે કે જિનપૂજામાં હિંસા નથી.

જે વડે નવાં કર્મો આવતાં રોકાય તેને સંવર કહે છે. સંવરના પાંચ ઉપાય છે. શ્રી સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનકમાં પત્ર ૩૧૬ માં કહ્યું છે કે—

"पंच संवरदारा पन्नत्ता। तं जहा—सम्मत्तं विरई अपमादो अकसाइत्तं अजोगित्तं"

"સંવરના દ્વાર એટલે સંવરના ઉપાય પાંચ પ્રરૂપ્યા છે. તે જેવી રીતે—સમ્યકત્વ, વિરતિ, અપ્રમાદ, અકષાયિપણું અને અયોગિપણું" અહીં સમકિતને સંવરનો ઉપાય કહ્યો છે. જેમ સ્વામીવાત્સલ્ય, ચારિત્ર સ્વીકારે તેના ઘરનો નિર્વાહ કરવો, વંદન મહોત્સવ કરવો, એ સર્વ ક્રિયા ભક્તિપૂર્વક કરાતી હોવાથી સમકિતીની કરણી છે, અને તેથી તે સર્વ ક્રિયા સંવરનો ઉપાય છે; તેમ યતના અને ભક્તિપૂર્વક કરાતી જિનપૂજા પણ સમકિતીની કરણી હોવાથી તેને સંવરનો ઉપાય માનવો જોઇએ.

આ ઉપરથી એ પણ સિદ્ધ થયું કે—જે દેવો સમકિતી છે તેઓ સમકિતસંવરના ધણી છે, તેમને અધર્મી ન ગણવા જોઈએ; અને તેઓએ કરેલી ધાર્મિક કરણી લેખામાં ગણવી જોઈએ. જો દરેક દેવને અધર્મી ગણીએ તો એક દેવ કોઇ મુનિરાજને પરિષહ કરતો હોય અને એક દેવ સેવા કરતો હોય, તે બન્નેમાં પરિષહ કરનારને અશુભ ફળ અને સેવા કરનારને શુભ ફળ કેવી રીતે કહી શકશો ? વળી કોઈ શિષ્ય કાળ કરીને દેવ થયો હોય, તે દેવ પોતાના પૂર્વભવના ગુરૂને ચારિત્રથી પતિત થયેલ દેખી પ્રતિબોધ આપી ઠેકાણે લાવે, તો પણ શું તે દેવને અધર્મી કહીએ ? વળી તમારા ગુરૂએ કાળ કર્યો હોય, તે તમારી માન્યતા મુજબ દેવ ન થવા જોઇએ, કારણ કે—દેવ તો

જાતના છે, સમકિતી અને મિથ્યાત્વી. જો સમકિતી થાય તો સૂર્યાભ વિગેરેની જેમ જિનપ્રતિમાની પૂજા કરશે, જિનપ્રતિમાની પૂજાને તો તમે શુભક્રિયા માનતા નથી ! ગુરૂ મરીને મિથ્યાત્વી દેવ થાય એમ કહેતાં તો જીભ ઉપડશે નહી. મનુષ્ય પણ થાય નહીં, કારણ કે તમારા ગુરૂને તમે ચારિત્રીયા માનો છો. પંચમ કાળમાં મોક્ષે પણ જાય નહીં. તો કહો જોઇએ—તમારા ગુરૂ મરીને કઇ ગતિએ જાય ? ઉત્તરાધ્યયનસૂત્રમાં યક્ષે બ્રાહ્મણોને લોહી વમતા કરી હરિકેષી અણગારનું વૈયાવચ્ચ કર્યાનું કહ્યું છે. યક્ષે બ્રહ્મણોને લોહી વમતા કર્યા તેથી તેને હિંસા દોષ લાગ્યો કે નહીં ? છતાં સૂત્રકારે વૈયાવચ્ચ કહ્યું છે, તે વૈયાવચ્ચ કરનારને અધર્મી કેમ કહેવાય ? વળી જ્ઞાતાસૂત્રમાં પોટ્ટીલાએ તેતલીપુત્રને પ્રતિબોધ આપ્યો છે. પોટ્ટીલા તેતલીપુત્રની સ્ત્રી હતી, તેણી દીક્ષા સ્વીકારી મરીને દેવલોકમાં ઉત્પન્ન થઇ. તે દેવે પોતાના પૂર્વભવના સ્વામી તેતલીપુત્રને પ્રતિબોધ આપ્યો. શું આ પ્રમાણે પ્રતિબોધ આપનાર પોટ્ટીલદેવ અધર્મી કહેવાય ? વળી સૌધર્મેન્દ્રે ભગવંતને અવગ્રહ આજ્ઞા કરી તે અધર્મ કેમ કહેવાય ? વળી લોકાંતિક દેવો પ્રભુજીને પ્રતિબોધવા આવે છે તે અધર્મમાં કેમ ગણાય ? આવા હજારો દૃષ્ટાંતો છે કે જેથી દેવોને ધર્મી પણ સ્વીકારવા પડે, માટે દરેક દેવને અધર્મી ન કહેવા જોઇએ.

જિનપ્રતિમાની પૂજા યતના અને ભક્તિપૂર્વક કરાતી હોવાથી તેમાં હિંસાનો અવકાશ નથી; છતાં કેટલાએક પૂજામાં હિંસા માની પૂજા નહીં કરવામાં લાભ માને છે, તેમને પૂછીએ છીએ કે—જ્ઞાતાસૂત્રમાં સુબુદ્ધિ પ્રધાને રાજાને પ્રતિબોધવા માટે ખાઇનું પાણી લાવ્યાનું કહ્યું છે, તેમાં હિંસા થઇ કે નહીં ? જંબૂદ્વીપ

પ્રજ્ઞપ્તિમાં પ્રભુજીનો જન્માભિષેક વર્ણંવ્યો છે. પ્રભુને સ્નાન કરાવતાં સમુદ્ર સરખા પાણીના પ્રવાહ ચાલ્યા છે; તેમાં પૃથ્વી, પાણી, વાયુ, વનસ્પતિ અને ત્રસકાયમાં કઈ કાય ઉગરી હશે ? તો પણ જેમ પ્રભુનો જન્માભિષેક હિંસા ન કહેવાય, કારણકે તેમાં ભક્તિ પ્રબલ છે, તેમ જિનપૂજામાં પણ ભક્તિ પ્રબલ હોવાથી હિંસા નજ માનવી જોઇએ.

વળી પ્રશ્નવ્યાકરણમાં દયાના પર્યાયવાચક નામ કહ્યા છે, તેમાં પૂજા શબ્દ પણ દયાનો પર્યાય મૂકયો છે, જો પૂજા હિંસા હોત તો દયાના પર્યાયવાચક નામમાં પૂજા શબ્દ ન મૂકત. પણ દયાના નામ સાથે પૂજા શબ્દ મૂકેલો હોવાથી સિદ્ધ થાય છે કે- પૂજા હિંસા નથી પણ દયા છે.

વળી સૂત્રકૃતાંગના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં પત્ર ૩૦૫ માં તેર ક્રિયા લખી છે. તેમાં પહેલી ક્રિયા અર્થદંડ છે, તે અર્થદંડ ક્રિયાની વ્યાખ્યા કરતા સૂત્રકાર પત્ર ૩૦૬ માં કહે છે કે—

"पढमे दंडसमादाणे अट्ठादंडवत्तिएत्ति आहिज्जइ। से जहाणामए केइ पुरिसे आयहेउं वा, णाइहेउं वा, अगारहेउं वा, परिवारहेउं वा, मित्तहेउं वा, णागहेउं वा, भूतहेउं वा, जक्खहेउं वा तं दंडं तस–थावरेहिं पाणेहिं सयमेव णिसिरति, अण्णेणवि णिसिरावेति, अण्णंपि णिसिरंतं समणुजाणइ, एवं खलु तस्स तप्पत्तियं सावज्जं ति आहिज्जइ। पढमे दंडसमादाणे अट्ठादंडवत्तिएत्ति आहिए."

"પર પ્રાણીને પીડા કરનારી અથવા વિનાશ કરનારી તેર ક્રિયાઓમાં પહેલી ક્રિયા અર્થદંડપ્રત્યયિક કહેવાય છે. જે કોઈ

પુરૂષ પોતાને નિમિત્તે, જ્ઞાતિ નિમિત્તે, ઘર નિમિત્તે, દાસી નોકર વિગેરે પરિવાર નિમિત્તે, મિત્ર નિમિત્તે, નાગ નિમિત્તે, ભૂત નિમિત્તે અથવા યક્ષ નિમિત્તે ત્રસ અને સ્થાવર પ્રાણીઓના પ્રાણને પીડનારી અથવા વિનાશ કરનારી ક્રિયા પોતે કરે, બીજા પાસે કરાવે, અથવા તેવી ક્રિયા કરતા બીજાને અનુમતિ આપે, તેને તે સાવદ્ય ક્રિયાથી પ્રાપ્ત થયેલું કર્મ બંધાય છે આ પ્રમાણે પ્રથમ દંડસમાદાનમાં અર્થદંડપ્રત્યયિક નામની ક્રિયા કહી."

જો જિનપ્રતિમાની પૂજામાં હિંસા હોય તો, સૂત્રકાર અર્થદંડ ક્રિયાની વ્યાખ્યા કરતાં 'જિનપૂજા નિમિત્તે' એ પ્રમાણે લખત; પણ લખ્યું નથી. તેથી ચોકખું સમજાય તેમ છે કે જિનપૂજામાં હિંસા નથી ॥ ૫ ॥

અહીં કોઇ શંકા કરે છે કે—" તમે જે ઉપરની ગાથામાં સૂત્રકૃતાંગનો પાઠ બતાવી, અર્થદંડ ક્રિયામાં 'જિનપૂજા નિમિત્તે' એ પ્રમાણે લખેલું નહીં હોવાથી જિનપૂજામાં હિંસા લાગતી નથી એમ કહ્યું, તે તમારૂં કથન યુક્તિયુક્ત નથી. કારણ કે— જ્યાં પૂજાનો અધિકાર ચાલ્યો હોય ત્યાં પૂજા નિમિત્તે લાગતી હિંસા દર્શાવે, અર્થદંડ ક્રિયામાં પૂજાનો અધિકાર કયાં છે ? તો પછી તે અર્થદંડ ક્રિયામાં જિનપૂજા નિમિત્તે કરેલી ક્રિયામાં હિંસા છે એમ કયાંથી જણાવે ?" તેને ગ્રન્થકાર ઉત્તર આપે છે—

**नाग भूत जक्षादिक हेते, पूजा हिंसा उत्त ।**
**सूगडांगमां नवि जिन हेते, बोले जे होए जुत्त । सु० ॥६॥**

સૂત્રકૃતાંગમાં નાગ નિમિત્તે પૂજા, ભૂત નિમિત્તે પૂજા અને યક્ષાદિ નિમિત્તે પૂજાને હિંસા કહી છે; પણ જિનેશ્વર નિમિત્તે

પૂજાને હિંસા કહી નથી. જે યુક્ત હોય તેજ સૂત્રમાં કહે, અ-યુક્ત ન કહે.

તમે જે કહ્યું હતું કે—" સૂત્રકૃતાંગમાં અર્થદંડની ક્રિયામાં પૂજાનો અધિકાર નથી, તેથી જિનપૂજામાં હિંસા દર્શાવી નથી" એ તમારૂં કથન આગમના અજાણપણાને સૂચવે છે. કારણ કે–અર્થદંડની ક્રિયામાં તેજ સ્થળે નાગ, ભૂત અને યક્ષ નિમિત્તે કરેલી પૂજાને હિંસા કહી છે. જો પૂજાનો અધિકાર ન હોય તો નાગ વિગેરેની પૂજા નિમિત્તે થતા જીવના વિનાશને હિંસા શા માટે કહે? તે સ્થળે નાગ વગેરેની પૂજા નિમિત્તે થતા જીવના વિનાશને હિંસા કહી છે, પણ જિનપૂજા નિમિત્તે થતા જીવના વિનાશને હિંસા કહી નથી. માટે માનવું જોઈએ કે જિન-પ્રતિમાની પૂજાને સૂત્રકાર હિંસા માનતા નથી. ॥ ૬ ॥

હવે સ્થાનકવાસીઓ કહે છે કે—" તમે જુદા જુદા દષ્ટાંત દેખાડી જિનપ્રતિમાની પૂજાને નિર્દોષ સિદ્ધ કરો છો, પરંતુ ઉપ-લક દૃષ્ટિથી પણ તપાસીએ તો પૂજામાં હિંસા પ્રત્યક્ષ અનુભવીએ છીએ. જે ક્રિયામાં હિંસા હોય તે ક્રિયા કરવાને જિનેશ્વરની આજ્ઞા કેમ હોય? જિનેશ્વરે પ્રરૂપેલા પવિત્ર ધર્મનો મૂળ પાયો દયા છે. તો જયાં હિંસા હોય ત્યાં જિનેશ્વરની આજ્ઞા કેમ હોય? માટે જિનપ્રતિમાની પૂજા કરતાં હિંસા થતી હોવાથી પૂજા કર-વાની પ્રભુની આજ્ઞા નથી એમ માનવું જોઇએ" તેમને ગ્રન્થકાર ઉત્તર આપે છે—

**ज्यां हिंसा तिहां नहीं जिनआणा, तो केम साधुविहार?।**
**कर्मबंध नहीं जयणाभावे, ए छे शुभ व्यवहार ॥ सु० ॥७॥**

જ્યાં હિંસા હોય ત્યાં જો જિનેશ્વરની આજ્ઞા ન હોય તો, જિનેશ્વર પ્રભુએ મુનિઓને વિહાર કરવાની આજ્ઞા કેમ આપી? કારણ કે–વિહારની અંદર ત્રસ અને સ્થાવર જીવોનો ઘાત થાય છે, છતાં પ્રભુએ વિહારની આજ્ઞા કરી છે; માટે યતનાભાવે કર્મબંધ નથી એ ભલો વ્યવહાર છે.

વળી જ્યાં હિંસા ત્યાં જિનેશ્વરની આજ્ઞા ન હોય તો મુનિઓને વહાણ પર ચડવાનો વિધિ કેમ બતાવ્યો? શ્રીઆચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધની પહેલી ચૂલિકાના ત્રીજા ઇર્યૈષણા નામના અધ્યયનના પહેલા ઉદ્દેશામાં, પત્ર ૩૭૮મા કહ્યું છે કે—

"से भिक्खू वा भिक्खुणी वा गामाणुग्गामं दूइज्जमाणे अंतरा से नावासंतारिमे उदए सिया, से जं पुण नावं जाणिज्जा असंजए अ भिक्खुपडियाए किणिज्ज वा, पामिच्चेज्ज वा, नावाए वा नावं परिणामं कट्टु, थलाओ वा नावं जलंसि ओगाहिज्जा, जलाओ वा नावं थलंसि उक्कसिज्जा, पुण्णं वा नावं उस्सिंचिज्जा, सन्नं वा नावं उप्पीलाविज्जा; तहप्पगारं नावं उड्ढगामिणिं वा, अहेगामिणिं वा, तिरियगामिणिं वा परं जोयणमेराए अद्धजोयणमेराए अप्पतरे वा भुज्जतरे वा नो दूरुहिज्जा गमणाए" ।

"से भिक्खू वा भिक्खुणी वा पुव्वामेव तिरिच्छसंपाइमं नावं जाणिज्जा, जाणित्ता से तमायाए एगंतं अवक्कमिज्जा, अवक्कमित्ता भंडगं पडिलेहिज्जा, पडिलेहित्ता एगओ भोयणभंडगं करिज्जा, करित्ता ससीसोवरियं कायं पाए पमज्जिज्जा, सागारं भत्तं पच्चक्खाइज्जा, एगं पायं जले किच्चा एगं पायं थले किच्चा तओ संजयामेव नावं दूरुहिज्जा" ॥

"તે સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ વિહાર કરતાં, વચ્ચે કદાચ તેમને વહાણથીજ તરી શકાય એટલું પાણી આડે આવે તો, તેમણે આ પ્રમાણે વર્તવું-તે સાધુ જાણે કે, ગૃહસ્થે વહાણ સાધુ નિમિત્તે ખરીદ કરેલું હોય, સાધુ નિમિત્તે ઉછીતું લઈ રાખ્યું હોય, સાધુ નિમિત્તે અદલબદલ કરી રાખ્યું હોય, વહાણને સાધુનિમિત્તે સ્થલ થકી જલમાં લાવેલું હોય, જલથી ભરાઇ ગયેલ નાવને સાધુનિમિત્તે ઉલેચી નાખી ઠાલી કરેલ હોય, અથવા ખૂંચી ગયેલ વહાણને સાધુ નિમિત્તે ઉપડાવી તૈયાર કરેલ હોય, તેવા પ્રકારના ઉર્ધ્વ અધો અને તીરછી એમ જુદી જુદી દિશા તરફ જતા વહાણ પર ચાર ગાઉ બે ગાઉ ઝાઝા યા થોડા રસ્તા લગી પણ સાધુ અથવા સાધ્વીએ ચડવું નહીં."

"પરંતુ તે સાધુ અથવા સાધ્વી એ પ્રમાણે જાણે કે-વહાણ પહેલેથી જ તીરછા પાણીમાં થઇને આવેલું છે, અને બીજા બે-સારૂને માટે તીર નજીક આણેલું છે, તો તે સાધુ અથવા સાધ્વી પહેલાં એકાંત સ્થળમાં આવે; આવીને પોતાનાં ઉપકરણ-પાત્રાંનું પડિલેહણ કરે, પડિલેહણ કરીને ભોજન કરવાનાંપાત્રાં એકઠાં કરે, કરીને પગથી માથા લગી આખા શરીરનું પ્રમાર્જન કરે, કરીને સાગાર ભક્તપચ્ચખ્ખાણ કરે, એટલે કે-'જો કુશલ નીકળીશ તો આહાર લઇશ, અન્યથા વોસરાવું છું" એ પ્રમાણે પચ્ચકખાણ કરે. ત્યાર પછી એક પગ પાણીમાં ધરતાં અને એક પગ સ્થલમાં ધરતાં યતના પૂર્વક નાવ ઉપર ચડે. એટલે કે-કાંઠેથી પહેલો પગ પ્રમાર્જી જલમાં મૂકે, પછી બીજો પગ પ્રમાર્જી જલમાં મૂકે. હવે જે પહેલો પગ પાણીમાં મૂકયો છે તે એવી રીતે ઉપાડે કે,

જેથી પાણી ડોળું થાય નહીં, તે પગ ઉપાડી તેજ સ્થળે નીતારી આગળ મૂકે, એવીજ જયણાથી બીજો પગ ઉપાડી નીતારી જયણાથી આગળ મૂકે. આવી રીતે જયણાપૂર્વક એક પછી એક પગ મૂકતાં જ્યાં નાવ છે ત્યાં આવે, આવીને નાવના ધણીની અનુજ્ઞા લે. જો નાવનો ધણી ધન લીધા વિના ઉલ્લાસ પૂર્વક બેસવાની અનુજ્ઞા આપે તો બેસે."

જ્યાં હિંસા ત્યાં જો જિનેશ્વરની આજ્ઞા નજ હોય તો ઉપર બતાવ્યા મુજબ એક પગ જલમાં અને એક પગ સ્થલમાં એવો પાઠ આચારાંગસૂત્રમાં તથા કલ્પસૂત્રમાં શા માટે આપે ? વળી 'નદી ઉતરતાં સૂર્ય આથમી જાય, તો પાણીમાંને પાણીમાં ચારે પહોર સાધુ ઉભા રહે' એમ દશાશ્રુતસ્કંધમાં શા માટે આજ્ઞા કરી ? વળી વરસાદ વરસતાં પણ અમુક કારણે વહોરવા જવાનો અધિકાર કલ્પસૂત્રની સામાચારીમાં કેમ કહ્યો ? વળી 'વરસાદ વરસતાં જો એક સાધુ અને એક સાધ્વી એકાંતે વૃક્ષાદિ સ્થળે ભેળા થાય તો વરસાદમાં પણ ચાલ્યા જાય' એમ આજ્ઞા કેમ કરી ? વળી ઋષભદત્ત પ્રમુખ પ્રભુને વાંદવા ગયા, ત્યાં "धम्मियं जाणपवरं-ધાર્મિક ઉત્તમ રથ ઉપર બેસીને" એ પ્રમાણે કહ્યું, એ રથ માર્ગમાં શી દયા પાળશે ? વળી આચારાંગસૂત્રમાં કહ્યું છે કે—'સાધુએ વહોરેલુ લૂણ જો ગૃહસ્થ પાછું ન લે તો પોતે વાવરે, અને સાંભોગિકને વહેંચી આપે, તે લૂણ વાવરતાં વિરાધના કેટલી થાય ? છતાં એટલી વીરાધના કરતા સાધુને પણ આરાધક કહ્યો છે. જ્યાં હિંસા ત્યાં આજ્ઞા નહીં એમ માનશો તો આ બધા સૂત્રોના પાઠ કેવી રીતે સંગત થશે ? કારણ કે, તે તે ઠેકાણે હિંસા પણ છે અને આજ્ઞા પણ છે. માટે માનવું જોઈએ કે

જે ક્રિયા યતનાપૂર્વક કરીએ તે ક્રિયામાં જો કે હિંસા હોય તો પણ કર્મબંધ નથી. તેથી યતના એજ ઉત્તમ વ્યવહાર છે. જિન-પ્રતિમાની પૂજામાં તો યતના અને ભક્તિ બન્ને છે, તો પછી જીનપૂજાને દોષિત કેમ કહી શકો ? ॥ ૭ ॥

હવે વળી કોઇ જિનપ્રતિમાની પૂજા સ્વીકારનાર, સ્થાનક-વાસીઓને કહે છે કે–"જિનપૂજામાં હિંસા તો થાય છે, અને તેથી પ્રથમ કર્મબંધ થાય છે; પણ પછીથી નિર્જરા થાય છે." એ પ્રમાણે સ્થાનકવાસીઓને ઉત્તર આપે છે, તેને ગ્રન્થકાર કહે છે.

**प्रथम वंध ने पछी निर्जरा, कूप तणो रे दिट्ठंत ।**
**कही कोइ जोडे बुध भाषे, भाव ते शुचिजल तंत ।सु०॥८॥**

"જિનપ્રતિમાની પૂજા કરવા માટે સ્નાન કરતાં, પુષ્પ લાવી ચડાવતાં, ધૂપ ઉખેવતાં, દીપક પ્રગટાવતાં વિગેરે આરંભના કાર્યો કરતાં જીવહિંસા થવાથી કર્મબંધ થાય છે; પણ પછી ભાવના સ્તવનાએ આત્મિક ઉલ્લાસ થતાં કર્મની નિર્જરા થાય છે, તેમાં કૂવાનું દૃષ્ટાંત છે.

ચૌદપૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામી આવશ્યકસૂત્રના બીજા અ-ધ્યયનમાં, ભાષ્યની ગાથા ૧૯૪મી, પત્ર૪૯૩માં કહે છે કે—

" अकसिणपवत्तगाणं, विरयाऽविरयाण एस खलु जुत्तो ।
संसारपयणुकरणो, दव्वत्थए कूवदिट्ठंतो" ॥ १ ॥

"સંયમને સમગ્ર રીતે નહીં પ્રવર્તાવનારા[૧] વિરતા-

---

૧ સાધુઓ સર્વવિરતિ હોવાથી સંયમને સમગ્ર રીતે પ્રવ-ર્તાવનારા છે. શ્રાવકો દેશવિરતિ હોય છે, તેથી તેઓ સંયમને સમગ્ર રીતે ન પ્રવર્તાવનારા કહેવાય છે.

વિરત[1] જે શ્રાવકો, તેમને આ દ્રવ્યસ્તવ કરવો યુક્તજ છે, જે દ્રવ્યસ્તવ સંસારનો ક્ષય કરનારો છે. દ્રવ્યસ્તવમાં કૂવાનું દષ્ટાંત સમજવું." તે આવી રીતે–જેમ કોઇ નવા વસેલા ગામમાં ઘણું જલ નહીં હોવાથી તરસથી અને કપડાં મેલાં થવાથી પીડાયેલા લોકો તે દુખને દૂર કરવા કૂવો ખોદે છે. જો કે તે કૂવો ખોદતાં તેઓની તરસ વધે છે, માટી અને કાદવથી કપડાં વિગેરે બહુ મેલાં થાય છે, તો પણ તે કૂવામાંથી નીકળેલા પાણી વડેજ પોતાની તરસ છીપાવે છે, અને કપડાં વિગેરેનો મેલ દૂર કરે છે; એટલુંજ નહીં, પણ પહેલાંના મેલાં કપડાંનો પણ મેલ દૂર કરી નિર્મળ બનાવે છે; વળી આગળ ઉપર પણ તેઓ અને બીજા લોકો સુખી થાય છે. તેમ દ્રવ્યસ્તવ કરતાં જો કે અસંયમ લાગે છે, તો પણ તે દ્રવ્યસ્તવથીજ પરિણામની શુદ્ધિ થાય છે, જે શુભ પરિણામ વડે આત્મા દ્રવ્યસ્તવ કરતાં લાગેલું જે જરાતરા કર્મ, તેનો ક્ષય કરે છે; એટલુંજ નહીં, પણ અગાઉના પણ કર્મમેલનો નાશ કરે છે. વળી વિવેકથી ઉદારપણે દ્રવ્યસ્તવ કરતાં શાસનની પણ ઉન્નતિ થાય છે, અને તેથી બીજાઓ પણ પ્રતિબોધ પામી અનુમોદના કરે છે. આવી રીતે પોતાના અને પરના કર્મમેલને દૂર કરનાર હોવાથી દ્રવ્યસ્તવ શ્રાવકોએ અવશ્ય કરવોજ જોઈએ." એવી રીતે કૂવાનું દષ્ટાંત આપી દ્રવ્યસ્તવ કરતાં પ્રથમ બંધ અને પછી નિર્જરા કહીને કોઇ માણસો આગમના અર્થને જોડે છે. પણ એ તેમનું કહેવું ઠીક નથી, કારણકે–પંડિત લોકો તો એમ કહે છે કે–ભાવ એટલે જે શુભ

૧ શ્રાવકો દેશવિરતિ હોવાથી વિરત કહ્યા, અને સર્વવિરતિ નહીં હોવાથી અવિરત કહ્યા.

અધ્યવસાય છે, તે શુભ અધ્યવસાયરૂપ પવિત્ર પાણી પાસે અશુભ બંધરૂપ મેલ લાગતો નથી.

જે કૂવાનું જલ કાઢતાં ફક્ત પહેરેલાં કપડાં મેલાં થતાં હોય, પણ પછીથી તે કપડા ઉપરાંત અગાઉના પણ સંખ્યાબંધ મેલા થયેલાં કપડાં નિર્મલ થાય છે, તે જલ કાઢતાં કપડાંને લાગેલો મેલ બંધન રૂપે નથી, તે મેલ પીડા કરતો નથી, તુરતજ તે મેલ ઉપરાંત અગાઉનો પણ મેલ નષ્ટ થાય છે, અને તેથી તાત્વિક રીતે તે મેલ બંધન રૂપ નજ કહેવાય, તેમ જે દ્રવ્યસ્તવ કરતાં જરા તરા લાગેલા કર્મો શુભપરિણામ રૂપી જલથી નષ્ટ થાય છે, એટલુંજ નહીં; પણ અગાઉના પણ કર્મોનો નાશ થાય છે, તે દ્રવ્યસ્તવથી લાગેલા જરા તરા કર્મને બંધન રૂપે નજ માનવા જોઇએ; કારણ કે-તે કર્મો પીડા કરનારા નથી. તેઓ શુભ અધ્યવસાયથી તુરતજ નષ્ટ થાય છે, એટલુંજ નહીં; પણ અનાદિ કાળથી લાગેલા ચીકણાં કર્મો રૂપી મેલ નાશ પામે છે, માટે પૂજા કરવામાં શુભ અધ્યવસાય હોવાથી તેમાં લાગેલા તુચ્છ કર્મને બંધન રૂપે નજ માનવા જોઇએ. ॥૮॥

ઉપર કહેલી વાત દૃઢ કરે છે—

**उपादान वशे बंधन कहियुं, तस हिंसा शिर उपचार ।**
**पुष्पादिक आरंभ तणो एम, होय भावे परिहार॥सु०॥९॥**

ઉપાદાનવશે એટલે આત્માના જેવા અધ્યવસાય હોય તે પ્રમાણે કર્મ બંધાય છે. જો શુભ અધ્યવસાય હોય તો શુભકર્મ બંધાય, અને અશુભ અધ્યવસાય હોય તો અશુભકર્મ બંધાયછે.

શ્રીધર્મદાસગણિએ ઉપદેશમાલાની ચોવીશમી ગાથામાં કહ્યું છે કે—

"जं जं समयं जीवो, आविसइ जेण जेण भावेण।
सो तम्मि तम्मि समये, सहाऽसुहं बंधए कम्मं" ॥१॥

"આત્મા જે જે સમયે જેવા જેવા શુભ કે અશુભ પરિણામમાં પ્રવર્તતો હોય, તે તે સમયે તે આત્મા તેવા તેવા શુભ કે અશુભ કર્મ બાંધે છે. અર્થાત્ શુભ પરિણામે વર્તતાં શુભ કર્મ બાંધે છે, અને અશુભ પરિણામે વર્તતાં અશુભ કર્મ બાંધે છે."

પૂજા કરનારના એવા પરિણામ હોતા નથી કે, જલ પુષ્પ વિગેરેના જીવોનો વિનાશ કરી, મલીન એવા મારા આત્માને કર્મમેલથી વધારે મલીન બનાવું. પણ તે પૂજારસિક ભવ્યાત્માનું લક્ષ્યબિંદુ એ હોય છે કે—તરણ–તારણ પરમાત્માની પૂજા કરી આત્મિક ઉલ્લાસ વધતાં શુભ અધ્યાવસાયથી આત્માના કર્મમેલને દૂર કરી નિર્મળ બનું; અને આ દુઃખમય સંસારસમુદ્રને તરૂં. આવા સુંદર પરિણામમાં રમણ કરતો તે ધન્યાત્મા યતનાપૂર્વક જલથી સ્નાન કરી બાહ્ય અને અભ્યંતર પવિત્ર થઇ, વીતરાગની શાંતિમય પ્રતિમાનું દર્શન કરે છે, પુષ્પો ચડાવે છે, ચંદનાદિ સુગંધમય પદાર્થોથી વિલેપન કરે છે, ધૂપ ઉખેવે છે, અને દીપક પ્રગટાવે છે. આ સર્વ ક્રિયાઓ ભક્તિ અને યતનાપૂર્વક કરવામાં આવે છે. તે ક્રિયાઓમાં જલ–પુષ્પાદિના જીવોનો વિનાશ કરવાના જરા પણ પરિણામ નથી, પણ તે માણસ તો પ્રભુની ભક્તિમાંજ તન્મય બની ગયો છે; તો અધ્યાવસાય વિના બંધનરૂપ કર્મ કેમ લાગે?

અલબત, તે તે ક્રિયાઓમાં પુષ્પાદિનો આરંભ થવાથી તે જીવોનો વિનાશ થાય છે, પરંતુ તે જીવોનો વિનાશ કરવાના પરિણામ નહીં હોવાથી પૂજા કરનારને શિરે તે હિંસા ઉપચાર

માત્ર છે. ઇરાદા પૂર્વક કરાતી હિંસા જેવી તે હિંસા નથી, અને તેથી પુષ્પાદિના આરંભ માત્રથી લાગેલા જરાતરા કર્મોનો શુભ અધ્યવસાયથી તુરતજ પરિહાર થાય છે. ॥ ૯ ॥

ઉપર કહેલ કથનને ગ્રન્થકાર દૃષ્ટાંતથી દૃઢ કરે છે—

**जल तरतां जल ऊपर मुनिने, जेम करुणा रे रंग।**
**पुष्पादिक श्रावकने तेम, पूजामांहे चंग ॥सु०॥१०॥**

જેમ મુનિરાજને જલ તરતાં જલ ઉપર દયાનોજ રંગ છે, પણ અંશમાત્ર હિંસાના પરિણામ નથી; તેમ શ્રાવકને જિનપ્રતિમાની પૂજા કરતાં પુષ્પાદિ ઉપર ચંગ એટલે મનોહર પરિણામ છે. એટલે પૂજા કરતાં શ્રાવકને પુષ્પાદિ ઉપર દયાના પરિણામ છે, અંશમાત્ર પણ હિંસાના પરિણામ નથી.

અહીં મુનિરાજને જલ તરતાં કહ્યું, તેમાં એમ સૂચવ્યું કે—મુનિરાજ કારણયોગે જલ ઉતરે, અને જલ તરે પણ ખરા. કારણકે—સ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનકમાં કહ્યું છે કે—પાણીમાં સાધ્વીને તણાતી દેખે તો તરીને પણ સાધુ કાઢે એમ આજ્ઞા કરી છે. માટે 'જલ તરતાં' એમ પાઠ કહ્યો ॥ ૧૦ ॥

હવે વળી સ્થાનકવાસી કહે છે કે—"જે મિથ્યાત્વ ગુણઠાણે હોય, તે જિનપૂજા કરે તો શું ફળ થાય વારૂ ?" તેને દૃષ્ટાંત દઇ મિથ્યાત્વ ગુણઠાણાવાળો પણ જિનપૂજા કરતાં પુણ્ય ઉપાર્જન કરે છે તે દેખાડે છે—

**पात्रदानथी शुभ विपाक ज्यम, लहे सुबाहु कुमार।**
**पहेले गुणठाणे भद्रक पण, त्यम जिनपूजा उदार ॥सु०॥११॥**

જેમ ભદ્રક પરિણામી સુબાહુકુમાર પૂર્વભવમાં પહેલે ગુણઠાણે

એટલે મિથ્યાત્વ ગુણઠાણે હતા, છતાં તેમણે સુપાત્રે દાન દીધું હતું તેથી તેઓએ શુભ વિપાક મેળવ્યો–પુણ્ય મેળવ્યું, અને સંસાર લઘુ કર્યો; એમ શ્રીવિપાકશ્રુતના બીજા શ્રુતસ્કંધના પહેલા અધ્યયનમાં કહ્યું છે. તેમ જે ઉદારભક્તિએ જિનેશ્વરની પૂજા કરે તે શુભ વિપાક પામે છે–પુણ્ય મેળવે છે ॥૧૧॥

સ્થાનકવાસીઓ ઉપરની ગાથા ઉપર શંકા કરે છે કે–"સુબાહુ કુમાર પૂર્વભવમાં[1] મિથ્યાત્વ ગુણઠાણે હતા, છતાં તેમણે સુપાત્રે દાન આપવાથી શુભવિપાક મેળવ્યો; એ દૃષ્ટાંતે તમે સિદ્ધ કરો છો કે, મિથ્યાત્વ ગુણઠાણાવાળો પણ જિનપૂજા કરે તો શુભવિપાક મેળવે. પણ સુબાહુકુમાર પૂર્વભવમાં મિથ્યાત્વી હતા એ ક્યાંથી જાણ્યું ? વળી એ દૃષ્ટાંતથી તો એમ સિદ્ધ કરી શકાય કે, સુપાત્રે દાન આપનાર શુભવિપાક મેળવે; પણ એટલા ઉપરથી એમ કેમ કહી શકો કે, મિથ્યાત્વ ગુણઠાણાવાળો જિનપૂજા કરનાર પણ શુભવિપાક મેળવે ?. જે ફળ દાનનું બતાવ્યું તેજ ફળ જિનપૂજાનું કેમ કહી શકો ?" તેમને ગ્રન્થ-

૧ સુબાહુકુમાર પૂર્વભવમાં હસ્તિનાપુર નગરમાં સુમુખ નામનો ગૃહસ્થ હતો. એક વખત સુમુખને ઘેર માસખમણને પારણે સુદત્ત નામના મુનિરાજ પધાર્યા. સુમુખે વિનય અને ઉલ્લાસ પૂર્વક મુનિરાજને આહારાદિ વહોરાવ્યા. સુપાત્રે દાન આપવાથી સુમુખે પુણ્ય મેળવ્યું, સંસાર લઘુ કર્યો, અને મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. ત્યાર પછી સુમુખ પોતાનું આયુષ્ય પૂર્ણ થતાં મરણ પામી હસ્તિશીર્ષ નગરના અદીનશત્રુ રાજાનો પુત્ર સુબાહુકુમાર થયો. વૈરાગ્ય થતાં સુબાહુકુમારે માત–પિતાની આજ્ઞા લઇ, ભગવાન્ શ્રીમહાવીર પાસે દીક્ષા લીધી. આયુષ્ય પૂર્ણ થતાં અનશન કરી કાળધર્મ પામી સૌધર્મકલ્પમાં દેવપણે ઉત્પન્ન થયા.

કાર ઉત્તર આપે છે—

**उपलक्षणथी जेम शीलादिक, तेम जिनपूजा लीध ।**
**मनुज आयु बंधे ते सुबाहु, तेणे समकित न प्रसिद्ध ।सु०।१२**

જેમ દાનના ઉપલક્ષણથી શીલ તપ વિગેરે લઇએ છીએ; એટલે કે જેમ સુપાત્રે દાન આપતાં મિથ્યાત્વીને પણ પુણ્ય થયું છે, તેમ મિથ્યાત્વીને શીલ તપ વગેરે કરતાં પણ પુણ્ય થાય છે એમ ઉપલક્ષણથી લઇએ છીએ; તેમ જિનપૂજા પણ ઉપલક્ષણથી લીધી છે. એટલે કે, જિનપૂજા કરતાં મિથ્યાત્વીને પણ પુણ્ય બંધાય છે એમ લીધું છે. સુબાહુકુમાર પૂર્વભવમાં મિથ્યાત્વી હતા, જો તેઓ પૂર્વભવમાં મિથ્યાત્વી ન હોય તો મનુષ્યનું આયુષ્ય કેમ બાંધે? કારણ કે સમકિતી હોય તો નિયમથી દેવનું આયુષ્ય બાંધે. પણ સુબાહુકુમારે તો પૂર્વભવમાં મનુષ્યનું આયુષ્ય બાંધ્યું હતું, તેથી તેમને પૂર્વભવમાં સમકિત નહોતું એમ ચોકખી રીતે સમજાય તેવું છે. ॥ ૧૨ ॥

વળી મિથ્યાત્વ ગુણઠાણે પુણ્યકરણી કરતાં શુભ વિપાક પામે તે ઉપર દૃષ્ટાંત કહે છે—

**मेघ जीव गज शश अनुकंपा, दान सुबाहु विचार ।**
**पहेले गुणठाणे पण सुंदर, तेम जिनपूजा प्रकार।।सु०।१३।**

મેઘકુમારનો[1] જીવ પૂર્વભવમાં હાથી હતો. તેણે સસલાની

---

૧ શ્રેણિકરાજાના પુત્ર મેઘકુમારનો જીવ પૂર્વભવમાં હાથી હતો. જે વનમાં તે રહેતો હતો તે વનમાં દાવાનળ લાગે તો તેથી બચવા ખાતર તેણે ચાર ગાઉ સુધી ઘાસ ઝાડ વિગેરે ઉખેડી નાખી એક માંડલું બનાવ્યું હતું. એક વખતે તેજ વનમાં

અનુકંપાથી પોતાનો પગ હેઠો ન મૂકયો અને મહાવેદના સહન કરી. તે હાથી મિથ્યાત્વ ગુણઠાણે હતો, છતાં દયા રાખવાથી પુણ્ય ઉપાર્જન કર્યું, અને મરીને શ્રેણિક રાજાનો પુત્ર મેઘકુમાર થયો. વળી સુબાહુકુમાર પૂર્વભવમાં મિથ્યાત્વગુણઠાણે હતા, છતાં પણ તેમણે આપેલું સુપાત્રદાન શુભવિપાકને આપનારૂં થયું.

આ પ્રમાણે જેમ મિથ્યાત્વ ગુણઠાણાવાળાઓ પણ દયા રાખવાથી અને દાન આપવાથી શુભ વિપાકને મેળવે છે, તેમ

---

દાવાનળ સળગી ઉઠ્યો, તેથી સઘળા વનચર જીવો ભયથી તે માંડલામાં આવીને ભરાયા. તે હાથી પણ માંડલામાં આવીને ઉભો રહ્યો. વનચર જીવો એટલા બધા ખીચોખીચ ભરાઇ ગયા કે તલમાત્ર પણ જગ્યા ન રહી હવે તે હાથીને શરીરે ખજવાળ આવવાથી ખજવાળવા માટે પોતાના પગને ઉંચો કર્યો, તેવામાં એક સસલો ખીચોખીચ જગ્યામાં દબાઇ ગયો હતો તેને જગ્યા મળવાથી હાથીએ ઉપાડેલા પગ નીચેની જગ્યાએ ભરાઇ પેઠો. હાથી શરીર ખજવાળી જેવો પગ નીચો મૂકવા જાય છે ત્યાં સસલાને જોયો. તેણે વિચાર્યું કે-જો પગ નીચો મૂકીશ તો બિચારો સસલો કચડાઇને મરણ પામશે, માટે બહેતર છે કે હું કષ્ટ વેઠીને પણ સસલાને બચાવું. એવી રીતે દયા લાવી હાથીએ અઢી દીવસ સુધી પગ ઉંચોજ રાખ્યો. પછી દાવાનળ શાંત થતાં બીજા વનચરોની જેમ સસલો પણ પોતાના અસલ સ્થાનકે ચાલ્યો ગયો. હાથીએ લાગલાગટ અઢી દીવસ સુધી પગ ઉંચો રાખવાથી તે પગ ઝલાઇ ગયો, રગ બંધાઇ ગઈ, તેથી જેવો પગ નીચે મૂકવા ગયો કે તુરતજ તે હાથી જમીન ઉપર પડી ગયો. ત્યાં ત્રણ દિવસ ક્ષુધા અને તરસથી હાથી પીડિત થઇ દયામય રહીને સો વરસનું આયુષ્ય પૂર્ણ કરી શ્રેણિક રાજાની ધારિણી નામની રાણીની કુંખે મેઘકુમાર નામે પુત્ર થયો.

જિનપૂજાનો પણ પ્રકાર છે. એટલે કે—જિનપૂજા કરનાર મિથ્યાત્વી હોય, છતાં પણ તે પુણ્ય મેળવે છે. કારણ કે જેવા શુભ અધ્યવસાય દયામાં અને દાનમાં છે તેવાજ શુભ અધ્યવસાય જિનપૂજામાં પણ છે.

ઉપર કહ્યા મુજબ જ્યારે મિથ્યાત્વીને પણ જિનપૂજા કરતાં પુણ્ય બંધાય છે, તો પછી સમકિતી દેશવિરતિ શ્રાવકને જિનપૂજા ગુણકારી થાય તેમાં પૂછવુંજ શું ? ॥ ૧૩ ॥

હવે વળી સ્થાનકવાસીઓ કહે છે કે—"તમે ઉપર કહેલી બધી હકીકત ઉપરથી એમ સિદ્ધ કરવા કટિબદ્ધ થયા છો કે—જિનપ્રતિમાની પૂજા શુભકરણી છે, જિનપૂજાથી પુણ્ય ઉપાર્જન થાય છે, સંસાર લઘુ થાય છે, અશુભ કર્મ ટળે છે, અને આત્મિક ઉલ્લાસ વધતાં અનુક્રમે મોક્ષગતિ પણ પ્રાપ્ત થાય છે. આવી રીતે જિનપૂજામાં ઘણા ગુણ હોવાથી આત્મિક ઉન્નતિ ઇચ્છતા પ્રાણીઓએ તે ક્રિયા અવશ્ય કરવી જોઇએ. આ પ્રમાણે ઉંચી ઉંચી વાતો કરવા છતાં તમે મુનિઓ તે ક્રિયા કેમ કરતા નથી ? અલબત, જે ક્રિયા દોષવાળી હોય તે ક્રિયા મુનિરાજ ન કરે, પણ જે ક્રિયામાં ગુણોજ હોય તે ક્રિયા મુનિઓ કેમ ન કરે ?" તેમને ગ્રંથકાર ઉત્તર આપે છે—

**दान देवपूजादिक सघळां, द्रव्यस्तव कह्यां जेह ।**
**असदारंभी तस अधिकारी, मांडी रहे जे गेह ॥सु०॥१४॥**

દાન, દેવપૂજા, સાધર્મિક વાત્સલ્ય, પ્રભાવના, રથયાત્રા, મહોત્સવ, વિગેરે જે દ્રવ્યસ્તવ કહ્યા છે; તે દ્રવ્યસ્તવના અધિકારી અસદારંભી છે; કે જેઓ ઘર માંડીને રહ્યા છે એટલે ગૃહસ્થો છે.

આરંભ બે પ્રકારના છે. સદારંભ એટલે શુભ આરંભ,

અને અસદારંભ એટલે અશુભ આરંભ. દાન, સાધર્મિકવાત્સલ્ય, જિનપૂજા વિગેરેમાં જે આરંભ તે સદારંભ કહેવાય છે. અને ઘર બંધાવવા, છૈયાં-છોકરાં પરણાવવાં, વ્યાપાર રોજગાર કરવો, વિગેરેમાં જે આરંભ તે અસદારંભ કહેવાય છે. આવી રીતે જે અસદારંભી હોય તે સદારંભનો અધિકારી હોય; પણ મુનિ-રાજને તો આરંભજ નથી, તેઓ નિરારંભી છે, તો પછી તેમને સદારંભ શા માટે કરવો જોઇએ ? જે સારા નરસા દરેક પ્રકારના આરંભમાં રચ્યો મચ્યો રહે છે તેને શુભ આરંભ કરવાની જરૂર છે, પણ જેને આરંભજ નથી તેને શુભ આરંભ કરવાની શી જરૂર?

હવે તે ઉપર એક દૃષ્ટાંત કહીએ છીએ-ચોમાસામાં કોઇ એક શ્રાવક ધર્મસ્થાનમાં સામાયિક લઇ બેઠો, એવામાં વરસાદ આવ્યો, જેને લીધે તે ધર્મસ્થાનમાં ચૂવા લાગ્યું. તેવામાં કોઇ છૂટો શ્રાવક ત્યાં આવ્યો, તેણે ચૂવાસ્થાનકે કુંડું માંડ્યું, તે કુંડું પાણીથી ભરાઇ ગયું, એવામાં તે કુંડામાં માખી પડી, તે તરફડે છે. હવે તે સામાયિકવાળો ગૃહસ્થ માખી કાઢે કે ન કાઢે ? જો કાઢે તો અસંખ્યાતા અપ્કાયનો ઘાત થાય છે, અને સચિત્તનો પણ સ્પર્શ થાય છે; જો ન કાઢે તો ચઉરિંદ્રિય માખી મરે છે. અને તેથી દયા રહેતી નથી. તે વખતે કોઈ છૂટો ગૃહસ્થ ત્યાં આવે તે માખીને સુખે કાઢે. જ્યારે વિરતિ અને અવિરતિ ગૃહ-સ્થમાં એટલો ફેર છે તો પછી મુનિરાજ અને ગૃહસ્થમાં તફાવત કેમ ન હોય ? જિનપૂજા એ ભલે શુભ આરંભ છે, પણ આરંભ તો છેજ; મુનિરાજ આરંભ રહિત છે, તેથી નિરારંભી મુનિરાજ જિનપૂજા કરતા નથી ॥ ૧૪ ॥

ઉપરની વાતને સૂત્રની શાખે સ્પષ્ટ કરી દેખાડે છે—

सदारंभमां गुण जाणजे, असदारंभ निवृत्ति ।
अरमणिकता त्यागे भाषी, एमज प्रदेशी प्रवृत्ति ॥सु०१५॥

જે અશુભ આરંભમાં રાચી રહ્યો હોય, તેને તે અશુભ આરંભ થકી નિવૃત્તિ થવી અને શુભ આરંભમાં પ્રવૃત્તિ થવી તેમાં ગુણ જાણવો. એટલે કે, જ્યાં સુધી શુભ આરંભમાં પ્રવૃત્તિ કરે ત્યાં સુધી અશુભ આરંભ ન સેવે, વળી શુભ આરંભમાં દ્રવ્ય-મૂર્છા ઉતારે, તે દ્રવ્યે અશુભ આરંભ ન સેવે અને શુભ આરં-ભમાં વાપરે. પ્રદેશી રાજાને કેશીકુમાર નામના મુનિરાજે પ્રતિબોધ પમાડયો. પ્રતિબોધ પામેલા તે રાજાને મુનિવરે ઉપદેશ આપ્યો કે–" હે રાજન્ ! પહેલાં તું અધર્મી હતો, તેથી અશુભ આરંભમાં પ્રવૃત્તિ કરનાર હોવાથી અરમણિક હતો. પણ હવે તું ધર્મ પામ્યો છે, તેથી શુભ આરંભમાં પ્રવૃત્તિ કરનાર હોવાથી રમણિક થયો છે. હે ભવ્ય ! આવી રીતે તું રમણિક થઇને હવે વળી પાછો અરમણિક ન થજે. એટલે અશુભ આરંભ થકી નિવૃત્ત થઇ સુપાત્રદાન સાધર્મિક વાત્સલ્ય વિગેરે શુભ આરંભ કરજે." એવી રીતે અરમણિકતાનો ત્યાગ કરી રમણિકતા એટલે શુભ આરંભમાં પ્રવૃત્તિ કરવાનો કેશીકુમાર મુનિવરે પ્રદેશી રાજાને ઉપદેશ આપ્યો હતો. અને પ્રદેશી રાજાએ એજ પ્રકારે પ્રવૃત્તિ કરી હતી, એટલે શુભ આરંભમાં પ્રવૃત્તિ કરી હતી.

રાયપસેણી સૂત્રમાં પૃષ્ઠ ૨૭૯ માં કેશીકુમાર મુનિવરે પ્રદેશી રાજાને ઉપદેશ આપતાં કહ્યું છે કે—

" तए णं केसीकुमारसमणे पदेसिरायं एवं वयासी: मा णं तुमं पदेसी ! पुव्विं रमणिज्जे भवित्ता पच्छा अरमणिज्जे भवेज्जासि, जहा से वणसंडेइ वा, नट्टसालाइ वा,

उक्खुवाडेइ वा, खलवाडेइ वा " ।

"ત્યાર પછી કેશીકુમાર શ્રમણે પ્રદેશી રાજાને એ પ્રમાણે કહ્યું કે—હે પ્રદેશી ! જેમ વનખંડ, નાટકશાલા, શેરડીનો વાઢ, અને ખળાવાડ પહેલાં રમણિક થઇને પછી અરમણિક થાય છે તેમ તું પહેલાં રમણિક થઇને એટલે પ્રતિબોધ પામી રમણિક થઈને હવે પછી અરમણિક ન થઇશ."

જ્યારે વનમાં ઉગેલાં વૃક્ષો ઉપર પાંદડાં પરિપૂર્ણ હોય, પુષ્પો ખીલી ઉઠ્યાં હોય, ફળ લેલૂર લટકી રહ્યાં હોય, અને ચોગરદમ હરિયાળી છાઇ રહી હોય ત્યારે તે વન રમણિક લાગે છે; પણ પછીથી જ્યારે પાંદડાં ખરી પડયાં હોય, પુષ્પો અને ફળ ન લાગેલાં હોય, અને ચારે તરફ સુકાઇ ગયું હોય ત્યારે તે વન અરમણિક ભાસે છે. જયારે નાટકશાલામાં ગાયનનો લલકાર થઈ રહ્યો હોય, વાજીંત્રો મધુર અવાજે વાગી રહ્યાં હોય, તાલબંધ નાચ થઇ રહ્યો હોય, એકટરો અને એકટ્રેસો એકટીંગ કરી હસી રમી રહ્યા હોય, અને પ્રેક્ષકો તલ્લીન બની ધ્યાનમગ્ન યોગીની જેમ એકધ્યાન થઇ ગયા હોય; ત્યારે નાટકશાલા કેવી રમણીય ભાસે છે ! પણ પછીથી એ બધું ખલાસ થતાં ઉજડ વેરાન જેવી અરમણીય લાગે છે. જયારે શેરડીના વાઢમાં શીસોડામાં શેરડી પીલાઇ રહી હોય, શોખીલા જુવાનો શેરડીનો મીઠો રસ પી રહ્યા હોય, કેટલાએક માણસો શેરડીના માદળીયાં જડબામાં ચાવી રહ્યા હોય, ત્યારે તે શેરડીનો વાઢ રમણીય લાગે છે; પણ પછીથી શેરડી ઉકલી ગયા પછી સફાચટ મેદાન પડયું હોય ત્યારે તે અરમણીય ભાસે છે. જયારે ખળાવાડમાં ડુંડા અને ડુંડીઓ કસણાતી હોય, અનાજ ઉપણાતું હોય,

અને ખેડુતો રાતદિવસ ત્યાંજ પડ્યા રહી વિવિધ ક્રિયા કરી રહ્યા હોય ત્યારે તે ખળાવાડ રમણીય ભાસે છે; પણ બધું ઉકલી ગયા પછી તેજ ખળાવાડ અરમણીય બને છે. તેમ હે પ્રદેશી ! તું પ્રતિબોધ પામી રમણિક થયો છે, પણ હવે પછી પાછો અરમણિક ન થઇશ.

કેશીકુમાર મુનિરાજનો ઉપર મુજબ ઉપદેશ સાંભળી પ્રદેશી રાજાએ રાયપસેણીસૂત્રના પૃષ્ઠ ૨૮૦-૨૮૧ માં કહ્યું છે કે-

" तए णं पएसी राया केसीकुमारसमणं एवं वयासी-नो खलु भंते ! अहं पुव्विं रमणिज्जे भवित्ता अरमणिज्जे भविस्सामि, जहा से वणसंडेइ वा जाव खलवाडेइ वा। अहं णं सेयवियापामोक्खाइं सत्तगामसहस्साइं चत्तारि भागे करिस्सामि। एगं भागं बल-वाहणस्स दलइस्सामि। एगं भागं कोट्ठागारे दलइस्सामि। एगं भागं अंतेउरस्स दलइस्सामि। एगेणं भागेणं महइमहालियकूडागारसालं करिस्सामि, तत्थ णं बहूहिं पुरिसेहिं दिण्णभत्तिभत्तवेयणेहिं विउलं असणं पाणं खाइमं साइमं उवक्खडावित्ता बहूणं समण-माहण-भिक्खुयाणं पथिय-पहियाणं य परिभाएमाणे परिभाएमाणे बहूहिं सुद्दायार-पच्चक्खाण-पोसहो-ववासेहिं अप्पाणं भावेमाणे विहरिस्सामि "।

" ત્યાર પછી પ્રદેશી રાજાએ કેશીકુમાર શ્રમણને એ પ્રમાણે કહ્યું કે-જેમ વનખંડ યાવત્ ખળાવાડ પહેલાં રમણિક થઇને પછી અરમણિક થાય છે, તેમ હે ભગવન્ ! હું ખરેખર આપની પાસેથી પ્રતિબોધ પામી પહેલાં રમણિક થઇને હવે પાછો અરમણિક નહીં થઈશ. હું સેયવિયા પ્રમુખ મારા સાત હજાર

ગામના ચાર ભાગ કરીશ. તેમાંથી એક ભાગ સેના અને હાથી ઘોડા વિગેરે વાહનના નિર્વાહ માટે આપીશ, એક ભાગ કોઠાર-ખજાના માટે આપીશ, એક ભાગ અન્તઃપુરને આપીશ, અને એક ભાગ વડે ઘણીજ મોટી દાનશાલા કરાવીશ. તે દાનશાલામાં રોકડ નાણું તથા ખોરાકી આપી ઘણા પુરૂષોને નોકર રાખીશ. તે પુરૂષો દ્વારા વિપુલ અશન રંધાવીશ, વળી પાણી ખાદિમ અને સ્વાદિમ તૈયાર રખાવીશ. તેમ કરીને ઘણા શ્રમણ બ્રાહ્મણ ભિક્ષુક પંથી-વટેમાર્ગુ અને પરોણાઓને તે અશનાદિ વહેંચી આપી દાન દઇશ. વળી શ્રાવકના બાર વ્રત વિગેરે શુભ આચાર, નવકારશી પ્રમુખ પચ્ચકખાણ, પોસહ, અને ઉપવાસાદિ તપસ્યા વડે આત્માને ભાવતો છતો રહીશ." ॥ ૧૫ ॥

વળી શુભ આરંભથી પુણ્ય ઉપાર્જન થાય છે, તે ઉપર સૂત્રની શાખે બીજું દૃષ્ટાંત આપે છે—

**लिखन शिल्पशत गणित प्रकाश्यां, त्रण प्रजाहित हेत ।**
**प्रथमराय श्रीऋषभजिणंदे, तिहां पण ए संकेत ॥ सु ॥१६॥**

પ્રથમ રાજા શ્રીઋષભજિનેશ્વરે લિખન એટલે અઢાર પ્રકારની લિપિ[1], કુંભારશિલ્પ લુહારશિલ્પ વિગેરે સો શિલ્પ, અને ગણિત એટલે એકમ દશક સો હજાર દસહજાર લાખ વિગેરે અંકવિદ્યા; આ ત્રણ વસ્તુઓ લોકોના ઉપકારને માટે કહી છે. પુરૂષોની બોંતેર કલાઓમાં ગણિતકલા મુખ્ય છે, માટે તે ગણિત પદના ઉપલક્ષ-ણથી પુરૂષોની બોંતેર કલાઓ અને સ્ત્રીઓની ચોસઠ કલાઓ પણ ગ્રહણ કરવી. આ ત્રણ વસ્તુઓ બતાવવામાં શ્રીઋષભદેવ પ્રભુનો

૧ અઢાર પ્રકારની લિપિનાં નામ-પહેલી ઢાળની આઠમી ગાથા, પૃષ્ઠ ૨૦ માં આપ્યા છે, ત્યાં જોઇ લેવા.

પણ એજ સંકેત છે; એટલે લોકો અશુભ આરંભ થકી નિવૃત્તિ કરી શુભ આરંભમાં પ્રવૃત્તિ કરે, ઉન્માર્ગ ત્યજીને સન્માર્ગમાં પ્રવર્તે એજ સંકેત છે. જો શુભ આરંભમાં ગુણ ન હોય તો ગૃહસ્થાવસ્થામાં ત્રણ જ્ઞાનના ધણી શ્રીઋષભદેવ એ ત્રણ વસ્તુઓ કેમ બતાવે?

શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના બીજા વક્ષસ્કારમાં, પત્ર ૧૩૫ માં કહ્યું છે કે—

" तेवट्ठिं पुव्वसयसहस्साइं महारायवासमज्झे वसमाणे लेहाइयाओ; गणियप्पहाणाओ सउणरुअपज्जवणाओ बावत्तरिं कलाओ, चोसट्ठिं महिलागुणे; सिप्पसयं च कम्माणं; तिण्णिवि पयाहिआए उवदिसइ " ।

" શ્રીઋષભદેવ ત્રેસઠ લાખ પૂર્વ મહારાજવાસની મધ્યમાં વસતા છતા એટલે રાજ્ય કરતા છતા લેખ વિગેરે અઢાર પ્રકારની લિપિ; ગણિતકલા છે પ્રધાન એટલે મુખ્ય જેઓમાં અને પક્ષીઓના શબ્દ સમજવાની કલા છે અંતે જેઓમાં એવી પુરૂષોની બોંતેર કલાઓ[1], અને સ્ત્રીઓની ચોસઠ કલાઓ; આજીવિકાના ઉપાયોની મધ્યમાં કુંભાર શિલ્પ, વણકર શિલ્પ, વિગેરે સો શિલ્પો[2]; એ ત્રણે વસ્તુઓ લોકોના ઉપકારને માટે બતાવે છે."

શંકા—તીર્થંકરો નિરવદ્યનીજ રૂચિવાળા હોય છે, અને તેથીજ તેઓ સાવદ્ય ક્રિયાઓનો ઉપદેશ આપતા નથી. તેઓ પોતાને જે ભોગાવલી કર્મો બાકી હોય તે ભોગવ્યા વિના છુટકો નહીં

૧ પુરૂષોની બોંતેર કલાઓ તથા સ્ત્રીઓની ચોસઠ કલાઓ વિસ્તારથી જાણવા ઇચ્છનારે રાયપસેણી સૂત્રમાં; તથા જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ–બીજા વક્ષસ્કારની ટીકામાં પત્ર ૧૩૬ થી ૧૪૦ સુધી જોઈ લેવું. ૨ જુઓ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ પત્ર ૧૪૦ મું.

હોવાથી તે કર્માનુસાર સ્ત્રી વિગેરે પરિગ્રહને આસક્તિરહિતપણે સેવે છે, પરંતુ તેઓની રૂચિ તો નિરવદ્યનીજ હોય છે. તો પછી શ્રીઋષભદેવ તીર્થંકરે લોકોને સાવદ્ય સેવવાનાં કારણભૂત કલાઓ શિલ્પો વિગેરે શા માટે બતાવ્યાં ? જે કલાઓ અને શિલ્પોથી કરોડો માણસો સાવદ્ય સેવી રહ્યા છે તે કલાઓ અને શિલ્પો શ્રીઋષભદેવે લોકોને શા માટે શીખવાડ્યા ?.

સમાધાન—આજીવિકા રહિત ગરીબ અને દુઃખી માણસોનું દુઃખ જોઇ ભગવાનને કરૂણારસ ઉત્પન્ન થયો કે—આ લોકો શિલ્પો અને કલાઓ જાણી પોતપોતાની આજીવિકા સુખથી ચલાવે. કલાઓ અને શિલ્પો બતાવવામાં ભગવાનને પરોપકાર સિવાય બીજું કાંઇ પ્રયોજન હતુંજ નહીં. વળી કળા—હુન્નર વાળો માણસ સુખથી આજીવિકા ચલાવે છે, અને તેથી ચોરી જુગાર વિગેરે વ્યસન સેવતો નથી. સુખથી આજીવિકા ચલાવનાર અનુક્રમે ધર્મમાં જોડાય છે, વળી બીજાઓને પણ સહાય કરી અને ઉપદેશ આપી ધર્મમાં જોડે છે.

શંકા—તમારા ઉપરના કથન મુજબ ગરીબ અને દરિદ્રી માણસોના ઉપકારને માટે કરૂણારસિક પ્રભુએ કલાઓ અને શિલ્પો બતાવ્યાં, તે કલાઓ અને શિલ્પો બતાવવામાં દુઃખી માણસો ઉપર ઉપકાર કરવાની કરૂણાબુદ્ધિ હતી. પણ પ્રભુએ રાજનીતિ શા માટે પ્રવર્તાવી ? સ્વેચ્છામાં મશગુલ બનેલા માણસોને પરતંત્રતાના પાંજરામાં પૂરનારી રાજનીતિ પ્રવર્તાવવામાં શું ઉપકાર થવાનો હતો ? એ તો દેખીતી બીના છે કે—રાજનીતિમાં અવર્ણનીય હિંસા છે, અને તેથીજ એક ડાહ્યા કવિએ કહ્યું છે કે—

"राज्यं हि नरकान्तं स्याद्, यदि राजा न धार्मिकः" ।

"જો રાજા ધર્મિષ્ઠ ન હોય તો રાજ્ય નરકને આપનારૂં છે." આવી ઘોર પાપવાળી, દુર્ગતિમાં પાડનારી અને સ્વતંત્ર લોકોને કચડી નાખનારી રાજનીતિ પ્રવર્તાવવાની પ્રભુને શી જરૂર હતી ? ઘણા દાખલા નજરે તરી રહ્યા છે કે-રાજાઓએ જુલમ કરવામાં ખામી રાખી નથી. આવી રાજનીતિ કરૂણાસિંધુ પ્રભુએ પ્રવર્તાવવાની શી જરૂર હતી ?

સમાધાન-રાજનીતિથી માણસોની સ્વતંત્રતા ઉપર કાપ પડે છે, અને પરતંત્ર રહેવું પડે છે, એ તમારૂં કથન ઠીક નથી. જેઓ સજ્જન છે, ધર્મિષ્ઠ છે, અને નીતિપૂર્વક ચાલનારા છે, તેમને તો સ્વતંત્રતાનો માર્ગ નિષ્કંટક કરી આપવામાં અને શુભ કાર્યો નિશ્ચિંત કરવામાં રાજનીતિ સહાય કરે છે. કારણ કે-દુનિયામાં ચોરી કરનારા, લુચ્ચા-લફંગા, અને અનીતિને માર્ગે ચાલનારા જે નીચ માણસો છે; તેઓ સજ્જન માણસોને સારાં કાર્યોમાં વિઘ્નરૂપ થાય છે, ચોરી કરી હેરાન કરે છે, અનીતિ અને છેતરપીંડી કરી માણસોમાં ત્રાસ પ્રવર્તાવે છે, નિરપરાધી માણસોની કતલ કરી હાહાકાર પોકરાવે છે; તેઓ રાજનીતિના પવિત્ર ન્યાયથી શિક્ષા પામી તેવાં પાપી કાર્યો કરતાં અટકે છે; અને તેથી ધર્મિષ્ઠ માણસો પોતાનાં ધાર્મિક કાર્યો નિશ્ચિત કર્યે જાય છે. નીતિમાન્ અને સજ્જન માણસો નીતિથી આજીવિકા ચલાવી અનુક્રમે ધર્મમાં જોડાય છે. આવી રીતે રાજનીતિથી માણસોની સ્વતંત્રતા વધે છે, પણ ઘટતી નથી. જો ન્યાયપૂર્વક રાજનીતિ હોય તો તેમાં હિંસા કરતાં દયા વિશેષ છે. અલબત, અન્યાયી રાજા નરકનો અધિકારી થાય છે: પણ તેમાં રાજનીતિ દૂષિત નથી, તે રાજાજ દૂષિત છે. રાજનીતિ પ્રમાણે નહીં ચાલ-

નારો નીચ રાજા નરકનો અધિકારી થાય તેમાં રાજનીતિનો શો દોષ ? જેમ જૈનકુળમાં જન્મેલો માણસ પવિત્ર જૈનધર્મના ફરમાન મુજબ ન ચાલે, અને નીચ પ્રવૃત્તિમાં જોડાય, મહાપાપનાં કાર્યો કરે, તેથી તે નરકગામી થાય, તો તેમાં જૈનધર્મને કેવી રીતે દૂષિત કહી શકશો ? તેમ રાજકુળમાં જન્મેલો રાજા પવિત્ર રાજનીતિના ફરમાન મુજબ ન ચાલે, અને અન્યાય કરી પ્રજામાં જુલમ પ્રવર્તાવે, તેથી તે નરકગામી થાય તો તેમાં રાજનીતિને કેવી રીતે દૂષિત કહી શકાય ? રાજનીતિ પ્રમાણે ચાલનારો ન્યાયી રાજા નરકનો અધિકારી નથી પણ ઉત્તમગતિનો અધિકારી છે. રામચંદ્ર અને યુધિષ્ઠિર જેવા ન્યાયી રાજાઓ, હરિશ્ચન્દ્ર જેવા સત્યવાદી રાજાઓ, અને કુમારપાળ જેવા ધર્મિષ્ઠ ઘણા રાજાઓ રાજનીતિના દોર પ્રમાણે ચાલી ઉત્તમ ગતિને પ્રાપ્ત થયેલા છે; અને તેઓનો સુયશ જગતમાં હજુ સુધી પ્રસરી રહ્યો છે. રાજનીતિથી સજ્જન માણસો સ્વતંત્ર રીતે શુભ કાર્યો કરી શકે છે. નીચ અને પાપી માણસોને દાબમાં રાખનારી રાજનીતિ પૃથ્વીપટ ઉપર હયાત ન હોત તો કેવા કેવા અનર્થો થાત એ વિચારવામાં આવે તો દરેક ઉપકાર કરતાં રાજનીતિને ઉચ્ચકોટિનો ઉપકાર કબૂલ કર્યા વિના ન ચાલે. રાજ્યના દાબથી નીચ માણસો પણ અનીતિથી અટકે છે, અને સારી પ્રવૃત્તિમાં જોડાય છે; અનુક્રમે ધાર્મિક પણ બને, અને પોતે અનુભવેલા અનીતિનાં કડવાં ફળ બીજાઓને પણ બતાવી શુભ કાર્યોમાં જોડે છે. વળી રાજ્યના ડરથી લોકો ચોરી પ્રમુખ વ્યસનોથી અટકે છે, તેથી તેઓ નરકના ભાગીદાર થતા નથી. આ પ્રમાણે આ લોક અને પરલોક બંનેનું સુખ સાધવામાં રાજનીતિ મદદ કર્તા છે, તેથી રાજનીતિ અપ્રશસ્ત નથી પણ

પ્રશસ્તજ છે. અલબત, રાજ્ય પ્રવર્તાવવામાં હિંસા તો છેજ, પણ તે હિંસા કરતાં દયા વિશેષ છે. કરૂણાસાગર શ્રી ઋષભદેવે સજ્જનોના ઉપકારને અર્થે, દુષ્ટોના નિગ્રહને અર્થે, અને ધર્મ-સ્થિતિ અસ્ખલિત ચાલવાને અર્થે રાજનીતિ પ્રવર્તાવી છે. જેમાં ઘણા ગુણ હોય અને અલ્પદોષ હોય તેમાંજ મહાપુરૂષો વિચાર-પૂર્વક પ્રવૃત્તિ કરે છે. શ્રીસ્થાનાંગસૂત્રના પાંચમા અધ્યયનના ત્રીજા ઉદ્દેશામાં, પત્ર ૩૩૯માં કહ્યું છે કે—

"धम्मं णं चरमाणस्स पंच णिस्साट्ठाणा पन्नत्ता, तं जहा–छक्काए गणे राया गिहवती सरीरं"

"ધર્મને સેવનારા સાધુ પુરૂષને પાંચ નિશ્રાસ્થાન—આલંબન-સ્થાન છે. એટલે, સાધુ પુરૂષોને ધર્મકાર્યમાં પાંચ સહાય કરે છે. તે જેવી રીતે–પૃથ્વીકાય અપ્કાય તેઉકાય વાઉકાય વનસ્પતિકાય અને ત્રસકાય એ છ કાય, ગણ એટલે ગચ્છ, રાજા, ગૃહપતિ એટલે વસતિ આપનાર, અને શરીર"

નીચ માણસો થકી સત્પુરૂષોનું રક્ષણ કરનાર હોવાથી રાજા ધર્મની સહાય કરનાર છે. લૌકિકોએ પણ કહ્યું છે કે—

"क्षुद्रलोकाकुले लोके, धर्मं कुर्युः कथं हि ते ?।
क्षान्ता दान्ता अहन्तार-श्चेद् राजा तान्न रक्षति" ॥१॥

"નીચ માણસો વડે વ્યાપ્ત એવા આ જગતમાં જો ક્ષમા-વાળા, ઇંદ્રિયોને દમન કરનારા, અને અહંભાવે રહેનારા ધાર્મિક પુરૂષોનું રક્ષણ રાજા ન કરે તો તેઓ કેવી રીતે ધર્મ કરી શકે ?" રાજધર્મ આવો મહાન્ ઉપકારક હોવાથી મહાજ્ઞાની કરૂણાળુ ભગવાને રાજધર્મને પ્રવર્તાવ્યો છે.

વળી પંચાશક[1] ગ્રન્થના જિનભવન નામના સાતમા પંચા-

[1] પ્રકાશક-શ્રીજૈનધર્મ પ્રસારક સભા—ભાવનગર.

શકના યતનાદ્વારમાં, પત્ર ૧૩૫-૧૩૬, ગાથા ૩૫ થી ૪૧ સુધીમાં મહાત્મા શ્રીહરિભદ્રસૂરિ કહે છે કે—

"एत्तो चिय णिद्दोसं, सिप्पादिविहाणमो जिणिंदस्स ।
लेसेण सदोसं पि हु, बहुदोसनिवारणत्तेण ॥३५॥
वरबोहिलाभओ सो, सव्वुत्तमपुण्णसंजुओ भयवं ।
एगंतपरहियरतो, विसुद्धजोगो महासत्तो ॥३६॥
जं बहुगुणं पयाणं, तं णाऊणं तहेव दंसेइ ।
ते रक्खंतस्स ततो, जहोचितं कह भवे दोसो? ।३७।(युग्मम्)
तत्थ पहाणो अंसो, बहुदोसनिवारणाउ जगगुरुणो ।
नागादिरक्खणे जह, कड्ढणदोसे वि सुहजोगो ॥३८॥
खड्डातडम्मि विसमे, इट्ठसुयं पेच्छिऊण कीलंतं ।
तप्पच्चवायभीया, तदाणणट्ठा गया जणणी ॥३९॥
दिट्ठो य तीए णागो, तं पति एन्तो दुतो उ खड्डाए ।
तो कड्ढितो तगो तह—पीडाइ वि सुद्धभावाए ॥४०॥ (युग्मम्)
एवं च एत्थ जुत्तं, इहराऽहिगदोसभावतोऽणत्थो ।
तप्परिहारेऽणत्थो, अत्थो च्चिय तत्तओ णेओ ॥४१॥"

"જેમ જિનેશ્વર પ્રભુનું મંદિર બનાવવામાં શુભ આરંભની પ્રવૃત્તિ અને અશુભ આરંભની નિવૃત્તિરૂપ યતના છે, વળી તેમાં અલ્પદોષનો આરંભ અને બહુદોષનો ત્યાગ હોવાથી અકુશલની નિવૃત્તિરૂપ યતના છે, તેથીજ જિનમંદિર બનાવવામાં નિર્દોષપણું છે; તેમ જિનેશ્વર શ્રીઋષભદેવે શિલ્પો, કલાઓ, રાજનીતિ વિગેરે બતાવ્યું; તે લેશમાત્ર સદોષ છે, પણ ચોરી પ્રમુખ ઘણા દોષોનું નિવારણ કરનાર હોવાથી નિર્દોષજ છે. (૩૫)"

"પ્રધાન—અપ્રતિપાતિ સમ્યગ્દર્શનવાળા, સર્વથી ઉત્તમ

પુણ્યયુક્ત, સર્વથા પરોપકારમાંજ પરાયણ, મન વચન અને કાયાના વિશુદ્ધ યોગવાળા, તથા મહા સત્ત્વશાલી ભગવાન્ શ્રીઋષભદેવે શિલ્પો રાજનીતિ વિગેરે લોકોને ઘણાં ઉપકારી જાણીને જેમ લોકો ઉપર ઉપકાર થાય તેમજ બતાવે છે. આવી રીતે શિલ્પો કળાઓ રાજનીતિ વિગેરે બતાવી લોકોને મહા અનર્થો થકી યથોચિત રક્ષણ કરતા કરૂણાળુ પ્રભુને કેવી રીતે દૂષણ લાગે ? અર્થાત્ કાંઈ પણ દૂષણ લાગતું નથી. (૩૬–૩૭)"

"જેમ સાપ વિગેરે પ્રાણઘાતક જંતુથી બચાવવા માટે બાળકને ઘસડવો પડે, તે ઘસડવાનો દોષ હોવા છતાં ઘસડનારનો મુખ્ય ઉદ્દેશ તે બાળકને મરણાંત કષ્ટમાંથી બચાવી લેવાનો હોવાથી શુભ યોગ છે; તેમ જો કે–શિલ્પો કળાઓ રાજનીતિ વિગેરેના વિધાનમાં આરંભ દોષ તો છે, પણ જગદ્ગુરૂ શ્રીઋષભદેવે રાજનીતિ શિલ્પો વિગેરે પ્રવર્તાવ્યાં તેમાં ભગવાનનું મુખ્ય લક્ષ્ય ચોરી, પરસ્પર કતલ, વિગેરે મહા અનર્થો થકી લોકોને બચાવી લેવાનું છે. તેથી પ્રભુનો શુભ યોગજ હોવાથી તે તે ક્રિયાઓ બતાવવામાં નિર્દોષપણું સ્પષ્ટ જણાઈ આવે છે (૩૮)"

"એક ઉંડો ખાડો હતો, તેને કાંઠે એક બાળક રમતો હતો. કાંઠાની જગ્યા ઉંચાણ–નીચાણવાળી હતી. કાંઠે રમી રહેલા વહાલા પુત્રને જોઇ તે પુત્ર ઉંડા ખાડામાં ન પડી જાય માટે તે બાળકની માતા તેને લેવા માટે ચાલી. ચાલતાં ચાલતાં દેખે છે તો તે ખાડામાંથી એક સાપ બાળક સામે ધસી આવતો જોયો. સાપ પુત્રને હમણાંજ ડસશે તો મરી જશે, એમ વિચારી ભયભીત બની ગયેલી માતાએ પુત્રને ઘસડી લઇ લીધો. કાંઠાની જગ્યા ઉંચાણ–નીચાણ વાળી હોવાથી ઘસડતાં પુત્રનું શરીર છોલાઈ જવાથી

તેને વેદના થઇ, છતાં શુદ્ધ ભાવવાળી માતાએ પુત્રને ઘસડ્યો તે યુક્તજ કર્યું; કારણ કે-પુત્રને ઘસડતાં પીડા થશે એવી બુદ્ધિથી જો માતા ન ઘસડે, તો ઘસડતાં જે પીડા થઇ તેની અપેક્ષાએ સર્પ ડસવાથી સમૂળગા પુત્રને ખોઇ બેસવા રૂપ મોટા દોષનો સદ્ભાવ છે; અને તેથી પુત્રમરણ રૂપ મહાન્ અનર્થ થાય. માટે પરમાર્થથી વિચારીએ તો પુત્રના મરણરૂપ અનર્થની અપેક્ષાએ પુત્રને ઘસડતાં જે પીડા થઇ તે ગુણજ થયો. મરણરૂપ મહાદોષની અપેક્ષાએ ઘસડતાં થયેલી થોડી ઘણી પીડા રૂપ અલ્પદોષ ગુણ રૂપજ છે. એવી રીતે ભગવાને શિલ્પો કલાઓ રાજનીતિ વિગેરે પ્રવર્તાવતાં થોડો દોષ છે; પણ ચોરી, પરસ્પર કતલ, વિગેરે મહા અનર્થો થકી લોકોને બચાવેલા હોવાથી તે શિલ્પો રાજનીતિ વિગેરેનુ વિધાન ગુણરૂપજ છે. (૩૯-૪૦-૪૧)".

વળી ત્રીજા આરાને છેડે જ્યારે શ્રીઋષભદેવે રાજ્યસ્થિતિ પ્રવર્તાવી, એટલે જ્યારે ત્રીજા આરાને છેડે રાજ્યસ્થિતિ ઉત્પન્ન થઇ ત્યારે ધર્મસ્થિતિ પણ ઉત્પન્ન થઈ. અને પાંચમા આરાને છેડે જ્યારે ધર્મસ્થિતિનો નાશ થશે ત્યારે રાજ્યસ્થિતિનો પણ નાશ થશે. આ પ્રમાણે રાજ્યસ્થિતિ એ ધર્મસ્થિતિનું કારણ છે. કહ્યું છે કે:—

" सुअ-सूरि-संघ-धम्मो, पुव्वण्हे छिज्जिहि अगणि सायं।
निवविमलवाहणो सुहुम-मंती नयधम्म मज्झण्हे " ॥ १ ॥

"શ્રુત, આચાર્ય, સંઘ, અને ધર્મ; એ ચાર વસ્તુ દિવસના પૂર્વ ભાગમાં વિચ્છેદ જશે; અગ્નિ સંધ્યાએ વિચ્છેદ જશે; વિમલવાહન રાજા, સૂક્ષ્મ મંત્રી, અને ન્યાયમાર્ગ-રાજનીતિ મધ્યાહ્ને વિચ્છેદ જશે."

આ પ્રમાણે રાજનીતિને ધર્મસ્થિતિનું કારણ બતાવી છે, અને તેથી સિદ્ધ થાય છે કે ધાર્મિક કાર્યોમાં રાજનીતિ સહાય કરે છે. ધર્મિષ્ઠ માણસો નિશ્ચિંતપણે જે ધાર્મિક કાર્યો કરી રહ્યા છે તે રાજનીતિનેજ આભારી છે. આવી પવિત્ર ઉત્તમોત્તમ રાજનીતિ પ્રવર્તાવતાં પ્રભુએ લોકો ઉપર ઉપકારજ કર્યો છે. વળી એવો આચાર પણ છે કે—યુગની આદિમાં પ્રથમ રાજાએજ જગતની વ્યવસ્થા કરવી જોઈએ. આ અવસર્પિણીમાં સૌથી પહેલા રાજા શ્રીઋષભદેવ થયા છે, તેથી તેમણે પોતાના આચાર મુજબ જગતની વ્યવસ્થા કરવા માટે શિલ્પો, કળાઓ, રાજનીતિ વિગેરે પ્રવર્તાવ્યાં તે યુક્તજ કર્યું છે. ॥ ૧૬ ॥

અહીં કોઈ શંકા કરે છે કે—"મુનિઓ નિરારંભી છે, જિનપૂજામાં આરંભ છે, તેથી નિરારંભી મુનિઓ જિનપૂજા વિગેરે આરંભ કરતા નથી; તો પછી મુનિઓ જિનપૂજા, પ્રભાવના સાધર્મિકવાત્સલ્ય, વિગેરે આરંભનાં કાર્યોનો ઉપદેશ કેમ આપે છે ? અલબત, જિનપૂજા પ્રમુખ શુભ આરંભ છે, છતાં પણ જેમ નિરારંભી મુનિઓને તે શુભ આરંભો પણ કરવાની જરૂર નથી; તેમ મુનિઓ તે શુભ આરંભનો ઉપદેશ કેમ આપે? જેનાથી પોતેજ અલગ રહે છે તેનો ઉપદેશ આપવાની મુનિઓને શી જરૂર ?" તેનો ગ્રંથકાર સૂત્રની શાખે ઉત્તર આપે છે—

**यतनाए सूत्रे कह्युं मुनिने, आर्य करम उपदेश ।**
**परिणामिक बुद्धि विस्तारे, समजे श्राद्ध अशेष ॥सु०॥१७॥**

મુનિરાજ શ્રાવકને, જયણાપૂર્વક આર્ય કર્મ એટલે શુભકાર્યો કરવાનો ઉપદેશ આપે એમ સૂત્રમાં કહ્યું છે, અને મુનિરાજના તે ઉપદેશથી શ્રાવક પોતાની પરિણામિક બુદ્ધિના વિસ્તારે બધું સમજી જાય છે.

ગૃહસ્થો આરંભમાં પડેલા છે, તેઓ અશુભ આરંભ ન સેવતાં શુભ આરંભ સેવે, તે માટે મુનિઓ શુભ આરંભનો ઉપદેશ આપે છે. પૂજા પ્રભાવના વિગેરે શુભ આરંભ છે. ગૃહસ્થોને ધર્મનો માર્ગ બતાવનાર મુનિઓ છે. જેઓ સર્વ ત્યાગ કરી સાધુ થવાને અસમર્થ હોય તેમને મુનિઓ શ્રાવક ધર્મનો ઉપદેશ આપે છે. શ્રાવકો અશુભ આરંભથી નિવર્તે, અને પૂજા પ્રભાવના વિગેરે શુભ આરંભમાં પ્રવર્તે, માટે તેમને તેવાં શુભ કાર્યો કરવાનો ઉપદેશ આપે છે. જો મુનિઓ શુભ કાર્યોનો ઉપદેશ ન આપે તો તે શુભ કાર્યો તદ્દન બંધ થઇ જાય, અને ગૃહસ્થો અશુભ કાર્યોજ સેવે. માટેજ મુનિઓ ભલે નિરારંભી છે, પણ ગૃહસ્થોને શુભ આરંભમાં જોડવા પૂજા વિગેરેનો ઉપદેશ આપે છે. ચિત્રમુનિએ બ્રહ્મદત્ત ચક્રવર્તીને વિષય–ભોગોનો ત્યાગ કરવા ઘણો ઉપદેશ આપ્યો, છતાં પણ તે પ્રતિબોધ ન પામ્યો, ત્યારે ચિત્રમુનિએ બ્રહ્મદત્ત ચક્રવર્તીને ઉત્તરાધ્યયન સૂત્રના ચિત્ર-સંભૂતીય નામના તેરમા અધ્યયનમાં, પત્ર ૩૯૧માં કહ્યું છે કે–

"जइऽसि भोगे चइउं असत्तो, अज्जाइं कम्माइं करेहि रायं ! ।
धम्मे ठिओ सव्वपयाणुकंपी, तं होहिसि देवो इओ विउव्वी" ॥३२॥

"જો તું ભોગોને ત્યાગ કરવા અસમર્થ છે, તો હે રાજન્! તું ગૃહસ્થ ધર્મમાં રહી, સર્વ પ્રાણીઓ ઉપર દયામાં તત્પર બની, અતિક્રૂરતાદિનો ત્યાગ કરી, શિષ્ટજનોએ આચરેલા આર્ય કાર્યો એટલે શુભ કાર્યો કર, તે શુભ કાર્યો કરવાથી તું અહીંથી–આ મનુષ્યભવની અનંતર વૈક્રિય શરીરવાળો દેવ થઇશ."

અહીં વળી કોઇ શંકા કરે છે કે–" ચિત્રમુનિએ બ્રહ્મદત્તને જે આર્ય કર્મો એટલે શુભ કામ કરવાનો ઉપદેશ આપ્યો છે તે

આર્યકર્મો સામાયિક પોસહ વિગેરે સમજવાના છે, કારણ કે–સામાયિક પોસહ વિગેરેમાં હિંસા થતી ન હોવાથી મુનિરાજ તેવાનોજ ઉપદેશ આપી શકે. પણ આર્યકર્મ શબ્દથી પૂજા પ્રભાવના વિગેરે લેવાના નથી, કારણ કે–તે કાર્યોમાં હિંસા થાય છે, ” તેના ઉત્તરમાં જણાવવાનું કે–બ્રહ્મદત્તે જ્યારે ભોગોનો ત્યાગ કરવા પોતાની અશક્તિ જણાવી ત્યારે ચિત્રમુનિએ કહ્યું છે કે, હે રાજન્ ! જો તું ભોગોનો ત્યાગ કરવા અસમર્થ છે તો આર્યકર્મો કરજે, તાત્પર્ય કે–જો તું ભોગોનો ત્યાગ કરે તો ઘણુંજ સારૂં, પણ જ્યારે તું ભોગોનો ત્યાગ કરી શકે તેમ નથી જ, તો પછી જે આર્યકર્મો તારા ભોગોને સ્ખલના ન કરે તેવાં પણ આર્યકર્મો કરવા તું તત્પર રહેજે. આ પ્રમાણે ચિત્રમુનિએ ઉપદેશ આપ્યો છે. હવે અહીં જો સામાયિક પોસહ વિગેરે આર્યકર્મ લઇએ તો તેમાં તો ભોગોનો ત્યાગ થાય છે. જે ભોગોનો ત્યાગ કરવા બ્રહ્મદત્તે અશક્તિ જણાવી તેજ ભોગોનો ત્યાગ થાય તેવાં આર્યકર્મો કરવા, અવસરના જાણકાર ચિત્રમુનિ કેમ ઉપદેશ આપે ? પણ પૂજા, પ્રભાવના, સાધર્મિક વાત્સલ્ય વિગેરે શુભકાર્યો ભોગમાં સ્ખલના કરતા નથી, તેથી ચોકખું સમજાય તેવું છે કે ભોગોમાં સ્ખલના ન કરે તેવા પૂજા પ્રભાવનાદિ શુભકાર્યો કરવા ચિત્રમુનિએ બ્રહ્મદત્તને ઉપદેશ આપ્યો છે. ॥ ૧૭ ॥

**आर्य कार्य श्रावकनां जे छे, तेहमां हिंसा दीठ ।**
**हेतु स्वरूप अनुबंध विचारे, नाशे देइ निज पीठ ॥ सु०॥१८॥**

શ્રાવકનાં જે આર્ય કાર્યો એટલે શુભ કામો છે તેઓમાં હિંસા દીઠી છે, પણ તે સ્વરૂપ હિંસા છે. હિંસા ત્રણ પ્રકારે છે;

હેતુ હિંસા, સ્વરૂપ હિંસા અને અનુબંધ હિંસા. હેતુ હિંસા અને સ્વરૂપ હિંસા જો કે હિંસા તો છે, પણ તે બન્ને હિંસાના ફળ અનુબંધ હિંસાની જેમ ભવ પરંપરાએ ભોગવવાં પડતાં નથી. જે ઉત્સૂત્રપ્રરૂપણા કરી મિથ્યાત્વભાવે પ્રવર્તવું તે અનુબંધ હિંસા કહેવાય છે. તે હિંસાના કડવાં ફળ ભવપરંપરાએ ભોગવવાં પડે છે. જિનપૂજાનો નિષેધ કરનારા સ્થાનકવાસીઓ ઉત્સૂત્ર પ્રરૂપણા કરી અનુબંધ હિંસા કરે છે, તેથી તે હિંસાના કડવાં ફળ તેમને ભવપરંપરાએ ભોગવવાં પડશે. જિનપૂજામાં હિંસા બતાવી તેનો નિષેધ કરનારા સ્થાનકવાસીઓ જો આ ત્રણ હિંસાનો વિચાર કરે, તો પોતાની પૂઠ દઇને નાસે, પણ યુક્તિએ ટકી ન શકે ॥ ૧૮ ॥

હવે એ ત્રણ પ્રકારની હિંસાનો અર્થ દેખાડે છે—

**हिंसा हेतु अयतना भावे, जीववधे ते स्वरूप ।**
**आणा भंग मिथ्यामति भावे, ते अनुबंध विरूप ॥सु०१९॥**

અયતના ભાવે એટલે અનુપયોગે—એટલે પ્રમાદે જે પ્રવર્તવું તેને હેતુ હિંસા કહે છે. જો કે તેમાં હિંસા ન થાય, તો પણ પ્રમાદ એ હિંસાનો હેતુ હોવાથી તેને હેતુ હિંસા કહી છે. જેમાં પ્રાણીનો ઘાત થાય તેને સ્વરૂપ હિંસા કહે છે. મુનિરાજ પણ ઉપયોગે ચાલતા હોય, અને તેમાં કોઇ જીવનો ઘાત થઇ જાય, તો મુનિરાજને પણ સ્વરૂપ હિંસા લાગે; પરંતુ તે સ્વરૂપહિંસા હીણાં ફળ દેવાનો એકાંત નથી. જે પ્રાણી મિથ્યામતિથી પ્રભુની આજ્ઞાનો ભંગ કરે, ઉત્સૂત્ર પ્રરૂપણા કરે, પ્રભુની આજ્ઞા વિરૂદ્ધ પોતે પ્રવર્તે અને બીજાને પ્રવર્તાવે, તેને અનુબંધ હિંસા લાગે છે. જો કે તે પ્રાણી બાહ્યથી હિંસા ન કરતો હોય, તપસ્યાદિ કષ્ટ

અનુષ્ઠાન કરતો હોય, પણ પ્રભુની આજ્ઞાનો ભંગ કરવાથી તે પોતાનો આત્મા હણે છે. અનુબંધે એટલે ભવપરંપરા સુધી જે કડવાં ફળ આપે તે અનુબંધ હિંસા કહેવાય. ઉત્સૂત્ર પ્રરૂપણા કરી મિથ્યાભાવે પ્રવર્તવાથી પોતાના આત્માને કર્મોથી બાંધે છે. વળી બીજા લોકોને પણ શુદ્ધ શ્રદ્ધાથી ભ્રષ્ટ કરી ઉન્માર્ગે ચડાવી તેઓને પણ કર્મોથી લિપ્ત કરે છે, આવી રીતે પ્રભુની આજ્ઞા લોપનારો પોતાના અને પરના આત્માનો ઘાતક બને છે, અને તેથી તે પ્રાણી ભવપરંપરા સુધી હિંસાનાં ફળ ભોગવે છે, માટેજ તે હિંસાને અનુબંધ હિંસા કહેવાય છે. હેતુ હિંસા અને સ્વરૂપ હિંસા કરતાં અનુબંધ હિંસા મહા વિરૂપ છે, એટલે ઘણાંજ કડવાં ફળ આપનારી છે ॥૧૯॥

પ્રભુની આજ્ઞા લોપવાથી અનુબંધ હિંસા થાય છે, અને તે અનુબંધ હિંસાથી ભવપરંપરાએ મહા વિરૂપ ફળ ભોગવવાં પડે છે, તે ઉપર સૂત્રની શાખે દ્દષ્ટાંત આપે છે—

**हेतु स्वरूप न हिंसा सेवी, सेवी ते अनुबंध ।**
**तो जमालि प्रमुखे फल पाम्या, कडुआं करी बहु द्वंद्व ॥ २०॥**

હેતુ હિંસા અને સ્વરૂપ હિંસા તે હિંસા સેવી ન કહેવાય, કારણ કે અનુબંધ હિંસા જેવાં કડવાં ફળ આપે છે તેવાં ફળ તે બન્ને હિંસા આપનારી નથી. પણ અનુબંધ હિંસા તેજ હિંસા સેવી કહેવાય, કારણકે તે ભવાંતરે મહા વિપરીત કડવાં ફળ આપે છે. તે ઉપર દ્દષ્ટાંત દેખાડે છે—જમાલિ પ્રમુખ બહુ દ્વંધ એટલે ઘણાં કાયકષ્ટો સહન કરવા છતાં અને શુદ્ધ ચારિત્ર પાળવા છતાં, પ્રભુની આણા લોપી ઉત્સૂત્ર પ્રરૂપણા કરી, મિથ્યાત્વની શ્રદ્ધા કરી, બીજાઓને પણ તે મિથ્યાત્વની શ્રદ્ધા રૂપ વાસના

બેસાડી, અનુબંધ હિંસાનાં કડવાં ફળ પામ્યા. જો પ્રભુની આણા વિના એકલી દયાથીજ ધર્મ થતો હોય, તો ભગવતીસૂત્રના નવમા શતકમાં જમાલિનો અધિકાર વિસ્તારથી છે, તેમાં જમાલિએ શુદ્ધ ચારિત્ર પાળ્યું છે, માખીની પાંખ સરખી પણ દૂભવી નથી, પણ એકજ પ્રભુ વચન લોપી ઉત્સૂત્ર પ્રરૂપણા કરી, બીજું બધું સાચું માનતો હતો, છતાં એકજ પ્રભુ વચન નહીં માનવાથી તેને હિંસાનાં ફળ ભોગવવાં પડયાં. સ્થાનકવાસીઓએ સમજવું જોઇએ કે, જમાલિ સરખી તો તમારાથી દયા પળતી નથી, માત્ર મોઢેથી દયા દયા પોકારો છો. જ્યારે વર્તનમાં પણ ઉત્કૃષ્ટ દયા પાળનારો જમાલિ ફક્ત પ્રભુઆણા નહીં માનવાથી હિંસાના ફળ પામ્યો, ત્યારે તેના જેવી ઉત્કૃષ્ટ દયા નહિ પાળી શકનારા તમારો પ્રભુઆણા વિના કેમ નિસ્તાર થશે ? ॥ ૨૦ ॥

ઉપરની ગાથાથી સિદ્ધ થયું કે–પ્રભુની આણા ન માનવાથી અનુબંધ હિંસા થાય છે, અને તે અનુબંધ હિંસાથી ઘણાં કડવાં ફળ ભોગવવાં પડે છે. સ્વરૂપ હિંસા કરતાં અનુબંધ હિંસા વધારે દુષ્ટ ફળ આપનારી છે. સ્વરૂપ હિંસાથી તેવાં કડવાં ફળ ભોગવવાં પડતાં નથી, એટલુંજ નહિ; પણ સ્વરૂપ હિંસા સેવવા છતાં ઘણાઓ મોક્ષપદ મેળવવા ભાગ્યશાળી થયા છે, એજ ગ્રન્થકાર દેખાડે છે—

**सरूपथी हिंसा न टले छे, समुद्र जले जे सिद्ध ।**
**वली अपवाद पदे जे वरते, पण तेणे शिवपद लीध ।सु।२१**

લવણોદધિ અને કાલોદધિ સમુદ્રમાં, તથા ગંગા નદી વિગેરેના જલમાં જે મહાત્માઓ સિદ્ધ થયા છે તેમને સ્વરૂપથી હિંસા ટળતી નથી; એટલે તેમને સ્વરૂપથી હિંસા લાગે છે, છતાં

તેઓ સકલ કર્મનો ક્ષય કરી મુક્તિપદને પ્રાપ્ત થયા છે. તાત્પર્ય કે-અઢી દ્વીપ અને બે સમુદ્ર મધ્યે સોયના અગ્ર ભાગ જેટલી પણ એવી જગ્યા નથી કે જ્યાં સિદ્ધ ન થયા હોય. જ્યારે આવું પ્રભુ વચન છે ત્યારે પાણીમાં પણ સિદ્ધ થયેલા માનવાજ જોઈએ. પાણીમાં સકલ કર્મનો ક્ષય કરતાં પાણીના જીવોની સ્વરૂપથી હિંસા તો અવશ્ય થાય છે, છતાં સકલ કર્મનો ક્ષય કરી મોક્ષે ગયા છે. વળી અમુક કારણસર અપવાદ સેવનારાઓએ પણ સ્વરૂપ હિંસા કરવા છતાં મોક્ષપદ લીધું છે, અને તે અપવાદ સેવનારાઓને પણ ઉત્કૃષ્ટ મુનિ કહ્યા છે.

શ્રી આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા અધ્યયનના દસમા ઉદ્દેશામાં, પત્ર ૩૫૪-૩૫૫ માં કહ્યું છે કે—

"से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवाय-पडियाए अणुपविट्ठे समाणे, सिया से परो अभिहट्टु अंतो पडिग्गहे बिलं वा लोणं उब्भियं वा लोणं परिभाइत्ता नीहट्टु दलइज्जा, तहप्पगारं पडिग्गहं परहत्थंसि वा परपायंसि वा अफासुयं नो पडिग्गाहिज्जा। से आहच्च पडिग्गाहिए सिया, तं च नाऽइदूरगए जाणिज्जा, से तमायाए तत्थ गच्छिज्जा, गच्छित्ता पुव्वामेव आलोएज्जा–'आउसो! त्ति वा भगिणी! त्ति वा, इमं किं ते जाणया दिन्नं उदाहु अजाणया?'। से य भणिज्जा–'नो खलु मे जाणया दिन्नं, अजाणया दिन्नं। कामं खलु आउसो! इयाणिं निसिरामि। तं भुंजह वा णं परिभाएह वा णं तं परेहिं'। समणुन्नायं समणुसिट्ठं तओ संजयामेव भुंजिज्ज वा पीइज्ज वा। जं च नो संचाएइ भोत्तए वा पायए वा, साहम्मिया तत्थ वसन्ति संभोइया समणुन्ना

अपरिहारिया अदूरगया तेसिं अणुप्पयायव्वं सिया। नो जत्थ साहम्मिया, जहेव बहुपरियावन्नं कीरइ तहेव कायव्वं सिया। एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं"॥

"તે સાધુ અથવા સાધ્વી ગૃહસ્થને ઘેર ગોચરી માટે ગયા હોય, અને ગ્લાનાદિને માટે ખાંડ વિગેરે માગતાં, કદાચ ગૃહસ્થ ઘરની અંદર જઇને પોતાના વાસણમાંથી થોડુંક બીડલૂણ અથવા દરીયાઇ લૂણ લઇને ઘરમાંથી નીકળી આપવા માંડે, તો તેવા પ્રકારનું અપ્રાસૂક—સચિત્ત લૂણ તે ગૃહસ્થના વાસણમાં કે તે ગૃહસ્થના હાથમાંજ રહેવા દેવું, ગ્રહણ ન કરવું. કદાચિત્ ઓચિંતું લેવાઇ જાય, અને હજુ ગૃહસ્થ બહુ દૂર રહેલો ન હોય, તો મુનિ તે લૂણ લઈને તે ગૃહસ્થ પાસે જાય, જઇને તે લૂણ પહેલાં તે ગૃહસ્થને બતાવે, અને કહે કે-'હે આયુષ્મન્! યા બહેન! આ લૂણ તમે જાણતાં છતાં દીધું છે કે અજાણે દીધું છે?' ત્યારે ગૃહસ્થ બોલે કે-"મેં જાણતાં નથી દીધું, કિંતુ અજાણે દીધું છે. પરંતુ હે આયુષ્મન્ મુનિરાજ! હવે આપને ખુશીથી આપું છું, માટે ભલે આપ ખાઓ, અથવા આપના સાધુઓને વહેંચી આપો." આવી રીતે તે ગૃહસ્થ અનુમતિ આપે અને રજા આપે તો સાધુએ યતનાપૂર્વક તે લૂણ ખાવું અથવા પીવું. પણ જો ખાઇ ન શકે અથવા પીઈ ન શકે તો, જે સદાચારવંત, પાસત્થાદિ દોષ રહિત—સુવિહિત, સાંભોગિક સાધર્મિક સાધુઓ બહુ દૂર ન રહેતા હોય તેમને આપવું. પણ જો સાધર્મિક સાધુઓ ન હોય તો બહુ પર્યાપન્ન આહાર માટે જેમ કરાય છે તેમ કરવું, એટલે કે—વધી પડેલો આહાર જેમ પરઠવાય છે તેમ પરઠવવું. આવી રીતે આચરતા તે સાધુ

અથવા સાધ્વીનું સમગ્રપણું જાણવું. એટલે કે—આવી રીતે વર્તતા સાધુ અથવા સાધ્વી પોતાનો સંપૂર્ણ આચાર પાળે છે."

અહીં પ્રભુએ આવી રીતે કારણના વશે સચિત્ત પણ લૂણ વાપરવાની સાધુને આજ્ઞા ફરમાવી છે, એટલુંજ નહિં, પણ તે સાધુને સંપૂર્ણ સાધુપણું પાળનાર—ઉત્કૃષ્ટ સાધુ કહેલ છે, તેથી તે સાધુ મોક્ષગામી સમજવા. વિચારવાની જરૂર છે કે—સચિત્ત લૂણ વાપરતાં સ્વરૂપ હિંસા કેવી રીતે ટળશે ? છતાં તે સ્વરૂપ-હિંસા કરનાર મુનિને ઉત્કૃષ્ટ મુનિ કહ્યા છે. માટે માનવું જોઈએ કે—દયા કરતાં પ્રભુઆજ્ઞા વિશેષ પ્રમાણ છે. વળી ઉપરના દૃષ્ટાંત જેવુંજ બીજું દૃષ્ટાંત આપે છે.

શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યયનના બીજા ઉદ્દેશામાં, પત્ર ૩૮૧ માં કહ્યું છે કે—

"से भिक्खू वा भिक्खुणी वा गामाणुग्गामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा, पागाराणि वा, तोरणाणि वा, अग्गलाणि वा, अग्गलपासगाणि वा, गड्डाओ वा, दरीओ वा; सइ परक्कमे संजयामेव परिक्कमिज्जा; नो उज्जु गच्छिज्जा । केवली बूया—आयाणमेयं । से तत्थ परक्कममाणे पयलेज्ज वा पवडेज्ज वा । से तत्थ पयलमाणे वा पवडमाणे वा रुक्खाणि वा, गुच्छाणि वा, गुम्माणि वा, लयाओ वा, वल्लीओ वा, तणाणि वा, गहणाणि वा, हरियाणि वा अवलंबिय अवलंबिय उत्तरिज्जा ।"

"તે સાધુ અથવા સાધ્વીને ગ્રામાનુગ્રામ વિહાર કરતાં, જો વચમાં તેમને કિલ્લા, ખાઈ, કોટ, તોરણો, ભોગળો, ભોગળનાં પડખાંઓ, ખાડાઓ, કે કોતરો—ગુફાઓ ઓળંગવાની આવી

પડે, તો બીજો માર્ગ મળતાં તે બીજે માર્ગે યતનાપૂર્વક જાય, પણ તે પાધરે માર્ગે કે જે માર્ગની વચમાં કિલ્લાઓ વિગેરે આવ્યા હોય તે માર્ગે ન જાય. કેવલી ભગવાન્ કહે છે કે—બીજો માર્ગ મળવા છતાં જો તે પાધરે માર્ગે મુનિ જાય તો કર્મબંધ થાય, અને દોષ લાગે. વળી તે પાધરે માર્ગે જવાથી પડી આખડી પણ જવાય, અને તેથી સંયમ આત્માની વિરાધના થાય. માટે જો તે પાધરા માર્ગમાં કિલ્લા વિગેરે આવે તો મુનિએ અથવા સાધ્વીએ તે પાધરે માર્ગે ન જતાં બીજે માર્ગે જવું. પણ જો બીજો રસ્તો ન મળતાં તેવેજ રસ્તે જવું પડે તો, ત્યાં પડતાં કે આખડતાં ઝાડ, ગુચ્છા, ગુલ્મ, લતાઓ, વેલડીઓ, ઘાસ, બૂટાઓ, કે ગમે તે લીલોત્રીને પકડી પકડીને તે વિષમ રસ્તો પસાર કરવો."

અહીંયા પણ વૃક્ષ પ્રમુખને અવલંબતાં સ્વરૂપ હિંસા લાગે છે, છતાં પણ કારણના વશે તેમ કરવાની મુનિરાજને છુટ આપી છે, તેથી તે મુનિમાર્ગ છે. જો દયા પ્રમાણ હોય, અને હિંસા થાય તેવું કાર્ય કરવાથી દોષ લાગવાનો એકાંતજ હોય, તો મુનિરાજ વૃક્ષાદિકનું અવલંબન કેમ કરી શકે ? માટે માનવું જોઇએ કે, દયા કરતાં પ્રભુની આણા વિશેષ પ્રમાણ હોવાથી કારણના વશે સ્વરૂપ હિંસા સેવવા છતાં તે પરિણામે નિર્દોષજ છે. જો કે એ સચિત્ત લૂણ વાપરતાં અને વૃક્ષાદિકને અવલંબતાં સ્વરૂપહિંસા થાય છે, પણ પરંપરાએ અહિંસાજ છે, તેમ જિન-પૂજામાં પણ સ્વરૂપથી હિંસા લાગે છે, પણ પરંપરાએ અહિંસાજ છે, એટલુંજ નહિં, પણ તે શુભ કાર્ય હોવાથી પરિણામે મોક્ષ-પદને આપે છે. ॥ ૨૧ ॥

ઉપરનીજ વાતને દ્રઢ કરી, આ ચોથી ઢાળ પૂરી કરતા ગ્રંથકાર ઉપસંહાર કરે છે—

**साधुविहार परे अनुबंधे, नहीं हिंसा जिनभक्ति ।**
**एम जे माने तेहनी वाधे, सुजश आगम शक्तिसु०॥२२॥**

મુનિરાજ વિહાર કરે છે, તેમાં પૃથ્વીકાય વિગેરેનો ઘાત થાય, નદી વિગેરે ઉતરતાં અપ્કાયની વિરાધના થાય, અને કોઇ વખતે ત્રસકાયનો પણ ઘાત થાય, આવી રીતે મુનિવિહારની અંદર ત્રસ અને સ્થાવર જીવોનો ઘાત થાય છે, પરંતુ તે ક્રિયા જયણા પૂર્વક કરાતી હોવાથી તેમાં કર્મબંધ નથી. તેમાં જો કે સ્વરૂપથી હિંસા થાય છે, પણ તે હિંસા પરંપરાએ ચાલી આવતી નથી, અને તેથી પરિણામે તે હિંસા નજ કહેવાય. જેવી રીતે સાધુવિહારમાં થતી હિંસા પરંપરાએ ચાલી આવતી નથી, તેવીજ રીતે જિનપૂજા પણ જયણાપૂર્વક કરાતી હોવાથી તેમાં થતી હિંસા પરંપરાએ ચાલી આવતી નથી. જે પ્રાણી આ સત્ય હકીકતને શ્રદ્ધા પૂર્વક માને છે તેને સુજશ આગમ શક્તિ એટલે સુખ અને યશ આવવાની શક્તિ વધે છે; એટલે કે—તે પ્રાણીને સુખ મળે છે, અને દુનિયામાં યશ વધે છે. અથવા તે પ્રાણીનો સારો યશ વધે છે, અને આગમ જાણવાની શકિત ખીલે છે. આ ગાથામાં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થકર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ પણ સૂચવ્યું છે.।૨૨।

॥ ઢાળ ચોથી સંપૂર્ણ ॥

ચોથી ઢાળમાં સિદ્ધ કર્યું કે-જિનપૂજા દોષ રહિત છે, એટલુંજ નહિં; પણ તે જિનપૂજા કરવાથી પરિણામે મોક્ષ મેળવવા પ્રાણીઓ ભાગ્યશાલી બન્યા છે, માંટે મુમુક્ષુ પ્રાણીએ જિનપૂજા અવશ્ય કરવી જોઈએ. પણ જો જિનપ્રતિમાની સિદ્ધિ ન થાય તો પૂજા કોની કરવી ?, પૂજ્ય વિના પૂજાની સિદ્ધિ શા કામની ? જો જિનપ્રતિમા સિદ્ધ થાય તોજ પૂજાને નિર્દોષ સિદ્ધ કરવા કરેલો પરિશ્રમ કામનો છે, માટે આ પાંચમી ઢાળમાં આગમની શાખે જિનપ્રતિમાનું વર્ણન વિસ્તારથી કરે છે.-

## ढाळ पांचमी.

मारी सहीरे समाणी, ए देशी ॥

**सासय पडिमा अडसय माने, सिद्धायतन विमाने रे ।**
**धन धन जिनवाणी ॥ टेक ॥**
**प्रभु तें भाषी अंग उवंगे, वरणवशुं तेम रंगे रे ॥धन०॥१॥**

દેવવિમાનને વિષે સિદ્ધ ભગવંતનું દેરાસર છે, તેની અંદર એકસો આઠ પ્રમાણ શાશ્વતી પ્રતિમાઓ છે. જિનેશ્વરની વાણીને ધન્ય છે ધન્ય છે, કે જે વાણીદ્વારા પ્રભુએ આવી અલૌકિક પ્રતિમાઓનું વર્ણન કર્યું છે. ગ્રન્થકાર વીતરાગની સ્તુતિ કરતાં કહે છે કે-હે પ્રભુ ! તમે તે એકસો આઠ પ્રતિમાઓ સ્થાનાંગ પ્રમુખ અંગને વિષે અને જીવાજીવાભિગમ પ્રમુખ ઉપાંગને વિષે કહી છે. હે નાથ ! જેમ તમે અંગ-ઉપાંગને વિષે તે પ્રતિમાઓ કહી છે તેમ અમે ઉલ્લાસ પૂર્વક તે પ્રતિમાઓનું વર્ણન કરશું. એટલે કે, જે પ્રતિમાઓનું આ ઢાળમાં વર્ણન

કર્યું છે, તે અમે કપોલ કલ્પિત કહેતા નથી; પરંતુ શ્રીતીર્થંકર પરમાત્મા કહી ગયા છે.

શ્રીજીવાજીવાભિગમ સૂત્રમાં, ત્રીજી પ્રતિપત્તિમાં, સિદ્ધાયતન અધિકારમાં, બીજા ઉદ્દેશામાં, પત્ર ૨૩૨ માં કહ્યું છે કે—

"तस्स णं सिद्धाययणस्स बहुमज्झदेसभाए एत्थ णं एगा महं मणिपेढिया पण्णत्ता, दो जोयणाइं आयाम-विक्खंभेणं जोयणं बाहल्लेणं सव्वमणिमयी अच्छा० । तीसे णं मणि-पेढियाए उप्पिं एत्थ णं एगे महं देवच्छंदए पण्णत्ते, दो जोयणाइं आयाम-विक्खंभेणं साइरेगाइं दो जोयणाइं उड्ढं उच्चत्तेणं सव्वरयणामए अच्छे० । तत्थ णं देवच्छंदए अट्ठसयं जिणपडिमाणं जिणुस्सेहप्पमाणमेत्ताणं संणिक्खित्तं चिट्ठइ" ।

"તે સિદ્ધાયતનના બરાબર મધ્ય ભાગમાં મણિની એક મોટી પીઠિકા પ્રરૂપી છે; તે પીઠિકા બે યોજન લાંબી અને પહોળી છે, તથા એક યોજન જાડી છે. વળી તે સર્વ મણિથી બનેલી છે અને સ્વચ્છ છે. તે મણિ પીઠિકા ઉપર એક મોટા દેવચ્છંદક એટલે પ્રતિમાને સ્થાપવાનું સ્થાન છે, તે દેવચ્છંદક બે યોજન લાંબો અને પહોળો છે, તથા બે યોજનથી કાંઇંક વધારે ઉંચો છે. વળી તે સર્વ રત્નમય છે, અને સ્વચ્છ-નિર્મળ છે. તે દેવચ્છંદકને વિષે એકસો આઠ જિનપ્રતિમાઓ સ્થાપેલી છે. તે પ્રતિમાઓ જિનેશ્વરોના શરીરની ઉંચાઇ પ્રમાણ છે, એટલે પાંચસો પાંચસો ધનુષ્ય ઉંચી છે." ॥૧॥

હવે તે પ્રતિમાઓના શરીરનું વર્ણન કરે છે—

**कंचनमय कर पद तल सोहे, भविजननां मन मोहे रे । ध०**
**अंकरतनमय नख ससनेहा, लोहिताक्ष मधि रेहा रे ॥ध०॥२॥**

તે પ્રતિમાઓનાં હાથ અને પગનાં તળીયાં ભવ્યપ્રાણીઓનાં મનને મોહ પમાડે તેવાં સુવર્ણમય શોભે છે. વળી નખ પણ અંક નામના રત્નમય સ્નેહવાળા એટલે ચીકાશવાળા છે, તે નખોની મધ્યમાં લોહિતાક્ષ રત્નની રાતી રેખાઓ છે. ॥૨॥

गात्रयष्टि कंचनमय सारी, नाभि ते कंचन क्यारी रे । घ०
रिट्ठरतन रोमराजि विराजे, चुचूक कंचन छाजे रे ॥घ०॥३॥

ગાત્રયષ્ટિ એટલે શરીરરૂપી યષ્ટિ સુવર્ણમય મનોહર છે, અને નાભિ તો જાણે કંચનની કયારી હોયની ! એવી શોભે છે. વળી રોમરાજિ રિષ્ટ નામના શ્યામ રત્નમય વિરાજે છે. અને ચુચૂક જે સ્તનનો અગ્રભાગ, તે સ્વર્ણમય શોભે છે. ॥૩॥

श्रीवच्छ ते तपनीय विशाला, होठ ते लाल प्रवाला रे । घ०
दंत फटिकमय जीह दयालु, वली तपनीयनुं तालु रे।घ०।४

છાતીના મધ્ય ભાગમાં રહેલું વિશાળ શ્રીવત્સ તપાવેલા સુવર્ણનું એટલે લગારેક રાતા સુવર્ણમય છે, હોઠ રાતા પરવાળાના છે, દાંત સ્ફટિક રત્નમય ઉજ્વલ છે, દયાવંત જીભ અને તાળવું તપાવેલા સ્વર્ણમય લાલ છે. ॥૪॥

कनक नासिका तिहां सुविशेषा, लोहिताक्षनी रेखा रे। घ०
लोहिताक्ष रेखित सुविशाला, नयन अंक रतनाला रे ॥घ०।५।

અતિશય રમણીય અને સુવર્ણમય નાસિકા છે, તે નાસિકામાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ છે. વળી ચક્ષુઓ અંક રત્નમય વિશાલ છે, તે ચક્ષુઓમાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ—ટસરીઓ છે. ॥૫॥

**अच्छिपत्ति भमुहा वली कीकी, रिट्ठ रतनमय नीकीरे ध०**
**श्रवण निलाडवटी गुणशाला, कंचन झाकझमालारे ।ध०।६।**

અચ્છિપત્તિ એટલે અક્ષિપત્ર—આંખની પાંપણો, ભમુહા એટલે આંખનાં પોપચાંને મથાળે રહેલી વાંકી ભમર, અને આંખમાં રહેલી કીકી; એ ત્રણ વસ્તુઓ શ્યામ એવા રિષ્ટ રત્નમય નીકી એટલે રમણીય છે. વળી ગુણોની ખાણ સમાન કાન અને લલાટ-પટ્ટ કંચનમય છે, તે કાન અને લલાટપટ્ટ ઝાકઝમાળ—દેદીપ્યમાન ઝળહળી રહ્યા છે. ॥ ૬ ॥

**वज्र रतनमय अतिहि सोहाणी, शीषघडी सुखखाणी रे ।ध०।**
**केशभूमि तपनीय निवेशा, रिट्ठ रतनमय केशा रे ।।ध०।।७।।**

સુખની ખાણ સમાન અત્યંત શોભતી એવી મસ્તકની ઘડી વજ્ર રત્નમય છે, કેશની ભૂમિકા તપાવેલા સુવર્ણ સરખી કિંચિત્ લાલ છે, અને કેશ રિષ્ટ રત્નમય શ્યામ છે.

તે જિનપ્રતિમાઓના શરીરનું વર્ણન કરતાં શ્રીજીવાજીવાભિગમ સૂત્રમાં, ત્રીજી પ્રતિપત્તિમાં, બીજા ઉદ્દેશામાં, પત્ર ૨૩૨-૨૩૩ માં કહ્યું છે કે—

"तासि णं जिणपडिमाणं अयमेयारूवे वण्णावासे पण्णत्ते । तं जहा—तवणिज्जमया हत्थ-तला पायतला, अंकामयाइं नक्खाइं अंतोलोहियक्खपरिसेयाइं, कणगामया पादा, कणगामया गोप्फा, कणगामईओ जंघाओ, कणगामया जाणू, कणगामया ऊरू, कणगामयाओ गायलट्ठीओ, तवणिज्जमईओ णाभीओ, रिट्ठामईओ रोमराईओ, तवणिज्जमया चुच्चुया, तवणिज्जमया सिरिवच्छा, कणगामयाओ बाहाओ, कणगामईओ पासाओ,

कणगामईओ गीवाओ, रिट्ठामए मंसू, सिलप्पवालमया उट्ठा, फलिहामया दंता, तवणिज्जमईओ जीहाओ, तवणिज्जमया तालुया, कणगमईओ नासाओ अंतोलोहियक्खपरिसेयाओ, अंकामयाइं अच्छीणि अंतोलोहियक्खपरिसेयाइं, पुलगमईओ दिट्ठीओ, रिट्ठामईओ तारगाओ, रिट्ठामयाइं अच्छिपत्ताइं, रिट्ठामईओ भमुहाओ, कणगामया कवोला, कणगामया सवणा, कणगामया णिडालवट्टा, वइरामईओ सीसघडीओ, तवणिज्जमईओ केसंतकेसभूमीओ, रिट्ठामया उवरिमुद्धजा" ।

"તે જિનપ્રતિમાઓના શારીરિક અવયવોના વર્ણનું આવા પ્રકારનું વર્ણન પ્રરૂપ્યું છે. તે જેવી રીતે—હાથ અને પગનાં તળીયાં તપાવેલા સુવર્ણમય લાલ છે. અંક રત્નમય સફેદ નખ છે, તે નખોમાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ છે. સુવર્ણમય પગ છે, સુવર્ણમય ઘુંટીઓ છે, જંઘાઓ એટલે ઢીંચણની નીચેનો ભાગ સુવર્ણમય છે. સુવર્ણમય ઢીંચણ છે, સુવર્ણમય સાથળ છે, સુવર્ણમય ગાત્રયષ્ટિ છે, તપાવેલા સુવર્ણમય નાભિ છે, રિષ્ટ રત્નમય શ્યામ રોમરાજિ છે, તપાવેલા સુવર્ણમય સ્તનનો અગ્રભાગ છે, હૃદયના મધ્ય ભાગમાં શ્રીવત્સ તપાવેલા સુવર્ણમય છે. સુવર્ણમય બાહુ છે. સુવર્ણમય પડખાં છે. સુવર્ણમય ગ્રીવા છે. રિષ્ટ રત્નમય શ્યામ દાઢી—મૂછ છે. પરવાળામય લાલ હોઠ છે. સ્ફટિક રત્નમય સફેદ દાંત છે. તપાવેલા સુવર્ણમય લાલ જીભ છે. તપાવેલા સુવર્ણમય લાલ તાળવાં છે. સુવર્ણમય નાસિકા છે, તે નાસિકાઓમાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ છે. અંક રત્નમય ઉજવલ આંખ છે, તે ચક્ષુઓમાં લોહિતાક્ષ રત્નની લાલ રેખાઓ—ટસરીઓ છે. પુલક

રત્નમય દૃષ્ટિ છે. રિષ્ટરત્નમય શ્યામ કીકીઓ છે. રિષ્ટરત્નમય શ્યામ પાંપણો છે. રિષ્ટરત્નમય શ્યામ ભમર છે. સુવર્ણમય ગાલ છે. સુવર્ણમય કાન છે, સુવર્ણમય લલાટપટ્ટ છે. વજ્ર રત્નમય મસ્તકની ઘડીઓ છે. કેશની અંતભૂમિઓ અને કેશભૂમિઓ તપાવેલા સુવર્ણમય છે. ઉપરના કેશ રિષ્ટરત્નમય શ્યામ છે." ॥૭॥

હવે તે એકસો આઠ જિનપ્રતિમાઓને પ્રત્યેકને આગળ પાછળ અને પડખે અગીયાર અગીયાર બીજી મૂર્ત્તિઓ છે, તે શું શું કામ કરે છે તે કહે છે—

**पूठे छत्र धरे प्रत्येके, प्रतिमा एक विवेके रे । ध०**
**दोय पासे दोय चामर ढाले, लीलाए जिनने उवारे रे ॥ ध०८**

તે પ્રત્યેક જિનપ્રતિમાની પછવાડે એક એક મૂર્તિ વિવેકથી છત્ર ધરીને ઉભેલી છે, અને બે પડખે બે મૂર્તિ ચામર વીંજે છે. તે ક્રીડાએ કરીને જાણે જિનેશ્વરનાં ઉવારણાં કરતી હોયની ! એવી ભાસે છે ॥ ૮ ॥

**नाग भूत यक्ष ने कुंडधारा, आगे दोय उदारा रे । ध०**
**ते पडिमा जिनपडिमा आगे, मानुं सेवा मागे रे ॥ध०९॥**

વળી તે પ્રત્યેક જિનપ્રતિમાની આગળ બબ્બે મૂર્તિ નાગદેવતાની છે, બબ્બે મૂર્તિ ભૂતદેવતાની છે, બબ્બે મૂર્તિ યક્ષદેવતાની છે, અને બબ્બે મૂર્તિ કુંડધાર એટલે આજ્ઞાધારકની છે. તે દરેક મૂર્તિઓ પ્રશસ્ત–મનોહર છે. ગ્રન્થકાર કહે છે કે–"હું માનું છું કે, તે મૂર્તિઓ જિનપ્રતિમા આગળ સેવા માગી રહી છે."

શ્રીજીવાજીવાભિગમ સૂત્રમાં, ત્રીજી પ્રતિપત્તિમાં, બીજા ઉદ્દેશામાં પત્ર ૨૩૩ માં કહ્યું છે કે—

"तासि णं जिणपडिमाणं पिट्ठतो पत्तेयं पत्तेयं छत्तधारपडिमाओ पण्णत्ताओ। ताओ णं छत्तधारपडिमाओ हिम-रयय-कुंदें-दुसप्पगासाइं सकोरिंटमल्लदामधवलाइं आयवत्ताइं सलीलं ओहारेमाणीओ चिट्ठन्ति । तासि णं जिणपडिमाणं उभओ पासिं पत्तेयं पत्तेयं चामरधारपडिमाओ पण्णत्ताओ, ताओ णं चामरधारपडिमाओ चंदप्पह-वइर-वेरुलिय-नाणामणि-कणग रयणविमलमहरिहतवणिज्जुज्जलविचित्तदंडाओ-चिल्लियाओ संखं-क-कुंद-दगरय-अमयमहियफेणपुंजस-ण्णिकासाओ सुहुमरययदीहवालाओ धवलाओ चामराओ सलीलं ओहारेमाणीओ चिट्ठन्ति । तासि णं जिणपडिमाणं पुरओ दो दो नागपडिमाओ, दो दो जक्खपडिमाओ, दो दो भूयपडिमाओ, दो दो कुंडधारपडिमाओ विणओणयाओ पायवडियाओ पंजलिउडाओ सण्णिक्खित्ताओ चिट्ठन्ति। सव्वरयणामईओ अच्छाओ सण्हाओ लण्हाओ घट्ठाओ मट्ठाओ णीरयाओ णिम्मलाओ णिप्पंकाओ जाव पडिरूवाओ"।

"તે પ્રત્યેક જિનપ્રતિમાઓની પાછળ એક એક છત્રધારની મૂર્તિ પ્રરૂપી છે. તે છત્રધારની મૂર્તિઓ હિમ, રૂપું, મોગરાનું પુષ્પ, અને ચંદ્રમા જેવી કાંતિવાળા તથા કોરિંટ પુષ્પની માળા સહિત સફેદ છત્રોને લીલાપૂર્વક ધારણ કરતી છતી ઉભી છે. વળી તે પ્રત્યેક જિન પ્રતિમાઓને બન્ને પડખે ચામર ધારણ કરનારી એક એક મૂર્તિઓ પ્રરૂપી છે. તે ચામરના દંડ ચંદ્રકાંત, વજ, વૈડૂર્ય, તથા બીજા પણ વિવિધ પ્રકારના મણિ, સુવર્ણ, અને રત્નોથી જડેલા હોવાથી નિર્મળ અને મહામૂલ્યવાન્ તપાવેલા સુવર્ણમય ઉજવલ અને ચિત્ર વિચિત્ર છે. આવા પ્રકારના

રમણીય દંડ યુક્ત તે ચામરો શંખ, અંકરત્ન, મોગરાનાં પુષ્પ, પાણીના કણીયા, અને મથન કરેલા ક્ષીરસમુદ્રના ફીણના સમૂહ જેવી પ્રભાવાળા ઉજવલ છે. તે ચામરોને રૂપાના સુંવાળા અને લાંબા વાળ છે. આવા પ્રકારના સફેદ અને સુંદર ચામરોને લીલા પૂર્વક વીંજતી છતી તે મૂર્તિઓ ઉભી છે. વળી તે પ્રત્યેક જિનપ્રતિમાની આગળ નાગદેવતાની બબ્બે મૂર્તિઓ છે. યક્ષ-દેવતાની બબ્બે મૂર્તિઓ છે, ભૂતદેવતાની બબ્બે મૂર્તિઓ છે, અને આજ્ઞાધારક દેવોની બબ્બે મૂર્તિઓ છે. તે મૂર્તિઓ વિનયથી નમ્ર બનેલી, પગે પડેલી, અંજલિ જોડેલી સમ્યક્ પ્રકારે સ્થાપેલી છે. તે બધી મૂર્તિઓ સમસ્ત પ્રકારે એટલે આખે શરીરે રત્નમય છે, આકાશ અને સ્ફટિક જેવી અતિશય સ્વચ્છ છે, સુંવાળા પુદ્ગ-લોથી બનેલી છે, ચીકાશવાળી છે, તીક્ષ્ણ સરાણથી ઘસીને બનાવેલી પત્થરની મૂર્તિની જેમ જાણે ઘસીને તૈયાર કરી હોયની ! એવી ભાસે છે, સુંવાળી સરાણથી ઘસીને બનાવેલી પત્થરની મૂર્તિની જેમ જાણે સુંવાળી બનાવી હોયની ! એવી ભાસે છે. વળી તે મૂર્તિઓ રજ રહિત છે, એટલે સ્વાભાવિક જે મેલ, તે રહિત છે. નિર્મલ છે, એટલે નવો આવતો જે મેલ, તે રહિત છે. તાત્પર્ય કે—તે મૂર્તિઓ સ્વાભાવિક રીતેજ મેલ રહિત છે, અને કોઇ વખત મેલ લાગતો પણ નથી. વળી તે મૂર્તિઓ પંક રહિત છે, એટલે કોઈ પણ જાતના કલંક રહિત છે. યાવત્ પ્રતિરૂપ છે, એટલે અસાધારણ રૂપવાળી છે; અથવા પ્રતિક્ષણે જાણે નવું નવું રૂપ ધારણ કરતી હોયની ! એવી ભાસે છે." ॥ ૯ ॥

વળી તે સિદ્ધ ભગવંતના મંદિરમાં બીજું શું શું છે, તે કહે છે—

**घंट कलश भृंगार आयंसा, थाल पाइ सुपइट्ठा रे। घ०**
**मनगुलिया वायकरग प्रचंडा, चित्ता रयणकरंडा रे ॥घ०॥**

એકસો આઠ ઘંટ છે, એકસો આઠ ચંદનના કલશ છે, એકસો આઠ ભૃંગાર એટલે કલશ વિશેષ છે, એકસો આઠ દર્પણ છે, એકસો આઠ થાળ છે, એકસો આઠ પાત્રી–ભાજન વિશેષ છે, એકસો આઠ સુપ્રતિષ્ઠ–ભાજનવિશેષ છે, એકસો આઠ મનોગુલિકા એટલે પીઠિકા વિશેષ છે, એક સો આઠ વાતકરક એટલે જલરહિત કલશ અતિશય રમણીય છે, વળી રત્નના કરંડીઆ એકસો આઠ વિચિત્ર–નાના પ્રકારના છે ॥ ૧૦ ॥

हय गय नर किन्नर किंपुरिसा, कंठ उरग वृष सरिखा रे ।घ०
रयणपुंज वली फूल चंगेरी, माल्य ने चूर्ण अनेरी रे ॥घ०॥

હય એટલે ઘોડા, ગજ, નર, કિન્નર, કિંપુરૂષ, ઉરગ એટલે સર્પ, અને વૃષ એટલે બળદ; તેઓના કંઠ જેવડા પ્રમાણ વાળા જે રત્ન વિશેષ, તે રત્નોના ઢગલા એકસો આઠ આઠ છે. એટલે કે- હયકંઠ રત્નના, ગજકંઠ રત્નના, નરકંઠ રત્નના, કિન્નરકંઠ રત્નના, કિંપુરૂષકંઠ રત્નના, ઉરગકંઠ રત્નના, અને વૃષભકંઠ રત્નના ઢગલાઓ એકસો આઠ આઠ છે. વળી પુષ્પોની છાબડીઓ; પુષ્પમાલાની છાબડીઓ, તથા તે સિવાય સુગંધી ચૂર્ણની છાબડીઓ એકસો આઠ આઠ છે ॥ ૧૧ ॥

गंध वस्त्र आभरण चंगेरी, सरसव पुंजणी केरी रे । घ०
एम पुष्पादिक पडल वखाण्यां, आगे सिंहासन जाण्यां रे ॥घ०

વળી સુગંધમય પદાર્થો; વસ્ત્રો, ઘરેણાં, સરસવ, અને પુંજણી–મોરપીંછી; એ દરેકની એકસો આઠ આઠ છાબડીઓ છે. એવીજ રીતે પુષ્પ વિગેરેના વસ્ત્રો એકસો આઠ શ્રીજીવાભિગમ સૂત્રની અંદર વખાણ્યાં–વર્ણવ્યાં છે. વળી સિદ્ધાંતને વચને કરી એકસો આઠ સિંહાસન જાણ્યાં છે ॥ ૧૨ ॥

छत्र ने चामर आगे समुग्गा, तैल कोष्ठभृत जुग्गा रे ।ध०
भरिया पत्र चोयग सुविलासे, तगर एला शुचि वासे रे ध०॥

એકસો આઠ છત્ર છે, એકસો આઠ ચામર છે, વળી આગળ સુગંધી તેલના એકસો આઠ દાબડા છે, કોષ્ઠ નામના સુગંધી દ્રવ્યથી ભરેલા મનોહર એકસો આઠ દાબડા છે, પત્રથી ભરેલા એકસો આઠ દાબડા છે, ચોયક નામના સુગંધી દ્રવ્યથી ભરેલા એકસો આઠ દાબડા અતિશય રમણીય છે, તગર અને એલચીથી ભરેલા એકસો આઠ આઠ દાબડા પવિત્ર વાસવાળા છે. ॥ ૧૩॥

वली हरताल ने मनसिल अंजन, सवि सुगंध मनरंजन रे । ध०
ध्वजा एक शत आठ ए पूरां, साधन सर्व सनूरां रे ।।ध०१४॥

વળી હરતાલના એકસો ને આઠ દાબડા છે, મનસિલના એકસો આઠ દાબડા છે, અંજનના એકસો આઠ દાબડા છે, એ સર્વ પદાર્થો સુગંધમય અને મનને રંજિત કરે એવા છે. વળી ધ્વજાઓ એકસો આઠ છે. આ પ્રમાણે પૂજાનાં સર્વ સાધન નૂર સહિત—તેજસ્વી છે. શ્રીજીવાજીવાભિગમ સૂત્રમાં ત્રીજી પ્રતિપત્તિમાં, બીજા ઉદ્દેશામાં, પત્ર ૨૩૩ માં કહ્યું છે કે—

" तासि णं जिणपडिमाणं पुरतो अट्ठसयं घंटाणं, अट्ठसयं चंदणकलसाणं, अट्ठसयं भिंगारगाणं, एवं आयंसगाणं, थालाणं, पातीणं, सुपइट्ठगाणं, मणगुलियाणं, वातकरगाणं, चित्ताणं रयणकरंडगाणं, हयकंठगाणं जाव उसभकंठगाणं, पुप्फचंगेरीणं जाव लोमहत्थचंगेरीणं, पुप्फपडलगाणं, अट्ठसयं तेल्लसमुग्गाणं जाव धूवकडुच्छगाणं सण्णिक्खित्तं चिट्ठइ" ।

"વળી તે જિન પ્રતિમાઓ આગળ એકસો આઠ ઘંટ છે,

એકસો આઠ ચંદનના કલશ છે, એકસો આઠ ભૃંગાર–કલશ વિશેષ છે, એવી રીતે એકસો આઠ દર્પણુ છે, એકસો આઠ થાળ છે, એકસો આઠ પાત્રી–ભાજન વિશેષ છે, એકસો આઠ સુપ્રતિષ્ઠ–ભાજન વિશેષ છે, એકસો આઠ મનોગુલિકા એટલે પીઠિકા વિશેષ છે, એકસો આઠ જલરહિત કલશ છે, રત્નના કરંડીયા એકસો આઠ વિચિત્ર–નાના પ્રકારના છે. હયકંઠ નામના રત્નો એકસો આઠ છે, યાવત્ વૃષભકંઠ નામના રત્નો એકસો આઠ છે. પુષ્પોની છાબડીઓ એકસો આઠ છે, યાવત્ મોરપીંછીની છાબડીઓ એકસો આઠ છે. પુષ્પોના વસ્ત્રો એકસો આઠ છે. સુગંધી તેલના દાબડા એકસો આઠ છે, યાવત્ ધૂપ ઉખેવવાના કડછા એકસો આઠ સમ્યક્ પ્રકારે રહેલા છે." ॥ ૧૪ ॥

**सुर ए पूजा साधन साथे, जिन पूजे निज हाथे रे। ध०**
**सिद्धायतने आप विमाने, थूभादिक बहु माने रे॥ध०१५॥**

દેવતા પોતાના વિમાનમાં સિદ્ધ ભગવંતના મંદિરને વિષે ઉપર કહેલાં પૂજાનાં સર્વ સાધન વડે જિનપ્રતિમાની પૂજા પોતાને હાથે કરે છે. વળી તે દેવ સ્તૂપ વિગેરેનું પણ બહુમાન કરે છે॥૧૫॥

સિદ્ધ ભગવંતના મંદિરમાં જિન પ્રતિમા આગળ દેવ કેવી રીતે ભાવના ભાવે છે ? તે કહે છે.—

**एह अपूरव दरिशण दीठुं, सुरतरु फलथी मीठुं रे। ध०**
**ए संसार समुद्रे नावा, तारण तरण सहावा रे ॥ध०१६॥**

હે પ્રભુ ! આપનું આ દર્શન મેં અપૂર્વ દીઠું; એટલે આ વિકટ સંસાર સમુદ્રમાં ભટકતાં મેં આપનું દર્શન હજુ સુધી ભાવ પૂર્વક કર્યું નહોતું, જો ખરા અંતઃકરણથી આ-

પનું દર્શન કર્યું હોત તો મારે આ સંસારમાં હજુ સુધી ભટકવું ન પડત, પરંતુ આ અવસરે સુભાગ્ય યોગે આપનું દર્શન મેં ભાવ પૂર્વક કર્યું છે, તો હે નાથ ! હવે મને તારો. હે ભગવન્ ! આ આપનું દર્શન મને કલ્પવૃક્ષના ફળ કરતાં પણ મીઠું લાગે છે. કલ્પવૃક્ષનું ફળ તો આ ભવમાંજ ક્ષણિક સુખ આપનારૂં છે, પણ આપનું સૌમ્ય દર્શન તો આ ભવમાં અને પરભવમાં અલૌકિક અને અક્ષય સુખ આપનારૂં છે, તેથી કલ્પવૃક્ષના ફળ કરતાં પણ આપનું દર્શન અધિક મીઠું છે. હે સ્વામી ! આપ આ સંસારસમુદ્રમાં વહાણ સમાન છો, આપ પોતે તરી ગયા છો, અને ખરા દિલથી શુદ્ધ ભાવપૂર્વક આપની ભક્તિ કરનારના તારક સ્વભાવ છો ॥ ૧૬ ॥

**एम विस्मय भवभय गुणरागे, झीले तेह अतागे रे । ध०**
**राचे माचे ने वली नाचे, धरम ध्यान मन साचे रे ॥ध०१७॥**

એવી રીતે વીતરાગના અદ્દ્ભુત ગુણોનું સ્મરણ કરતાં તે દેવ આશ્ચર્ય પામે છે; દુઃખદાયી સંસારનાં અસહ્ય દુઃખો યાદ આવતાં ભવથી ભય પામે છે, અને આ ભયંકર ભવથી મુક્ત થવા પ્રભુભક્તિમાં તલ્લીન બને છે; તથા જેઓનો તાગ ન પામી શકાય એવા અપાર પ્રભુગુણોનો રાગી બની તે પ્રભુગુણોના પવિત્ર રાગરૂપી જલમાં ઝીલે છે–સ્નાન કરે છે, એટલે પ્રભુના અપાર ગુણોને સ્મૃતિમાં લાવતાં તે દેવ પોતાનું ચિત્ત પ્રભુગુણોમાં એકાગ્ર કરી દે છે. વળી તે દેવ રોમાંચિત થઈ રાચે છે, માચે છે, વળી નાચે છે, અને સાચા દિલથી ધર્મધ્યાનમાં લીન બને છે.

**थेइ थेइ करतां दे ते भमरी, हर्षे प्रभुगुण समरी रे । ध०**
**योग निरालंबन लय आणी, वश करता शिवराणी रे ॥ध०१८॥**

વળી તે દેવ પ્રભુના ગુણોનું સ્મરણ કરી, રોમાંચિત થઇ હર્ષથી થેઈ થેઇ કરતો ભમરી દે છે—પ્રભુના અલૌકિક અને અપૂર્વ ગુણોનું સ્મરણ કરી, આત્મિક આનંદથી પ્રફુલ્લિત બની, ચારે તરફ ફરવા માંડે છે. વળી નિરાલંબન યોગ એટલે સિદ્ધ સ્વરૂપમાં લય આણીને-મનને તન્મય કરીને મુક્તિસુંદરીને વશ કરે છે. ॥ ૧૮ ॥

**एम नंदीश्वर प्रमुख अनेरां, शाश्वत चैत्य भलेरां रे । ध० ।**
**त्यां जिन पूजे ते अनुमाने, जनम सफल निज माने रे ॥ध०१९**

એવીજ રીતે નંદીશ્વર પ્રમુખનાં બીજાં પણ રમણીય શાશ્વત ચૈત્યો છે, અહીં પ્રમુખ શબ્દથી રૂચક, કુંડલ, મેરૂ, ભવનપતિ, વિગેરેનાં ચૈત્યો લેવાં, ત્યાં રહેલી જિનપ્રતિમાઓની દેવો પૂજા કરે છે, અને ભાવપૂર્વક જિનપૂજા કરી પોતાનો જન્મ સફલ માને છે. મનુષ્યો તો જિનપૂજા ઉપરાંત વ્રત પચ્ચકખાણ કરીને પણ પોતાનો જન્મ સફલ કરે છે, પણ દેવોને વ્રત પચ્ચકખાણ ઉદયમાં આવતા નથી, તેઓ વ્રત પચ્ચકખાણ કરી શકતા નથી, તેથી તેઓને તો જન્મ સફલ કરવાનું સાધન જિનભક્તિજ છે, બીજું સાધન નથી. ॥ ૧૯ ॥

**कल्याणक अट्ठाइ वरषी, तिथि चउमासी सरखी रे । ध० ।**
**तेह निमित्ते सुर जिन अरचे, नित्य भक्तिपणे विरचे रे ॥ध०२०**

તીર્થંકરનું જન્મકલ્યાણક, દીક્ષાકલ્યાણક, કેવલજ્ઞાન કલ્યાણક, અને મોક્ષકલ્યાણક, એ કલ્યાણકોને વખતે; તથા વાર્ષિક તિથિ એટલે પર્યુષણા પર્વ સમયે, ચોમાસી અટ્ઠાઇ વખતે, વળી તેઓના જેવી બીજી મોટી તિથિએ દેવો નંદીશ્વરાદિ સ્થળે જઇ અટ્ઠાઇ મહોત્સવ કરે છે. અને તે કલ્યાણક પ્રમુખ નિમિત્ત

પામીને દેવો ત્યાં જઇ જિનપ્રતિમાની પૂજા કરે છે, અને પ્રભુ-ભક્તિ નિરંતર રચે છે.

શ્રીજીવાજીવાભિગમ સૂત્રમાં, ત્રીજી પ્રતિપત્તિમાં, બીજા ઉદ્દેશામાં, પત્ર ૩૫૭–૩૫૮ માં નંદીશ્વરદ્વીપનું વર્ણન કરતાં કહ્યું છે કે—

"तत्थ णं बहवे भवणवइ-वाणमंतर-जोइसिय-वेमाणिया देवा चाउम्मासियपडिवएसु, संवच्छरिएसु वा, अन्नेसु य बहूसु जिणजम्मण-निक्खमण-नाणुप्पत्ति-परिनिव्वाणमाइएसु, देवकज्जेसु य देवसमुदएसु य-देवसमितीसु य देवसमवाएसु य देवपओयणेसु य एगंतओ सहिता समुवागता समाणा पमुदियपक्कीलिया अट्ठाहियारूवाओ महामहिमाओ करेमाणा पालेमाणा सुहं सुहेणं विहरन्ति"।

"નંદીશ્વર દ્વીપમાં તે સિદ્ધ ભગવંતના મંદિરોને વિષે ઘણા ભવનપતિ દેવો, વાનવ્યંતર દેવો, જ્યોતિષ્ક દેવો અને વૈમાનિક દેવો, એ પ્રમાણે ચારે નિકાયના ઘણા દેવો ચોમાસાના પડવાને વખતે એટલે કાર્તિકી પ્રમુખ ચોમાસી અટ્ઠાઇને વિષે, પર્યુષણા પર્વમાં, તથા બીજા પણ જિન જન્મકલ્યાણક, દીક્ષા કલ્યાણક, કેવલજ્ઞાનની ઉત્પત્તિરૂપ કલ્યાણક, અને મોક્ષ કલ્યાણકાદિ સમયે, તથા દેવકાર્યોને વિષે દેવોનો મેળાવડો થાય તે સમયે એકઠા થઈને આવ્યા છતા અતિશય હર્ષ પામી, ક્રીડાવંત થઇ અટ્ઠાઇરૂપ મહામહોત્સવ એટલે આઠ દિવસ સુધી મહામહોત્સવ કરતા થકા સુખે સુખે વિચરે છે." ॥ ૨૦ ॥

હવે દેવો જિનપૂજા કરીને એકસો આઠ કાવ્યોએ કરી પ્રભુની સ્તુતિ કરતાં ભાવના ભાવે છે, તે કહે છે—

**भाव ते अक्खयभावे मलियो, ते नवि जाये टलियो रे ।घ०**
**फरि त्रांबु नवि होय निषेधे, हुओ हेम रसवेधे रे ।।घ०२१।।**

અક્ષય એટલે જેનો ક્ષય નથી એવા સિદ્ધ પ્રભુ, તે સિદ્ધ પ્રભુના ભાવ સાથે પોતાનો ભાવ મળ્યો થકો ટળી જાય નહિં-વિનાશ પામે નહિં. એટલે કે, સિદ્ધસ્વરૂપની પવિત્ર જ્યોતિ સાથે આપણી જ્યોતિ એક તાર થતાં તે જ્યોતિનો તાર તૂટતોજ નથી. જેમ રસવેધે કરીને ત્રાંબું મટીને સુવર્ણ થાય, તે સુવર્ણ પાછું ત્રાંબું થાયજ નહિં. એટલે કે-જેમ રસવેધે કરીને ત્રાંબું સુવર્ણ થયું, તે સુવર્ણ મટીને પાછું ત્રાંબું થતું નથી, તેમ આપણો ભાવ જે રાગ-દ્વેષાદિથી ત્રાંબા જેવો મલિન છે, તે ભાવ જો પ્રભુના પવિત્ર ભાવ સાથે મળે તો મલિન મટીને નિર્મળ બને છે, અને તે નિર્મળ બનેલો આપણો ભાવ પાછો મલિન થતો નથી ॥ ૨૧ ॥

ઉપરનીજ વાત બીજા દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે.—

**एके जललव जलधि भलाए, तो ते अक्षय थाए रे । घ०**
**आपभाव जिनगुणमांही आणे, तेम ते अखय प्रमाणे रे।।घ०२२**

જેમ પાણીનું એક પણ બિંદુ સમુદ્રમાં ભળ્યું હોય તો તે બિંદુ અક્ષય થાય છે, તે બિંદુનો ક્ષય થતો નથી, એટલે સૂકાતું નથી; તેમ પોતાનો ભાવ જિનેશ્વરના ગુણોમાં લાવીએ-ભેળવીએ, એટલે આપણો ભાવ જિનગુણોમાં તન્મય કરી દઈએ તો પૂર્વગાથામાં કહ્યા પ્રમાણે આપણો ભાવ અક્ષય થાય છે. ॥૨૨॥

**अपुणरुत्त अडसय वड वृत्ते, एम सुर भावे चित्ते रे । घ०**
**एम जिन पूजी जे गुण गावे, सुजश लील ते पावे रे ।।घ०२३**

આવી રીતે અપુનરૂક્ત એટલે એક વાર કહેલ હોય તે બીજી વાર ન આવે એવા એકસો આઠ મોટાં કાવ્યોએ કરી પ્રભુના ગુણગ્રામ ગાતાં દેવતાઓ પોતાના ચિત્તમાં ભાવના ભાવે છે. જે પ્રાણી એવી રીતે જિનપ્રતિમાની પૂજા કરી જિનેશ્વરના ગુણ ગાય છે તે પ્રાણી સુંદર યશની લીલા પામે છે. આ ગાથામાં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થકર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ પણ સૂચવ્યું છે. ॥ ૨૩ ॥

॥ ઢાળ પાંચમી સંપૂર્ણ ॥

પંચાંગીમાં સ્થાપના નિક્ષેપાને માન્ય કરેલો હોવાથી તે પ્રમાણભૂત છે, અને તેથીજ ગ્રન્થકારે પહેલી ઢાળની પહેલી ગાથામાં કહ્યું છે કે—"ઠવણ નિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહું આણંદ—સૂત્ર નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા અને ચૂર્ણિ; એ પંચાંગીના પ્રમાણથી સ્થાપના નિક્ષેપાની પરીક્ષા કરી હું આનંદ પામું છું" આવી રીતે સ્થાપના નિક્ષેપો પ્રમાણભૂત હોવા છતાં સ્થાનકવાસીઓ તેને પ્રમાણભૂત માનતા નથી, તેથી આ છઠી ઢાળમાં સ્થાપના નિક્ષેપાને સૂત્રની શાખે પ્રમાણભૂત સિદ્ધ કરે છે. વળી યોગ વહન કરીને ઉદ્દેશાદિક ક્રમપૂર્વક સૂત્રો ભણવા જોઇએ, પણ સ્થાનકવાસીઓ યોગ વહનની વિધિને માનતા નથી, તેથી યોગવહનની વિધિને સૂત્રની શાખે સિદ્ધ કરે છે, વળી સ્થાનકવાસીઓ પંચાંગીને પ્રમાણભૂત માનતા નથી, તેથી આ છઠી ઢાળમાં પંચાંગીને સૂત્રની શાખે સિદ્ધ કરે છે—

# ઢાળ છઠ્ઠી.

---*×*---

ભોલીડા હંસા રે વિષય ન રાચીએ, એ દેશી ॥

समकित सूधूं रे तेहने जाणीए, जे माने तुज आण ।
सूत्र ते वांचे रे योग वही करी, करे पंचांगी प्रमाण ॥
समकित सूधूंरे तेहने जाणीए ॥ १ ॥

હે પ્રભુ ! જે પ્રાણી તમારી આજ્ઞાને માને તેનેજ શુદ્ધ સમકિત હોય. પ્રભુની આજ્ઞા શું છે ? તે બતાવે છે—જે પ્રાણી યોગ વહીને સૂત્ર વાંચે; તથા સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા અને ચૂર્ણિ; એ પંચાંગીને પ્રમાણ કરે, એટલે પંચાંગીમાં જે કહ્યું છે તે સત્ય કરીને માને.

જ્યાં સુધી પ્રભુની આજ્ઞા માનવામાં ન આવે ત્યાં સુધી સમકિતની પ્રાપ્તિ થતી નથી. પ્રભુ અત્યારે વિદ્યમાન નથી, પણ તેમના બનાવેલા સૂત્રો મોજુદ છે. તે સૂત્રોમાં પ્રભુએ જે જે પ્રમાણે કહ્યું છે તે મુજબ આપણે માનીએ તોજ પ્રભુની આજ્ઞા માની કહેવાય, અને તોજ સમકિત પ્રાપ્ત કરી શકાય. સૂત્રોમાં કહ્યું છે કે—યોગ વહન કરીને સૂત્રવાંચન કરવું, વળી સૂત્રોમાં પંચાંગીને પણ પ્રમાણભૂત માનેલી છે, તો સમકિત પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ પ્રાણીએ યોગ વહન કરીને સૂત્રવાંચન કરવું, અને પંચાંગીને પ્રમાણભૂત માની તેમાં ફરમાવ્યા મુજબ વર્તવું. ॥ ૧ ॥

ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ એ ચાર શ્રુતજ્ઞાનના છે, તે કહે છે—

**उद्देशादिक नहीं चउनाणनां, छे सुअनाणनां तेह ।**
**श्री अनुयोगदुवार थकी लही, धरीए योगसुं नेह ॥स०२॥**

ઉદ્દેશાદિક એટલે ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ એ ચારે ચાર જ્ઞાનના નથી, એટલે મતિજ્ઞાન અવધિજ્ઞાન મનઃપર્યવ-જ્ઞાન અને કેવલજ્ઞાનના નથી. પણ તે ઉદ્દેશાદિક ચાર શ્રુતજ્ઞાનના છે. આ બાબત શ્રી અનુયોગદ્વાર સૂત્રથી જાણીને યોગની સાથે સ્નેહ ધરીએ.

કોઇ પણ સૂત્ર ભણવું તે ઉદ્દેશાદિક ક્રમથી ભણવું જોઈએ, વળી તે યોગ વહન કરીને ભણવું જોઈએ, એમ શ્રીઅનુયોગ-દ્વાર સૂત્રમાં કહ્યું છે. શ્રી અનુયોગદ્વારસૂત્રમાં પ્રારંભમાં પત્ર એકથી છ સુધીમાં કહ્યું છે કે—

"नाणं पंचविहं पण्णत्तं । तं जहा—आभिणिबोहिय नाणं, सुयनाणं, ओहिनाणं, मणपज्जवनाणं, केवलनाणं । तत्थ चत्तारि नाणाइं ठप्पाइं ठवणिज्जाइं; णो उद्दिसन्ति, णो समुद्दिसन्ति, णो अणुण्णविज्जन्ति । सुयनाणस्स उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य पवत्तइ । जइ सुयनाणस्स उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य पवत्तइ, किं अंगपविट्ठस्स उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य पवत्तइ ?, किं अंगबाहिरस्स उद्देसो समुद्देस्सो अणुण्णा अणुओगो य पवत्तइ ? । अंगपविट्ठस्स वि उद्देसो जाव पवत्तइ, अंगबाहिरस्स वि उद्देसो जाव पवत्तइ" ।

"જ્ઞાન પાંચ પ્રકારનું પ્રરૂપ્યું છે, તે જેવી રીતે—આભિનિબો-ધિકજ્ઞાન એટલે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન. તે પાંચ જ્ઞાનમાં શ્રુતજ્ઞાન સિવાયના બાકીના

ચાર જ્ઞાન સ્થાપવા યોગ્ય છે, એટલે એ ચાર જ્ઞાન ઉદ્દેશાદિકમની અપેક્ષા રાખતા નથી, માટે એ ચાર જ્ઞાનને ઉદ્દેશ થતો નથી, સમુદ્દેશ થતો નથી, અને અનુજ્ઞા થતી નથી, ફક્ત એક શ્રુતજ્ઞાનના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે. હવે શિષ્ય પૂછે છે કે—"જ્યારે શ્રુતજ્ઞાનનાજ ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે, તો શું આચારાંગ વિગેરે અંગપ્રવિષ્ટ સૂત્રના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે ? કે ઉત્તરાધ્યયન વિગેરે અંગબાહ્યસૂત્રના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે ? ગુરૂ મહારાજ ઉત્તર આપે છે કે—અંગપ્રવિષ્ટના પણ ઉદ્દેશાદિ પ્રવર્તે છે, અને અંગબાહ્યના પણ ઉદ્દેશાદિ પ્રવર્તે છે"

વિનયથી નમ્ર બનેલો શિષ્ય ગુરૂ મહારાજને વંદન કરી વિનતિ કરે કે—' ભગવન્ ! મને અમુક સૂત્ર ભણાવો ' તે વખતે ગુરૂ મહારાજ કાઉસગ્ગ વિગેરે વિધિપૂર્વક શિષ્યને કહે કે—'યોગ કર, અને આ અધ્યયનાદિ ભણ' આ પ્રમાણે ગુરૂ મહારાજના વચનને ઉદ્દેશ કહે છે. ગુરૂ મહારાજે ભણાવેલા તે અધ્યયનાદિને શિષ્ય બરાબર ભણી ગયો હોય ત્યારે ગુરૂમહારાજ કહે કે— ' તેને તું બરાબર સ્થિર કર, અને પરિચિત કર ' એ પ્રમાણે ગુરૂના વચનને સમુદ્દેશ કહે છે. શિષ્ય તે અધ્યયનાદિને બરાબર સ્થિર અને પરિચિત કર્યા બાદ ગુરૂમહારાજને નિવેદન કરે, ત્યારે ગુરૂમહારાજ ફરમાવે કે– 'તું તે અધ્યયનને સારી રીતે ધારી રાખ, અને બીજાઓને ભણાવ' એ પ્રમાણે ગુરૂમહારાજના વચનને અનુજ્ઞા કહે છે. અને તે ભણેલા શ્રુતજ્ઞાનની વ્યાખ્યાને અનુયોગ કહે છે. આવી રીતે શ્રુતજ્ઞાનના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે.

વ્યાવહારનય માને છે કે—જે લોકોના વ્યવહારમાં પ્રવર્તે

તેજ વ્યવહાર યોગ્ય કહેવાય. લોકો ઉપાદેય પદાર્થોમાં પ્રવૃત્તિ અને હેય પદાર્થોથી નિવૃત્તિ શ્રુતજ્ઞાન દ્વારાજ કરે છે, માટે વ્યવહાર યોગ્ય શ્રુતજ્ઞાન હોવાથી તેજ અત્યંત લોકોપકારી છે. જો કે કેવલ વિગેરે જ્ઞાન પણ લોકોપકારી છે, પણ તેઓ વ્યવહાર યોગ્ય નહિં હોવાથી ગૌણવૃત્તિએ છે. પણ શ્રુતજ્ઞાન તો વ્યવહાર યોગ્ય હોવાથી મુખ્યવૃત્તિએ લોકોપકારી છે. માટે શ્રુતજ્ઞાન સિવાયના ચારે જ્ઞાન વ્યવહાર યોગ્ય નહિં હોવાથી ઉદ્દેશાદિ અવસરે તેઓનો અધિકાર નથી. જે જ્ઞાનમાં ઉદ્દેશ સમુદ્દેશ અને અનુજ્ઞા પ્રવર્તે તેજ જ્ઞાનમાં અનુયોગ એટલે વ્યાખ્યા પ્રવર્તે છે, આવા પ્રકારનું તો આચારાંગ વિગેરે શ્રુતજ્ઞાનજ છે. મતિજ્ઞાન વિગેરે બાકીનાં ચાર જ્ઞાન ઉદ્દેશાદિનો વિષય નહિં હોવાથી અનુપયોગી છે, એટલે ઉદ્દેશાદિકમાં એ ચારે જ્ઞાનનો અધિકાર નથી. અહીં કેઇ શંકા કરે કે—" મતિજ્ઞાન અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનમાં ઉદ્દેશ સમુદ્દેશ અને અનુજ્ઞા પ્રવર્તતા નથી. પરંતુ એ ચારે જ્ઞાનમાં અનુયોગની પણ પ્રવૃત્તિ નથી એમ કેમ કહેવાય ? કારણ કે, અનુયોગ એટલે વ્યાખ્યા, તે વ્યાખ્યા તો જેમ શ્રુતજ્ઞાનની કરાય છે તેવીજ રીતે એ ચારે જ્ઞાનની પણ કરાય છે, તો પછી અનુયોગમાં પણ એ ચારે જ્ઞાનને અનુપયોગી કેમ કહો છો ? " તેના ઉત્તરમાં જણાવવાનું કે—" જ્યારે મતિજ્ઞાન વિગેરેની વ્યાખ્યા કરો તે વખતે પણ સૂત્રનો ઉચ્ચાર કરવો જોઇશે, તથા શબ્દો ઉચ્ચારવા પડશે; સૂત્રો તથા શબ્દો શ્રુતજ્ઞાનજ છે, માટે વ્યાખ્યાની પ્રવૃત્તિમાં પણ શ્રુતજ્ઞાનજ ઉપયોગી છે. " વળી શ્રુતજ્ઞાન સિવાયના ચારે જ્ઞાન ગુરૂ મહારાજને આધીન નહિં હોવાથી ઉદ્દેશાદિની અપેક્ષા રાખતા નથી. તાત્પર્ય કે—શ્રુતજ્ઞાન અનેક અર્થવાળું, અતિશય

ગંભીર, અને વિવિધ મંત્રાદિ અતિશય યુક્ત હોવાથી પ્રાયઃ ગુરૂમહારાજના ઉપદેશની અપેક્ષાવાળું છે. તે શ્રુતજ્ઞાન ગુરૂમહારાજ પાસેથી ગ્રહણ કરાતું છતું ઉદ્દેશાદિક વિધિપૂર્વક ગ્રહણ કરાય છે. માટે તેના ઉદ્દેશાદિ ક્રમ પ્રવર્તે છે. પણ બાકીના ચાર જ્ઞાન તો, તે તે જ્ઞાનના આવરણનો ક્ષય તથા ક્ષયોપશમ થવાથી પોતાની મેળે ઉત્પન્ન થાય છે, માટે તે ચાર જ્ઞાન ઉદ્દેશાદિ ક્રમની અપેક્ષા રાખતા નથી. ॥ ૨ ॥

ઉપરની ગાથામાં જણાવ્યું કે—શ્રુતજ્ઞાનને ઉદ્દેશાદિ ક્રમ પ્રવર્તે છે, માટે ગુરૂમહારાજ પાસેથી ઉદ્દેશાદિ ક્રમ પૂર્વક શ્રુતજ્ઞાન ભણવું જોઇએ. પણ જે મનુષ્ય ઉદ્દેશાદિ ક્રમ વિના શ્રુતજ્ઞાનને ભણે તે મનુષ્ય જ્ઞાનની આશાતના કરે છે, અને જ્ઞાનની આશાતના કરનારો જ્ઞાનાવરણીય કર્મ બાંધે છે; તે સૂત્રની શાખે ગ્રન્થકાર દેખાડે છે—

**उद्देशादिक क्रम विण जे भणे, आशाते तेह नाण ।**
**नाणावरणी रे बांधे तेहथी, भगवइ अंग प्रमाण ॥स० ३॥**

જે પ્રાણી ઉદ્દેશાદિકના અનુક્રમ વિના સૂત્રને ભણે છે તે પ્રાણી જ્ઞાનની આશાતના કરે છે, અને જ્ઞાનની આશાતના કરવાથી તે પ્રાણી જ્ઞાનાવરણીય કર્મને બાંધે છે; આ બાબતમાં પાંચમું અંગ શ્રી ભગવતી સૂત્ર પ્રમાણ છે.

શ્રી ભગવતી સૂત્રના આઠમા શતકના નવમા ઉદ્દેશામાં, પત્ર ૪૧૦ માં કહ્યું છે કે—

नाणावरणिज्जकम्मासरीरप्पयोगबंधे णं भंते ! कस्स कम्मस्स उदएणं ? । गोयमा ! नाणपडिणीययाए नाणनिण्हवणयाए नाणंतराएणं नाणप्पदोसेणं नाणऽच्चासायणाए

नाणविसंवायणाजोगेणं नाणावरणिज्जकम्मासरीरप्पयोगनामाए कम्मस्स उदएणं नाणावरणिज्जकम्मासरीरप्पयोगबंधे." ।

"હે ભગવન્ ! જ્ઞાનાવરણીય નામના કાર્મણ શરીરના પ્રયોગનો બંધ કોણ કર્મના ઉદયથી થાય છે ? એટલે જ્ઞાનાવરણીય કર્મ કોણ કર્મના ઉદયથી બંધાય છે ? ગૌતમ ! જ્ઞાન અથવા [1]જ્ઞાનીની પ્રત્યનીકતાથી, એટલે જ્ઞાન અથવા જ્ઞાનીથી પ્રતિકૂલ આચરણ કરવાથી, જ્ઞાન અથવા જ્ઞાનીનો અપલાપ કરવાથી એટલે ઓળવવાથી, જ્ઞાનનો અંતરાય કરવાથી, એટલે કોઈ ભણતો હોય તેમાં વિઘ્ન કરવાથી: જ્ઞાન અથવા જ્ઞાની ઉપર દ્વેષ રાખવાથી; જ્ઞાન અથવા જ્ઞાનીની અતિ આશાતના કરવાથી એટલે હેલના કરવાથી; જ્ઞાન અથવા જ્ઞાનીનો વિસંવાદ કરવાથી, એટલે જ્ઞાનની પ્રરૂપણા વિપરીત કરવાથી તથા જ્ઞાનીના દોષો કાઢવાથી[2]; તથા જ્ઞાનાવરણીય નામના કર્મના ઉદયવડે જ્ઞાનાવરણીય નામના કાર્મણ શરીરના પ્રયોગનો બંધ થાય છે."

વળી ભગવતીસૂત્ર પ્રમુખ અંગને છેડે તપયોગ વિધિ સંક્ષેપથી કહ્યો છે, તે દેખાડે છે—

"पन्नत्तीए आइमाणं अट्ठण्हं सयाणं दो दो उद्देसगा उद्दिसिज्जन्ति; नवरं चउत्थे सए पढमदिवसे अट्ठ, बितीयदिवसे दो उद्देसगा उद्दिसिज्जन्ति । नवमाओ सयाओ आरब्भ जावइयं जावइयं एति तावइयं तावइयं एगदिवसेणं उद्दिसि-

૧ જ્ઞાન અને જ્ઞાનીનો કથંચિદ્ અભેદ છે, માટે જ્ઞાનાવરણીય કર્મ બંધાવામાં જે જે કારણો જ્ઞાન સંબંધી જણાવ્યાં છે તે તે કારણો જ્ઞાની સંબંધી પણ બતાવ્યાં છે.

૨ જ્ઞાનવર્ણીય કર્મ બંધાવામાં આ બાહ્ય કારણો બતાવ્યાં, હવે આભ્યંતર કારણ બતાવે છે.

ज्जइ, उक्कोसेणं सयं पि एगदिवसेणं, मज्झिमेणं दोहिं दिवसेहिं सयं, जहन्नेणं तिहिं दिवसेहिं सयं, एवं जाव वीसइमं सयं: नवरं गोसालो एगदिवसेण उद्दिसिज्जइ, जइ ठिओ एगेण चेव आयंबिलेणं अणुन्नविज्जइ, अह न ठिओ आयंबिलेणं छट्ठेणं अणुन्नविज्जइ। एक्कवीस-बावीस-तेवीसइमाइं सयाइं एक्केक्कदिवसेणं उद्दिसिज्जन्ति। चउवीसइमं सयं दोहिं दिवसेहिं छ छ उद्देसगा। पंचवीसइमं दोहिं दिवसेहिं छ छ उद्देसगा। बंधिसयाइं अट्ठ सयाइं एगेणं दिवसेणं। सेढिसयाइं बारस एगेणं, एगिंदियमहाजुम्मसयाइं बारस एगेणं, एवं बेइंदियाणं बारस, तेइंदियाणं बारस, चउरिंदियाणं बारस एगेणं। असन्निपंचिंदियाणं बारस, सन्निपंचिंदियमहाजुम्मसयाइं एक्कवीसं एगदिवसेणं उद्दिसिज्जन्ति। रासिजुम्मसयं एगदिवसेणं उद्दिसिज्जइ "।

"ભગવતી સૂત્રને વિષે આદિના આઠ શતકના બબ્બે ઉદ્દેશા એક દિવસે ઉદ્દેશાય છે; વિશેષ એટલો કે–ચોથા શતકના જે દસ ઉદ્દેશા છે; તેઓમાંથી પહેલે દિવસે આઠ, અને બીજે દિવસે બે ઉદ્દેશા ઉદ્દેશાય છે. હવે નવમા શતકથી માંડીને વીશમા શતક સુધી જેટલું જેટલું ભણી શકે તેટલું તેટલું ઉદ્દેશાય છે; તેમાં ઉત્કૃષ્ટથી એક દિવસે એક શતક, મધ્યમથી બે દિવસે એક શતક, અને જઘન્યથી ત્રણ દિવસે એક શતક ઉદ્દેશાય છે, પણ તેમાં વિશેષતા એટલી છે કે–ગોશાલાના અધિકારનું જે પંદરમું શતક છે તે એકજ દિવસે ઉદ્દેશાય છે, અને જો ભણનાર બુદ્ધિમાન્ હોય તો એકજ આયંબિલે અનુજ્ઞા કરાય છે, પણ જો બુદ્ધિમાન્ ન હોય તો બે આયંબિલ વડે અનુજ્ઞા કરાય છે. તાત્પર્ય કે–પૂર્વકાળમાં

ભણનાર જેટલો પાઠ ભણી શકે તેટલો પાઠ ગુરૂ મહારાજ ક્રિયા કરાવીને ભણાવતા, માટે એ પ્રમાણે કહ્યું કે બે આયંબિલની ક્રિયા કરાવીને અનુજ્ઞા કરાય છે. એકવીશમું બાવીશમું અને ત્રેવીશમું શતક એક એક દિવસે ઉદ્દેશાય છે. ચોવીશમું શતક બે દિવસે છ છ ઉદ્દેશા, પચ્ચીશમું શતક બે દિવસે છ છ ઉદ્દેશા. છવ્વીશમા બંધિ શતકથી માંડીને આઠ શતક સુધી એટલે તેત્રીશમા શતક સુધી એક દિવસે ઉદ્દેશાય છે. ચોત્રીશમા શ્રેણિ નામના શતકના બાર શતક એક દિવસે ઉદ્દેશાય છે. પાંત્રીશમા એકેન્દ્રિય મહાયુગ્મ નામના શતકના બાર શતક એક દિવસે ઉદ્દેશાય છે. એવી રીતે છત્રીશમા બેઈન્દ્રિય મહાયુગ્મ નામના શતકના બાર શતક, સાડત્રીશમા તેઈન્દ્રિય મહાયુગ્મ નામના શતકના બાર શતક, અને આડત્રીશમા ચઉરિન્દ્રિય મહાયુગ્મ નામના શતકના બાર શતક, એક દિવસે ઉદ્દેશાય છે. ઓગણચાલીશમા અસંજ્ઞી પંચેન્દ્રિય મહાયુગ્મ નામના શતકના બાર શતક, અને ચાલીશમા સંજ્ઞી પંચેન્દ્રિય મહાયુગ્મ નામના શતકના એકવીશ શતક એક દિવસે ઉદ્દેશાય છે. એકતાલીશમું રાશિયુગ્મ શતક એક દિવસે ઉદ્દેશાય છે " ॥ ૩ ॥

**श्रीनंदी अनुयोगदुवारमां, उत्तराध्ययने रे योग ।**
**कालग्रहणनो रे विधि सघलो कह्यो, धरिए ते उपयोग ॥स०४॥**

નંદી સૂત્રમાં, અનુયોગદ્વાર સૂત્રમાં, અને શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં યોગવહન કરવાનું ફરમાવ્યું છે. વળી યોગવહન કરતાં કાલગ્રહણનો વિધિ કરવો પડે છે, તે વિધિ તે તે સૂત્રોમાં દેખાડયો છે, તે કાલગ્રહણનો ઉપયોગ રાખી યોગવહનની વિધિપૂર્વક સૂત્ર અને અર્થ ભણવા જોઇએ શ્રીનંદીસૂ-

ત્રમાં દરેક સૂત્રના ઉદ્દેશ-સમુદ્દેશના કાલ દિન કહ્યા છે, તેમાં પહેલું સૂત્ર શ્રી આચારાંગના ઉદ્દેશ-સમુદ્દેશના કાલ દિન કહેતાં શ્રીનંદીસૂત્રમાં અંગપ્રવિષ્ટઅધિકારમાં પત્ર ૨૦૯ માં કહ્યું છે કે—

"से णं अंगठ्याए पढमे अंगे, दो सुअक्खंधा, पणुवीसं अज्झयणा, पंचासीइ उद्देसणकाला, पंचासीइ समुद्देसणकाला।"

"તે આચારાંગ, અંગોના અર્થપણે પહેલું અંગ છે. એટલે બધા અંગોમાં આચારાંગ પહેલું અંગ છે. તે આચારાંગમાં બે શ્રુતસ્કંધ છે, બન્ને શ્રુતસ્કંધ મળીને પચ્ચીશ અધ્યયન છે, પંચાશી ઉદ્દેશન કાલ છે. પંચાશી સમુદ્દેશન કાલ છે." આ ઉદ્દેશકાલ અને સમુદ્દેશકાલ યોગવિધિગમ્ય જાણવા.

વળી જે જે સૂત્રોના જે જે અધ્યયનાદિ ભણવામાં આવે તે તે અધ્યયનાદિ સિદ્ધાંતમાં ફરમાવેલ તપની વિધિપૂર્વકજ ભણવા જોઇએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના બહુશ્રુતપૂજા નામના અગીયારમા અધ્યયનમાં, ગાથા ચૌદમી, પત્ર ૩૪૭ માં કહ્યું છે કે—

"वसे गुरुकुले निच्चं, जोगवं उवहाणवं।
पियंकरे पियंवाई, से सिक्खं लद्धुमरिहइ" ॥ १४ ॥

"જે શિષ્ય હમેશાં ગુરૂ મહારાજના ગચ્છમાં રહે, જીંદગી પર્યંત ગુરૂ મહારાજની આજ્ઞામાંજ પ્રવર્તે, નિરંતર ધાર્મિક પ્રવૃત્તિમાંજ તલ્લીન બને, વળી ઉપધાનવાળો હોય એટલે અંગ અને અંગ બાહ્યસૂત્રોના અધ્યયનાદિ ભણતાં સિદ્ધાંતના ફરમાન મુજબ યથાયોગે આયંબિલ પ્રમુખ તપ વિશેષ કરીને તે તે અધ્યયનાદિ ભણે, કદાચિત્ કોઇ તેનો અપકાર કરે તો પણ પોતાનાજ કર્મનો દોષ ચિંતવતો થકો તે અપકારી મનુષ્યનો પણ ઉપકારજ કરે, ગુરૂ મહારાજને અનુકૂલ આહારાદિ વડે તેમની

પ્રીતિ સંપાદન કરે,. પ્રિય બોલે એટલે પોતાની નિંદા કરનાર સાથે પણ મીઠાંજ વચનો બોલે, વળી ગુરૂ મહારાજના અભિપ્રાય મુજબ બોલે; આવા પ્રકારના ગુણવાળો શિષ્ય શાસ્ત્રાર્થ ગ્રહણાદિરૂપ શિક્ષા મેળવવાને યોગ્ય છે. ઉપર બતાવેલા ગુણો. થી રહિત જે શિષ્ય હોય તે અવિનીત સમજવો, અવિનીત શિષ્ય શાસ્ત્રાર્થ ગ્રહણાદિરૂપ શિક્ષા મેળવવાને યોગ્ય નથી."

ઉપરના કથનથી સિદ્ધ થયું કે– જે મનુષ્ય સિદ્ધાંતના ફરમાન મુજબ આયંબિલ પ્રમુખ તપસ્યા કરે તેજ મનુષ્ય સૂત્રાર્થ ગ્રહણ કરવાને અધિકારી છે.

સૂત્રોનો પાઠ–સ્વાધ્યાય યોગવિધિ પૂર્વક કરવો જોઇએ, વળી તે સ્વાધ્યાય મનમાને વખતે ન કરતાં સિદ્ધાંતમાં જે જે સમયે દર્શાવ્યો છે તેજ સમયે કરવો જોઈએ, દિવસના સ્વાધ્યાય માટે કયો કયો કાલ ગ્રહણ કરવો, તે માટે સામાચારી દર્શાવતાં શ્રીઉત્તરાધ્યયન સૂત્રના સામાચારી નામના છવ્વીશમા અધ્યયનમાં પત્ર ૫૩૯–૫૪૦ માં કહ્યું છે કેઃ—

पुव्विल्लम्मि चउब्भागे, पडिलेहित्ताण भंडयं ।
गुरुं वंदित्तु सज्झाय, कुज्जा दुक्खविमुक्खणिं ॥ २१ ॥
पोरिसीए चउब्भागे, वंदित्ताण तओ गुरुं ।
अपडिक्कमित्तु कालस्स, भायणं पडिलेहए ॥ २२ ॥
चउत्थीए पोरिसीए, निक्खिवित्ताण भंडयं ।
सज्झायं च तओ कुज्जा, सव्वभावविभावणं ॥ ३६ ॥
पोरिसीए चउब्भागे, वंदित्ताण तओ गुरुं ।
पडिक्कमित्ता कालस्स. सिज्जं तु पडिलेहए ॥ ३७ ॥

" દિવસના પૂર્વના ચોથા ભાગમાં એટલે દિવસની. પહેલી પોરસીમાં સૂર્ય ઉદય થાય તે સમયે ઉપધિને પડિલેહીને

તથા ગુરૂ મહારાજને વંદન કર્યા પછી સર્વ દુઃખનો નાશ કરનાર એવા સ્વાધ્યાયને કરે. તે પહેલી પોરસીનો ચોથો ભાગ બાકી રાખી રહે ત્યારે ગુરૂ મહારાજને વંદન કરી, ભાજનનું પડિલેહણ કરે, પણ કાલને ન પડિક્કમે, કારણ કે દિવસની પાછલી પોરસીમાં પણ સ્વાધ્યાય કરવાનો છે, અહીં પ્રાભાતિક કાલ કહ્યો." ॥૨૧-૨૨॥

"દિવસની ચોથી પોરસીમાં પડિલેહણપૂર્વક ભાજનને બાંધીને, ત્યારપછી જીવાદિ સર્વ પદાર્થોને જણાવનારા એવા સ્વાધ્યાયને કરે. તે ચોથી પોરસીનો ચોથો ભાગ અવશેષ રહે ત્યારે ગુરૂ મહારાજને વાંદી, કાલને પડિક્કમીને ત્યારપછી વસતિનું પડિલેહણ કરે. એટલે પ્રાતઃકાળે પ્રાભાતિક કાલ પડિક્કમ્યો નથી તે સાંજે પડિક્કમે, વળી કાલ ગ્રહણના માંડલા કરે."

હવે સ્વાધ્યાય માટે રાત્રિએ કયો કયો કાલ ગ્રહણ કરવો, તે સંબંધમાં સામાચારી દર્શાવતાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સામાચારી નામના છવ્વીશમા અધ્યયનમાં, પત્ર ૫૩૯ માં કહ્યું છે કે—

"जं नेइ जया रत्तिं, नक्खत्तं तम्मि नहचउब्भागे।
संपत्ते विरमिज्जा, सज्झाय पओसकालम्मि ॥ १९॥
तम्मेव य नक्खत्ते, गयणं चउभागसावसेसम्मि।
वेरत्तियं पि कालं, पडिलेहित्ता मुणी कुज्जा" ॥२०॥

"જે નક્ષત્ર રાત્રિને સમાપ્ત કરે, એટલે જે નક્ષત્ર સૂર્યાસ્ત સમયે ઉદય થાય તે નક્ષત્ર અસ્ત થતાં રાત્રિ સમાપ્ત થાય છે, આવું નક્ષત્ર પ્રાયઃ સૂર્યના નક્ષત્રથી ચૌદમું હોય છે, તે નક્ષત્ર આકાશના ચોથા ભાગમાં પ્રાપ્ત થયે છતે અર્થાત્ રાત્રિની પહેલી પોરસી પૂરી થતાં રાત્રિની શરૂઆતમાં આ-

રંભેલા સ્વાધ્યાય થકી વિરમવું. તાત્પર્ય કે–પહેલાં પ્રાદોષિક કાલને પડિલેહણ પૂર્વક ગ્રહણ કરીને પહેલી પોરસીમાં સૂત્રનો સ્વાધ્યાય કરવો, અને પહેલી પોરસી પૂરી થતાં સ્વાધ્યાય થકી વિરમવું." ॥૧૯॥

"તેજ નક્ષત્ર આકાશનો ચોથો ભાગ બાકી રહે ત્યાં આવે, એટલે આકાશનો ત્રીજો ભાગ સમાપ્ત કરે ત્યારે મુનિરાજ વૈરાત્રિક કાલને પડિલેહીને ગ્રહણ કરે." ॥૨૦॥

વળી ઉત્તરાધ્યયન સૂત્રના પત્ર ૫૪૪–૫૪૫ માં કહ્યું છે કે–

" पारियकाउस्सग्गो, वंदित्ता णं तओ गुरुं।
थुइमंगलं च काउं, कालं संपडिलेहए ॥ ४२ ॥
पोरिसीए चउत्थीए, कालं तु पडिलेहए।
सज्झायं तु तओ कुज्जा, अबोहंतो असंजए ॥४४॥
पोरिसीए चउब्भागे, वंदित्ता णं ततो गुरुं।
पडिक्कमित्तु कालस्स, कालं तु पडिलेहए " ॥ ४५ ॥

"રાત્રિના દેવસી પ્રતિક્રમણને છેડે કાઉસગ્ગ કરી, તે કાઉસગ્ગને પારી, સિદ્ધસ્તવ રૂપ સ્તુતિ મંગલ કરીને પ્રાદોષિક કાલને પડિલેહે, અને ગ્રહણ કરે. અહીં વાધાઈ કાલ–પ્રાદોષિક કાલ આવ્યો. રાત્રિની ચોથી પોરસીમાં મુનિરાજ વૈરાત્રિક કાલ પડિલેહીને અને ગ્રહણ કરીને અસંયતિઓને નહિ જગાડતા છતા સ્વાધ્યાય કરે, અર્થાત્ બહુજ ધીમે સ્વરે ભણતા છતા સ્વાધ્યાય કરે. ઉંચે સ્વરે સ્વાધ્યાય કરવાથી ગૃહસ્થો જાગી જાય, અને સાવદ્ય વ્યાપાર કરવા માંડે તો સ્વાધ્યાય કરતા મુનિરાજ પણ તે આરંભ ક્રિયાથી થતા પાપના ભાગીદાર થાય, માટે મુનિરાજ ચોથી પોરસીમાં બહુજ ધીમે સ્વરે સ્વા-

ધ્યાય કરે. હવે રાત્રિની ચોથી પોરસીનો ચોથો ભાગ અવશેષ રહે ત્યારે ગુરૂ મહારાજને દ્વાદશાવર્ત વંદન કરી, વૈરાત્રિક કાલને પડિક્કમીને, પ્રાભાતિક કાલને પડિલેહી ગ્રહણ કરે."

આવી રીતે સૂત્રોમાં ઘણે સ્થળે કાલ પડિલેહણ, તે તે કાલે સ્વાધ્યાયાદિ, વિગેરે જે જે યોગવિધિ દર્શાવ્યો છે તે મુજબ વર્તન કરીએ તોજ લાભદાયક થાય. કાલ પડિલેહણથી શું લાભ થાય, તે સંબંધમાં-શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સમ્યક્ત્વ પરાક્રમ નામના ઓગણત્રીશમા અધ્યયનમાં, પત્ર ૫૭૪ માં કહ્યું છે કેઃ-

"कालपडिलेहणाए णं भंते ! जीवे किं जणेइ ? ।

कालपडिलेहणाए णं नाणावरणिज्जं कम्मं खवेइ" ।

"હે ભગવન્ ! કાલના પડિલેહણ વડે જીવ શું લાભ મેળવે ? એટલે પ્રાદોષિક પ્રાભાતિક વિગેરે કાલનું સિદ્ધાંતમાં કહેલ વિધિ પ્રમાણે પડિલેહણ, તે તે કાલનું ગ્રહણ, તે તે કાલે જાગવું, સ્વાધ્યાયાદિમાં સાવધાન રહેવું, વિગેરે કાલના પડિલેહણ વડે જીવ શું લાભ મેળવે ? ગુરૂ મહારાજ ઉત્તર આપે છે કે- હે શિષ્ય ! કાલના પડિલેહણ વડે જીવ જ્ઞાનાવરણીય કર્મને ખપાવે છે" ॥ ૪ ॥

ઉપરની ગાથામાં જણાવ્યું કે-સિદ્ધાંતના ફરમાન મુજબ વિધિપૂર્વક યોગવિધિ કરીનેજ સૂત્રો ભણવા જોઇએ. યોગવહન કરનાર સુગતિને મેળવે છે, અને આ અપાર સંસારનો પાર પામી મોક્ષગતિ મેળવવા ભાગ્યશાલી થાય છે, તે સૂત્રની શાખે દર્શાવતા ગ્રન્થકાર કહે છે કે-

**ठाणे त्रीजे रे वली दशमे कह्युं, योग वहे जेह साध ।**
**आगमेसि भद्दा ते संपजे, तरे संसार अगाध ॥ स० ॥ ५॥**

શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા સ્થાનકમાં કહ્યું છે કે– જે મુનિરાજ યોગ વહન કરે તે આ અગાધ સંસાર સમુદ્રને તરી જાય છે. વળી દસમા સ્થાનકમાં કહ્યું છે કે–યોગ વહન કરનાર આગામી ભવમાં ભદ્રપણાને પામે છે, એટલે દેવ-મનુષ્યાદિ સુગતિ અને મોક્ષગતિ રૂપ કલ્યાણને મેળવે છે.

જે દેવ-મનુષ્યાદિ સુગતિ અને છેવટે મોક્ષગતિને પણ આપવા સમર્થ છે તે યોગવહનની અવગણના કરી સૂત્ર-સિદ્ધાંત ભણવા એ કેવી મૂર્ખતા ? શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા સ્થાનકના પહેલા ઉદ્દેશામાં, પત્ર ૧૨૦ માં કહ્યું છે કે–

" तिहिं ठाणेहिं संपन्ने अणगारे अणादीयं अणवदग्गं दीहमद्धं चाउरंतं संसारकंतारं वीइवएज्जा । तं जहा–अणिदाणयाए, दिट्ठिसंपन्नयाए, जोगवाहियाए " ।

" ત્રણ સ્થાનને પ્રાપ્ત થયેલ મુનિરાજ; જેની આદિ નથી, જેનો અંત નથી, અને જેનો માર્ગ ઘણો લાંબો છે એવી ચાર ગતિ રૂપ સંસાર અટવીનો પાર પામે છે. તે જેવી રીતે–અનિયાણાપણે એટલે કોઇ જાતનું નિયાણું ન કરે, સમ્યગ્દૃષ્ટિપણે, તથા યોગ વહન કરવાપણે એટલે યોગ વહન કરી શ્રુત સ્વાધ્યાય કરે. "

વળી શ્રી સ્થાનાંગ સૂત્રના દસમા સ્થાનકના ત્રીજા ઉદ્દેશામાં, પત્ર ૫૧૪ માં કહ્યું છે કે—

" दसहिं ठाणेहिं जीवा आगमेसिभद्दत्ताए कम्मं पगरेन्ति । तं जहा–अणिदाणयाए, दिट्ठिसंपन्नयाए, जोगवाहियत्ताए, खंतिखमणयाए, जितिंदियत्ताए, अमाइल्लयाए, अपासत्थयाए, सुसामण्णयाए, पवयणवच्छल्लयाए, पवयणउब्भावणयाए" ।

"દસ સ્થાન વડે જીવો આગામી ભવમાં ભદ્રપણા માટે એટલે કલ્યાણ માટે શુભ કર્મને બાંધે છે. એટલે આગામી ભવાંતરમાં થવાનું જે સુદેવપણાની પ્રાપ્તિ લક્ષણ કલ્યાણ, તથા ત્યાર પછી અનંતર સુમનુષ્યપણાની પ્રાપ્તિ વડે મોક્ષપ્રાપ્તિ રૂપ કલ્યાણ, આવા અનુપમ કલ્યાણ માટે દસ સ્થાન વડે જીવો શુભકર્મ બાંધે છે. કયા દસ સ્થાન વડે જીવો આવું શુભકર્મ બાંધે છે? તે કહે છે, તે જેવી રીતે—અનિયાણાપણે એટલે કોઇ જાતનું નિયાણું ન કરે, સમ્યગ્ દ્રષ્ટિપણે, યોગ વહન કરવાપણે એટલે યોગ વહન કરી શ્રુત સ્વાધ્યાય કરવાથી, ક્ષાન્તિ ક્ષમણપણે એટલે પોતે સમર્થ હોવા છતાં બીજા ઉપર ક્ષમા રાખે, જિતેન્દ્રિયપણે એટલે ઇંદ્રિયોને કાબુમાં રાખે, અમાયાવીપણે એટલે કોઇ પણ જાતનું કપટ ન રાખે, અપાસત્થાપણે એટલે જ્ઞાન દર્શન ચારિત્રમાં શિથિલ ન હોય, સુશ્રમણપણે એટલે મૂલ અને ઉત્તરગુણ યુક્ત સાધુપણા વડે; પ્રવચન એટલે આગમ અથવા સંઘ તેનું હિત કરવાપણે, અને પ્રવચનની પ્રભાવના કરવાપણે ॥૫॥

ઉપરની ગાથાથી સિદ્ધ થયુ કે-મુનિરાજ યોગ વહન કરી સૂત્રોનું અધ્યયન કરે, યોગ વહન કર્યા વિના સૂત્રોનું અધ્યયન ન કરવું જોઇએ; તેજ હકીકત આ ગાથામાં જણાવે છે. વળી શ્રાવક પણ ઉપધાન વહીને પોતાને ઉચિત સિદ્ધાંત ભણે. આ પ્રમાણે મુનિરાજ અને શ્રાવક યોગ અને ઉપધાન પૂર્વક પોતપોતાને ઉચિત સિદ્ધાંત ભણે, તે વાત નંદીસૂત્રની શાખ આપી ગ્રંથકાર બતાવે છે.—

**योग वहीने रे साधु श्रुत भणे, श्रावक ते उपधान ।**
**तप उपधाने रे श्रुत परिग्रह कह्या, नंदीए तेह निदान ॥**
**स० ॥ ६ ॥**

સાધુ યોગ વહન કરીને શ્રુત–સિદ્ધાંત ભણે, અને શ્રાવક ઉપધાન વહીને પોતાને ઉચિત સિદ્ધાંત ભણે. શ્રીનંદીસૂત્રમાં તપ ઉપધાન કરીને શ્રુત ગ્રહણ કરવાનું કહ્યું છે, તે માટે સાધુ તથા શ્રાવકને યોગ તથા ઉપધાન વહીને સિદ્ધાંત ભણવાનું કહીએ છીએ. શ્રી નંદીસૂત્રમાં અંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનના અધિકારમાં પત્ર ૨૩૦ માં કહ્યું છે કે—

"सुअपरिग्गहा तवोवहाणाश्त्रिइं"

"તપ ઉપધાન પૂર્વક શ્રુતને ગ્રહણ કરવું." ॥ ૬ ॥

ઉપરની ગાથાથી સિદ્ધ થયું કે, શ્રાવક પોતાને ઉચિત સિદ્ધાંત ઉપધાન વહીનેજ ભણે. હવે ઉપધાન કેટલા છે કે જે ઉપધાન વહન કરીને ભણવાથી આવશ્યક શુદ્ધ થાય? અગીયાર અંગ ભણવાની ઈચ્છાવાળા શ્રાવકને ત્યાં સુધી ભણવાનો અધિકાર છે કે કેમ? તે આ ગાથામાં જણાવે છે—

**इरियादिकनां रे षट उपधान छे, तेणे आवश्यक शुद्ध ।**
**गृही सामायिक आदि श्रुत भणे, दीक्षा लेइ अलुद्ध ॥**
**स० ॥ ७ ॥**

ઇરિયાવહી પ્રમુખના ૭ ઉપધાન છે. અહીં ઇરિયાવહીના ઉપલક્ષણથી નવકારનું ઉપધાન લેવું. તે ૭ ઉપધાન આ પ્રમાણે સમજવા—પહેલું ઉપધાન પંચ મહામંગલ શ્રુતસ્કંધ, બીજુ પ્રતિક્રમણ શ્રુતસ્કંધ, ત્રીજું શક્રસ્તવાધ્યયન, ચોથું ચૈત્યસ્તવાધ્યયન, પાંચમું નામસ્તવાધ્યયન, અને છઠું શ્રુતસ્તવ સિદ્ધસ્તવાધ્યયન. આ ૭ ઉપધાને કરીને આવશ્યકસૂત્ર શુદ્ધ થાય. આ રીતે ૭ ઉપધાનનો અધિકાર મહાનિશીથ સૂત્રમાં વિસ્તારથી

છે, માટે જિજ્ઞાસુએ ત્યાંથી જોઈ લેવો.

ગૃહસ્થ એટલે શ્રાવક લોભ-ક્રોધાદિનો ત્યાગ કરી, દીક્ષા લઇ. સામાયિકથી આરંભી દૃષ્ટિવાદ પર્યંત શ્રુત ભણે, અર્થાત્ શ્રાવક જ્યાં સુધી દીક્ષા ન લે ત્યાં સુધી તેને સામાયિકથી આરંભી દૃષ્ટિવાદ પર્યંત ભણવાનો અધિકાર નથી. સુબુદ્ધિમંત્રી વિગેરેના અધિકારમાં તથા બીજે પણ ઘણે સ્થળે દીક્ષા લીધા પછીજ.

"सामाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जइ"

"સામાયિકથી આરંભીને અગીયાર અંગ ભણે" એવા પાઠ છે. ॥ ૭ ॥

શ્રાવકને સૂત્ર ભણવાનો અધિકાર નથી તે બતાવે છે—

**सूत्र भण्या कोइ श्रावक नवि कह्या, लद्धट्ठा कह्या तेह।**
**प्रथम ज्ञान ने पछी दया कही, तिहां संजत गुणरेह॥**
**स० ॥ ८ ॥**

કોઇ પણ સૂત્રમાં શ્રાવકોને સૂત્ર ભણેલા કહ્યા નથી, પરંતુ તેમને સૂત્રના અર્થ સાંભળવાથી લબ્ધાર્થ કહ્યા છે. શ્રી ભગવતી સૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં પત્ર ૧૩૪ માં, તુંગિયા નગરીના શ્રાવકો કેવા હતા ? તેનું વર્ણન કરતાં કહ્યું છે કે—

"लद्धट्ठा, गहियट्ठा, पुच्छियट्ठा, अभिगयट्ठा, विणिच्छियट्ठा"

"તુંગિયા નગરીના શ્રાવકો સૂત્રના અર્થને સાંભળવાથી લબ્ધાર્થ હતા, એટલે તેઓએ સૂત્રના અર્થને મેળવ્યા હતા; તેઓ સૂત્રના અર્થનો નિર્ણય થવાથી ગૃહીતાર્થ હતા, એટલે તેઓએ સૂત્રના અર્થોને ચોકસતાપૂર્વક ગ્રહણ કર્યા હતા; તેઓ

સંદેહવાળા અર્થોને પૂછવાથી પૃષ્ટાર્થ હતા, એટલે તેઓએ સુત્રોના અર્થમાં સંદેહવાળા ઠેકાણાં પૂછી નિર્ણીત કર્યા હતા; તેઓ સૂત્રોના અર્થોનું અભિગમન કરવાથી અભિગૃહીતાર્થ હતા, એટલે તેઓએ સૂત્રના અર્થોને સંપૂર્ણ રીતે જાણ્યા હતા; તેઓ અર્થોના રહસ્યને પ્રાપ્ત કરવાથી વિનિશ્ચિતાર્થ હતા, એટલે તેઓએ સૂત્રોના અર્થોનું રહસ્ય નિર્ણય પૂર્વક જાણ્યું હતું."

આવી રીતે શ્રાવકો ગુરૂમહારાજ પાસે સૂત્રોના અર્થ સાંભળી તે અર્થમાં પ્રવીણ બન્યાના દૃષ્ટાંત ઘણે સ્થળે મળી આવે છે, પરંતુ કોઇ પણ ઠેકાણે—"लद्धसुत्ता, गहियसुत्ता, મેળવ્યા છે સૂત્રો જેઓએ, નિર્ણય પૂર્વક ગ્રહણ કર્યા છે સૂત્રો જેઓએ" એવા પાઠ નથી. જો શ્રાવકોને પણ સૂત્રો ભણવાનો અધિકાર હોત તો, જેમ તુંગિયા નગરીના શ્રાવકોને સૂત્રોના અર્થો જાણવામાં નિપુણ બતાવ્યા, તેમ સૂત્રો ભણેલા પણ જણાવત. પણ સૂત્રો ભણેલા કહ્યા નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે—શ્રાવકોને ગુરૂમહારાજ પાસે સૂત્રોના અર્થ સાંભળવાનો અધિકાર છે, પણ સૂત્રો ભણવાનો અધિકાર નથી.

એટલુંજ નહિં, પણ દરેક સાધુને પણ દરેક સૂત્ર ભણવાનું ફરમાન નથી, કિંતુ દીક્ષાના અમુક પર્યાયવાળા સાધુને અમુકજ સૂત્ર ભણવાની આજ્ઞા છે. શ્રી વ્યવહાર સૂત્રના દસમાં ઉદ્દેશામાં કહ્યું છે કે—

"तिवासपरियागस्स निग्गंथस्स कप्पइ आयारकप्पे नामं अज्झयणे उद्दिसित्तए वा। चउवासपरियागस्स निग्गंथस्स कप्पइ सूयगडे नामं अंगे उद्दिसित्तए। पंचवासपरियागस्स समणस्स कप्पइ दसाकप्प-ववहारा नामज्झयणे उद्दिसित्तए। अट्ठ-

वासपरियागस्स समणस्स कप्पइ ठाण—समवाए नामं अंगे उद्देसित्तए। दसवासपरियागस्स कप्पइ विवाहे नामं अंगे उद्देसित्तए। एक्कारसवासपरियागस्स कप्पइ खुड्डियाविमाणपविभत्ति—महल्लियाविमाणपविभत्ति—अंगचूलिया—वंगचूलिया-विवाहचूलिया नामं उद्दिसित्तए। बारसवासपरियागस्स कप्पइ अरुणोववाए वरुणोववाए गरुलोववाए धरणोववाए वेसमणोववाए वेलंधरोववाए अज्झयणे उद्दिसित्तए। तेरसवास-परियाए कप्पइ उवट्ठाणसुए समुट्ठाणसुए देविंदोववाए नागपरियावलिया नामं अज्झयणे उद्दिसित्तए। चउदसवासपरियागस्स कप्पइ सुमिणभावणा नामं उद्दिसित्तए। पण्णरसवासस्स कप्पइ चारणभावणा नामं अज्झयणं उद्दिसित्तए। सोलसवासस्स कप्पइ वेयणीसयं नामं अज्झयणं उद्दिसित्तए। सत्तरसवासस्स कप्पइ आसीविसनामं अज्झयणे उद्दिसित्तए। अट्ठारसवासस्स कप्पइ दिट्ठिविसभावणा नामं अज्झयणे उद्दिसित्तए। एगुणवीसइवासपरियागस्स कप्पइ दिट्ठिवाए नामं अंगे उद्दिसित्तए। वीसवासपरियाए समणे निग्गंथे सव्वसुआणं वाई भवइ. ॥"

"ત્રણ વરસના દીક્ષા પર્યાયવાળા નિર્ગ્રન્થને એટલે સાધુને આચારકલ્પ નામનું અધ્યયન ભણવું કલ્પે. ચાર વરસના દીક્ષા પર્યાયવાળા નિર્ગ્રન્થને સૂયગડાંગ નામનું અંગ ભણવું કલ્પે. પાંચ વરસના દીક્ષાપર્યાયવાળા શ્રમણને દશાકલ્પ અને વ્યવહાર નામનું અધ્યયન ભણવું કલ્પે. આઠ વરસના દીક્ષા-પર્યાયવાળા શ્રમણને સ્થાનાંગ અને સમવાયાંગ નામનું અંગ ભણવું કલ્પે. દસ વરસના દીક્ષાપર્યાયવાળા સાધુને વિવાહ-

પન્નત્તિ એટલે શ્રી ભગવતીસૂત્ર નામનું અંગ ભણવું કલ્પે. અગીયાર વરસના દીક્ષાપર્યાયવાળા શ્રમણને ખુડ્ડિયાવિમાનપ્રવિભક્તિ મહલ્લિયાવિમાનપ્રવિભક્તિ અંગચુલિયા વંગચુલિયા અને વિવાહચુલિયા ભણવી કલ્પે. બાર વર્ષના પર્યાયવાળા સાધુને અરૂણોપપાત વરૂણોપપાત ગરૂડોપપાત ધરણોપપાત વૈશ્રમણોપપાત અને વેલંધરોપપાત નામનું અધ્યયન ભણવું કલ્પે. તેર વરસના પર્યાયવાળા સાધુને ઉપસ્થાનશ્રુત સમુટ્ઠાણશ્રુત દેવેન્દ્રોપપાત અને નાગપરિયાવલિયા નામનું અધ્યયન ભણવું કલ્પે. ચૌદ વરસના પર્યાયવાળા સાધુને સ્વપ્નભાવના ભણવી કલ્પે. પંદર વરસના પર્યાયવાળા સાધુને ચારણ ભાવના નામનું અધ્યયન ભણવું કલ્પે. સોળ વરસના પર્યાયવાળા સાધુને વેદની શતક નામનું અધ્યયન ભણવું કલ્પે. સત્તર વરસના પર્યાયવાળા સાધુને આશીવિષ નામનું અધ્યયન ભણવું કલ્પે. અઢાર વરસના પર્યાયવાળા સાધુને દૃષ્ટિવિષભાવના નામનું અધ્યયન ભણવું કલ્પે. ઓગણીશ વરસના પર્યાયવાળા સાધુને દૃષ્ટિવાદ નામનું અંગ ભણવું કલ્પે. અને વીશ વરસના દીક્ષા પર્યાયવાળા શ્રમણ નિર્ગ્રન્થ સર્વસૂત્રના વાદી થાય."

ઉપરના કથન મુજબ જ્યારે મુનિરાજ પણ અમુક વરસ સુધી દીક્ષાપર્યાયવાળા થાય ત્યારે તેમને અમુકજ સૂત્ર ભણવાનો અધિકાર છે, તો પછી શ્રાવકને સૂત્ર ભણવાનો અધિકાર ક્યાંથી હોય ?

અહીં કોઈ સ્થાનકવાસી શંકા કરે છે કે–" જો શ્રાવકને સૂત્ર ભણવાનો અધિકાર ન હોય તો તેને જીવોની રક્ષા કરવાનું યથાર્થ જ્ઞાન ક્યાંથી થશે ?, અને જ્યારે જીવોની રક્ષા કરવાનું

યથાર્થ જ્ઞાન ન હોય તો દયા કેવી રીતે પાળી શકે ? માટે મોક્ષની નીસરણી સમાન એવી દયા યથાર્થ પાળવા માટે સાધુઓની જેમ શ્રાવકોએ પણ સૂત્રો ભણીને જ્ઞાન તો અવશ્ય સંપાદન કરવું જોઇએ. સૂત્રો ભણ્યા વિના જીવરક્ષાનું યથાર્થ જ્ઞાન નહિં થવાથી દયા બરાબર પળી શકતી નથી, એ વાત અમે કલ્પિત કહેતા નથી; પણ શ્રીદશવૈકાલિકસૂત્રના ષડ્જીવનિકા નામના ચોથા અધ્યયનના-ઉપદેશ નામના પાંચમા અધિકારની દસમી ગાથા, પત્ર ૧૫૭ માં કહ્યું છે કે—

"पढमं नाणं तओ दया."

"પહેલું જ્ઞાન, અને ત્યાર પછી દયા." આવી રીતે દયા પાળવામાં જ્ઞાનને સાધન બતાવેલ હોવાથી સાધુઓની જેમ શ્રાવકોએ પણ સૂત્રો અવશ્ય ભણવા જોઈએ; કારણ કે સૂત્રો ભણ્યા વિના જીવરક્ષાનું જ્ઞાન યથાર્થ સંપાદન થઇ શકતું નથી, અને જ્યાં સુધી જીવરક્ષાનું જ્ઞાન ન હોય ત્યાં સુધી દયા પળી શકતી નથી. દયા જેમ સાધુઓએ પાળવાની છે તેમ શ્રાવકોએ પણ પાળવાની છે, એ વાત જો લક્ષ્ય બહાર ન હોય તો અવશ્ય કબૂલ કરો કે શ્રાવકોને પણ સૂત્રો ભણવાની છુટ આપવી જોઈએ.

તેના ઉત્તરમાં જણાવવાનું કે-તમારૂં કથન એ સત્ય છે કે, જીવરક્ષાનું જ્ઞાન હોય તો જ દયા બરાબર પળી શકે, પણ દશવૈકાલિકમાં "पढमं नाणं तओ दया—પહેલું જ્ઞાન અને પછી દયા." એ જે વાકય કહ્યું છે તેથી કાંઇ એવો અર્થ નીકળતો નથી કે, સૂત્ર ભણીનેજ જીવરક્ષાનું જ્ઞાન સંપાદન કરવાથી દયા પાળી શકાય છે. પણ જો પ્રથમ જીવરક્ષાનું

જ્ઞાન સંપાદન કર્યું હોય તો જ દયા પાળી શકાય એવો અર્થ નીકળે છે. જીવરક્ષાનું જ્ઞાન સૂત્રો ભણવાથી જ સંપાદન થાય એવો એકાંત નથી, પરમોપકારી મહાત્મા પૂર્વાચાર્યોએ પણ આગમ અનુસારે એવા એવા ગ્રન્થો રચેલા છે કે જે ભણવાથી જીવરક્ષાનું જ્ઞાન સારી રીતે સંપાદન થઇ શકે છે. વળી એટલાથીજ સંતોષ ન હોય, અને સૂત્રો ભણવાનો શ્રાવકોને અધિકાર ન હોવા છતાં તેમને સૂત્રો ભણવાની છુટ આપવાનો મોહ હોય તો, ગુરૂ મહારાજ પાસે શ્રાવકોને સૂત્રોનાં અર્થ સાંભળી તેમાં નિપુણ બનવાનો કયાં અધિકાર નથી ?, શ્રાવકો ગુરૂગમથી સૂત્રોના અર્થ સાંભળી, જીવરક્ષાના સ્વરૂપને બરાબર ઓળખી દયા સારી રીતે પાળી શકે છે. છતાં પણ પોતાનો કક્કો ખરો કરવા માટે દશવૈકાલિકના पढमं नाणं तओ दया એ વાકયથી એવોજ અર્થ કરવા હઠ પકડી બેસો કે-" પહેલું જ્ઞાન અને પછી દયા, એટલે સૂત્રો ભણીને જીવરક્ષાનું પ્રથમ જ્ઞાન મેળવ્યું હોય તોજ પછી દયા સારી રીતે પળી શકે. " જો કે આવો અર્થ કોઇ પણ રીતે થઈ શકતો નથી, છતાં પણ तुष्यतु दुर्जन ન્યાયથી સ્વીકારીએ, તો તેમાં પણ તમે પોતાની અજ્ઞાનતા પ્રકાશો છો. કારણ કે એ વાકય શ્રાવકને માટે કહ્યું નથી, પણ ગુણની રેખા સમાન એવા સાધુને માટે કહ્યું છે. જુઓ, આગળનું વાકય તપાસો.

" पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए. "

" પહેલું જીવરક્ષાના ઉપાયભૂત જ્ઞાન મેળવે, અને જીવરક્ષાનું જ્ઞાન મેળવવાથી ત્યાર પછી દયા પાળે; એ પ્રકારે સર્વસંયત એટલે સાધુ-મુનિરાજ રહે. "

કહો, ઉપરનું વાકય સાધુને માટે કહ્યું છે કે શ્રાવકને માટે ?; જો શ્રાવકને માટે કહ્યું હોત તો 'સંયત' શબ્દને ઠેકાણે 'શ્રાવક' શબ્દ મુકત; માટે દશવૈકાલિકના पढमं नाणं तओ दया એ વાકયથી જે તમે શ્રાવકોને પણ સૂત્રો ભણવાની છુટ આપવા તૈયાર થાઓ છો એ નરી અજ્ઞાનતા છે, કારણ કે એ વાકયથી સૂત્રો ભણવાનો તાત્પર્ય નીકળતો જ નથી, છતાં માની લઈએ, તો પણ એ વાકય સાધુને માટે છે, શ્રાવકને માટે લખાયું નથી. આ ઉપરથી સિદ્ધ થયું કે, શ્રાવકોને સૂત્ર ભણવાનો અધિકાર નથી. ॥ ૮ ॥

**नवमे अध्ययने रे बीजा अंगमां, घरमां दीवन दीठ ।**
**वलिय चउदमे रे कह्युं शिक्षा लहे, ग्रन्थ तजे ते गरिट्ठ ॥**
**स० ॥ ९ ॥**

બીજા અંગમાં એટલે શ્રી સૂયગડાંગ સૂત્રને વિષે નવમા અધ્યયનમાં શ્રાવક ઘરમાં એટલે ગૃહસ્થપણામાં સૂત્રરૂપી દીવો દેખતો નથી, તેથી તે સૂત્રરૂપ પ્રકાશ દેખવા માટે દીક્ષા લે છે. એ પ્રમાણે કહ્યું છે.

શ્રી સૂયગડાંગસૂત્રના ધર્મ નામના નવમા અધ્યયનમાં, ગાથા ૩૪, પત્ર ૧૮૫ માં કહ્યું છે કે—

"गिहे दीवमपासंता, पुरिसादाणिया नरा ।
ते वीरा बंधणुम्मुका, नाऽवकंखन्ति जीवियं ॥ ३४ ॥

"જે ગૃહસ્થો ગૃહસ્થપણામાં સૂત્રરૂપ દીવાને નહિં દેખવાથી સમ્યક્ પ્રકારે દીક્ષા અંગીકાર કરે છે તે પુણ્યશાલી મહાત્માઓ પુરૂષોને આશ્રય કરવા યોગ્ય એટલે આદરવા યોગ્ય થાય છે; વળી તે વીર પુરૂષોને પુત્ર સ્ત્રી વિગેરે બાહ્ય બંધનથી

તથા રાગ દ્વેષાદિ આભ્યન્તર બંધનથી મૂકાએલા છતા અસંય-મરૂપ જીવિતને ઈચ્છતા નથી. ”

વળી ચૌદમા અધ્યયનમાં કહ્યું છે કે—ગ્રન્થ ત્યજીને એટલે પરિગ્રહનો ત્યાગ કરીને જેઓ સૂત્રગ્રહણ રૂપ શિક્ષા મેળવે છે તેઓ ગુણગરિષ્ઠ એટલે ગુણો મેળવી મહાત્મા બને છે.

શ્રીસૂયગડાંગ સૂત્રના ગ્રન્થ નામના ચૌદમા અધ્યયનમાં, પત્ર ૨૪૨ માં કહ્યું છે કે—

“गंथं विहाय इह सिक्खमाणो, उट्ठाय सुबंभचेरं वसेज्जा।
ओवायकारी विणयं सुसिक्खे, जे च्छेय से विप्पमायं न कुज्जा” ॥ १ ॥

“ સંસારના કટુ વિપાકને જાણવાવાળો ગૃહસ્થ ધન-ધાન્યાદિ ગ્રન્થને એટલે પરિગ્રહને ત્યજી દીક્ષિત થયો થકો સદાચા-રમાં તત્પર થઇ સૂત્રને ગ્રહણરૂપ તથા આસેવનરૂપ શિક્ષાને સમ્યક્ પ્રકારે સેવતો થકો, અને બ્રહ્મચર્યને સારી રીતે પાળતો થકો વસે; તથા ગુરૂ મહારાજની આજ્ઞાનુસાર વર્તતો છતો વિનયને સારી રીતે કરે. વળી જે નિપુણ શિષ્ય હોય તે સંયમ—અનુ-ષ્ઠાનમાં તથા ગુરૂમહારાજની આજ્ઞા પાળવામાં જરા પણ પ્રમાદ ન કરે ”

અહીં પણ કહ્યું કે—ગૃહસ્થ પરિગ્રહનો ત્યાગ કરી દીક્ષિત થાય ત્યારે સૂત્ર ભણે. ॥ ૯ ॥

**सप्तम अंगे अणढिया संवरी, दाख्या श्राद्ध अनेक।**
**नवि आचारधरादिक ते कह्या, मोटो एह विवेक ॥**
**स० ॥ १० ॥**

સાતમાં અંગમાં એટલે શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં અનેક શ્રાવકોને સંવરવાળા કહ્યા છે, પણ સૂત્ર ભણેલા કહ્યા નથી. જો શ્રાવકોને સૂત્ર ભણવાનો અધિકાર હોત તો જે જે ઉત્તમ શ્રાવકોના ગુણોનું સિદ્ધાંતમાં વર્ણન કર્યું છે તે તે શ્રાવકોના ગુણો વર્ણવતાં સૂત્રો ભણેલા પણ દર્શાવત; પરંતુ કોઇ પણ સ્થળે શ્રાવકોને સૂત્રો ભણેલા કહ્યા નથી, તેથી નિશ્ચય થાય છે કે– શ્રાવકોને સૂત્રો ભણવાનો અધિકાર નથી. વળી કોઈ પણ સૂત્રમાં કોઇ પણ શ્રાવકને આચારાંગ વિગેરેને ધારણ કરનારા કહ્યા નથી, પણ મુનિરાજોને સ્થળે સ્થળે આચારાંગાદિ સૂત્રોને ધારણ કરનારા કહ્યા છે, આ પ્રમાણે સાધુ અને શ્રાવકમાં મોટો વિવેક છે, એટલે ઘણો તફાવત છે. દરેક સ્થળે સાધુઓ અને શ્રાવકોને વહેંચણ કરી દર્શાવેલ છે–સાધુઓને સૂત્ર ભણેલાં કહ્યા છે, અને શ્રાવકોને સૂત્ર ભણેલા કહ્યા નથી. શ્રી ઉપાસક દશાંગ સૂત્રના બીજા અધ્યયનમાં, કામદેવ શ્રાવકના અધિકારમાં, પત્ર ૩૦ માં કહ્યું છે કેઃ—

अज्जो ! इ, समणे भगवं महावीरे बहवे समणे निग्गंथे य निग्गंथीओ य आमंतेत्ता एवं वयासी–'जइ ताव अज्जो ! समणोवासगा गिहिणो गिहं अज्झावसन्ता दिव्व–माणुस्स–तिरिक्खजोणिए उवसग्गे सम्मं सहन्ति जाव अहियासेन्ति, सक्का पुणाइं अज्जो ! समणेहिं निग्गंथेहिं दुवालसंगं गणिपिडगं अहिज्जमाणेहिं दिव्व–माणुस्स–तिरिक्खजोणिए उवसग्गे सम्मं सहित्तए, जाव अहियासित्तए। तओ ते बहवे समणा निग्गंथा य निग्गंथीओ य समणस्स भगवओ महावीरस्स तहत्ति एयमट्ठं विणएणं पडिसुणन्ति। तए णं से कामदेवे

समणोवासए इह• जाव समणं भगवं महावीरं पसिणाइं पुच्छइ ।"

"હે આર્યો!, એ પ્રમાણે આમન્ત્રણ વચનવડે શ્રમણ ભગવાન્ મહાવીરે ઘણા શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓને એટલે સાધુઓ અને સાધ્વીઓને બોલાવી કહ્યું કે—' હે આર્યો ! જ્યારે શ્રમણોપાસક ગૃહસ્થો ગૃહસ્થાવાસમાં વસતાં છતા પણ દેવ સંબંધી મનુષ્ય સંબંધી અને તિર્યંચ સંબંધી ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરે છે, યાવત્ દીનતા રહિતપણે તે ઉપસર્ગોને સહે છે; ત્યાર પછી હે આર્યો ! આચાર્યોની પેટી સમાન એવી દ્વાદશાંગીને ભણતા શ્રમણ નિર્ગ્રન્થોએ તો દેવ સંબંધી મનુષ્ય સંબંધી અને તિર્યંચ સંબંધી ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરવા શક્ય છે, યાવત્ તે ઉપસર્ગો દીનતા રહિતપણે સહન કરવા શક્ય છે'. ત્યાર પછી તે ઘણા શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓ—'હે ભગવન્ ! આપે કહ્યું તે સત્ય છે, એમ કહી શ્રમણ ભગવાન્ મહાવીરના વચનને વિનયપૂર્વક સ્વીકારે છે. ત્યારપછી તે શ્રમણોપાસક કામદેવ હર્ષિત થયો, યાવત્ પ્રફુલ્લિત હૃદયવાળો થઇને શ્રમણ ભગવાન્ મહાવીરને પ્રશ્નો પૂછે છે."

અહીં પરમાત્મા મહાવીરે સાધુઓ અને સાધ્વીઓને પરિસહો સહન કરવા માટે શિખામણ આપતાં કહ્યું છે કે— જ્યારે શ્રાવકો પણ આવા આવા ઘોર ઉપસર્ગો સહન કરે છે ત્યારે તમે તો દ્વાદશાંગીને જાણનારા હોવાથી તે ઉપસર્ગોને સહન કરવા તમારે પાછી પાની નજ કરવી જોઇએ. શ્રાવકો અને સાધુઓમાં પ્રભુ મહાવીરે વિશેષતા સ્પષ્ટ જણાવી દીધી કે—તમે તો દ્વાદશાંગીને ભણનારા છો. જે શ્રાવકો દ્વાદશાંગીને ભણતા નથી તેઓ પણ

જ્યારે ઉપસર્ગો સહન કરે છે, તો પછી તમારે તો શ્રાવકો કરતાં સૂત્ર ભણવાથી વિશિષ્ટ જ્ઞાન છે; તેથી તમારે તો ઉપસર્ગો અવશ્ય સહન કરવા જોઈએ, કે જેથી કર્મો નાશ પામે, અને મોક્ષ મેળ-વવા ભાગ્યશાલી બનો.

વળી શ્રી ઉપાશકદશાંગ સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં, કુંડકો-લિક શ્રાવકના અધિકારમાં, પત્ર ૩૮ માં કહ્યું છે કે—

"कुंडकोलिया ! इ, समणे भगवं महावीरे कुंडकोलियं समणोवासयं एवं वयासी—' से नूणं कुंडकोलिया ! कल्लं तुब्भ पुव्वावरण्हकालसमयंसि असोगवणियाए एगे देवे अंतियं पाउब्भवित्था । तए णं से देवे नाममुद्दं च तहेव जाव पडिगए । से नूणं कुंडकोलिया ! अट्ठे समट्ठे ? ' । ' हंता ! अत्थि ' । ' तं धन्नो सि णं तुमं कुंडकोलिया ! जहा कामदेवो ' । अज्जो ! इ, समणे भगवं महावीरे समणे निग्गंथे य निग्गंथीओ य आमंतित्ता एवं वयासी—' जइ ताव अज्जो ! गिहिणो गिहं अज्झावसंता णं अन्नउत्थिए अट्ठेहि य हेऊहिं य पसिणेहि य कारणेहि य वागरणेहि य निप्पट्ठपसिण-वागरणे करेन्ति, सक्का पुणाइं अज्जो ! समणेहिं निग्गंथेहिं दुवालसंगं गणिपिडगं अहिज्जमाणेहिं अन्नउत्थिया अट्ठेहि य जाव निप्पट्ठपसिण—वागरणा करित्तए ' । तए णं समणा निग्गंथा य निग्गंथीओ य समणस्स भगवओ महावीरस्स तहत्ति एयमट्ठं विणएणं पडिसुणेन्ति । तए णं से कुंडकोलिए समणो-वासए समणं भगवं महावीरं वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता पसिणाइं पुच्छइ " ।

"હે કુંડકોલિક ! એ પ્રમાણે આમંત્રણવચન વડે શ્રમણ ભગવાન્ મહાવીરે શ્રમણોપાસક કુંડકોલિકને આ પ્રમાણે કહ્યું કે—"હે કુંડકોલિક ! ગઈ કાલે મધ્યાહ્ન સમયે અ-શોકવનિકામાં એક દેવ તારી પાસે પ્રગટ થયો હતો. ત્યાર પછી તે દેવે તારી નામમુદ્રા યાવત્ તારૂં ઉત્તરીય વસ્ત્ર ગ્રહણ કર્યું. તે દેવે તને કહેલું કે—" ઉદ્યમ કર્મ બલ વીર્ય પુરૂષાતન અને પરાક્રમ એ કાંઇ કામના નથી; કારણ કે પ્રયત્ન કરવા છતાં કાર્યની સિદ્ધિ થતી નથી; માટે સર્વ ભાવો નિયત માનવા જોઇએ. જે થવાનું હોય તે થયા જ કરે છે. કહ્યું છે કેઃ—

"प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः,
सोऽवश्यं भवति नृणां शुभोऽशुभो वा ।
भूतानां महति कृतेऽपि हि प्रयत्ने,
नाऽभाव्यं भवति न भाविनोऽस्ति नाशः" ॥ १ ॥

"મનુષ્યોને શુભ અથવા અશુભ જે અર્થ નિયતિના બલથી પ્રાપ્ત થવાનો હોય તે અવશ્ય પ્રાપ્ત થાય છે. કારણ કે, પ્રાણીઓ ઘણો પરિશ્રમ કરે તો પણ તેઓને જે ન થવાનું હોય તે થતુંજ નથી, અને જે થવાનું હોય તેનો નાશ નથી એટલે થયાજ કરે છે." વળી કહ્યું છે કે—

"न हि भवति यन्न भाव्यं, भवति च भाव्यं विनाऽपि यत्नेन ।
करतलगतमपि नश्यतिं, यस्य तु भवितव्यता नास्ति" ॥ १ ॥

"જે ન થવાનું હોય તે થતુંજ નથી, અને જે થવાનું હોય તે પ્રયત્ન કર્યા વિના પણ થાય છે. જેની ભવિતવ્યતા

નથી એટલે જે વસ્તુ મળવાની નથી તે વસ્તુ હસ્તગત થઇ હોય તો પણ નાશ પામે છે"

"માટે ઉદ્યમ કર્મ વિગેરે કાંઇ પણ કામનાં નથી, પણ જે થવાનું હોય તે થયાજ કરે છે, આ પ્રમાણે મંખલિપુત્ર ગોશાલાની ધર્મપ્રરૂપણા સુંદર છે. પણ 'ઉદ્યમ કર્મ બલ વીર્ય પુરૂષાતન અને પરાક્રમ જરૂરના છે, સર્વ ભાવો અનિયત છે. પ્રયત્ન કરવાથી પ્રાણી પોતાનું નસીબ ફેરવી શકે છે, શુભ કર્મો કરવાથી ઉચ્ચ ગતિ પ્રાપ્ત થઇ શકે છે.' આ પ્રમાણે શ્રમણ ભગવાન્ મહાવીરની જે ધર્મ પ્રરૂપણા છે તે ઠીક નથી."

" આવી રીતે તે દેવે ગોશાલાની અસત્ય ધર્મપ્રરૂપણાને સત્ય જણાવી, અને મારી જે સત્ય ધર્મપ્રરૂપણા છે તેને અસત્ય જણાવી. ત્યારે તેં તે દેવને કહ્યું કે—' હે દેવ ! જો ગોશાલાની ધર્મ પ્રરૂપણા મુજબ સર્વ ભાવો નિયત હોય, અને ઉદ્યમ કર્મ બલ વીર્ય પુરૂષાતન કે પરાક્રમ કાંઇ કામના ન હોય, તો તું જે આવા પ્રકારની દિવ્ય ઋદ્ધિ દિવ્ય દ્યુતિ અને દિવ્ય પ્રભાવ પામ્યો છે તે કોના પ્રતાપે ? શું કાંઇ પણ ઉદ્યમ શુભકર્માદિ કરવાથી કે ઉદ્યમ શુભકર્માદિ કર્યા વિના ?' ત્યારે તે દેવ બોલ્યો કે—' કુંડકોલિક ! મેં કાંઈ પણ ઉદ્યમ શુભકર્માદિ કર્યા વિનાજ આવી દિવ્યઋદ્ધિ વિગેરે વડે યુક્ત દેવપણું મેળવ્યું છે, કારણ કે જે મળવાનું હોય તે તો શુભકર્માદિ વિના પણ મળીજ જાય છે.' ત્યારે તેં તે દેવને કહ્યું કે—' હે દેવ ! જ્યારે તેં ઉદ્યમ શુભકર્માદિ વિનાજ આવી દિવ્યઋદ્ધિ વિગેરે મેળવ્યું છે, તો પછી જેઓ ઉદ્યમ શુભકર્મ યાવત્ પરાક્રમ કરતા નથી તેઓ દરેક દેવ થાય કે ન થાય ? તારી માન્યતા પ્રમાણે તો અવશ્ય કહેવું પડશે. કે શુભકર્માદિ ન કરનારા પણ દરેક દેવ થવા જોઇએ. પણ જો એ પ્રમાણે માનીએ

તો જગતની વ્યવસ્થા અસ્ત-વ્યસ્ત થઇ જાય. જ્ઞાનીઓ તો ઉદ્યમ શુભકર્માદિનાં શુભ પરિણામ માને તેમાં નવાઈ નથી, પણ અણસમજુ મનુષ્યો પણ માને છે કે-વાવે તેવું લણે અને કરે તેવું પામે. આ ઉપરથી તારે કબુલ કરવું જોઇએ કે-જેઓ ઉદ્યમ શુભકર્માદિક કરતા નથી તેઓ આવી દિવ્યઋદ્ધિ યુક્ત દેવપણું મેળવી શકે નહિં, તું જે દેવ થયો છે તે તારા પૂર્વભવના શુભકર્મને લીધેજ થયો છે. માટે જે તું ઉદ્યમ શુભકર્માદિ નહિ માનનાર ગોશાલાના મતને સુંદર અને ઉદ્યમ શુભકર્માદિ માનનાર શ્રમણ ભગવાન્ મહાવીરના મતને અસુંદર કહે છે તે તારૂં કહેવું મિથ્યા છે.' હે કુંડકોલિક ! આ પ્રમાણે તારૂં કથન સાંભળી તે દેવ ગોશાલાના મતમાં શંકિત થયો, અને તને ઉત્તર આપી શકયો નહિ. હે કુંડકોલિક ! આ મારૂં કથન સત્ય છે?"

ત્યારે કુંડકોલિક બોલ્યો કે-' હે ભગવન્ ! આપે કહ્યું તે બરાબર સત્ય છે.' પ્રભુએ કહ્યું કે-' હે કુંડકોલિક ! કામદેવની જેમ તું ધન્ય છે.'

" ત્યાર પછી ' હે આર્યો !' એ પ્રમાણે આમંત્રણ વચન વડે શ્રમણ ભગવાન્ મહાવીરે શ્રમણ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓને બોલાવી કહ્યું કે-" હે આર્યો ! જ્યારે ગૃહસ્થો ગૃહસ્થાવાસમાં વસતા છતા પણ જીવાદિ પદાર્થો વડે, અન્વય-વ્યતિરેક લક્ષણ હેતુઓ વડે, સામા વાદીને પ્રશ્ન પૂછવા વડે, પોતાના સત્ય કથનની સિદ્ધિ કરનારા કારણો બતાવવા વડે, અને સામા વાદીએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર દેવા રૂપ વ્યાકરણો વડે અન્યતીર્થિકોને-અન્યમતાવલંબીઓને નિરસ્ત પ્રશ્નવાળા કરી નિરૂત્તર કરી નાખે છે; તો પછી હે આર્યો ! આચાર્યોની પેઠી

સમાન એવી દ્વાદશાંગીને ભણતા શ્રમણ નિર્ગ્રન્થોએ તો અન્ય-તીર્થિકોને પદાર્થાદિના નિરૂપણ દ્વારા યાવત્ તેઓના પ્રશ્નો અને ઉત્તરોને નિરસ્ત કરવા શક્ય છે."

'અહીં પ્રભુ મહાવીરે સાધુઓને શિખામણ આપતાં સ્પષ્ટ જણાવ્યું છે કે–દ્વાદશાંગીને નહિ ભણનારા હોવાથી તમારા કરતાં અલ્પજ્ઞાનવાળા પણ ગૃહસ્થો જ્યારે અન્ય મતવાળાઓને આવી સુંદર રીતે સમજાવી તેઓની ભૂલ કબુલ કરાવે છે, તો પછી તમે તો દ્વાદશાંગીને ભણનારા હોવાથી ગૃહસ્થો કરતાં વધારે જ્ઞાની છો; તેથી તમે તો ગૃહસ્થો કરતાં વધારે સ્ફુટ રીતે અન્ય-મતવાળાઓને સમજાવી પ્રતિબોધી શકો.

અહીં કોઇ શંકા કરે છે કે–"સાધુઓને દ્વાદશાંગી ભણનારા કહ્યા છે, અને શ્રાવકોને નથી કહ્યા; તેથી એમ માનવાને કારણ છે કે, શ્રાવકો દ્વાદશાંગી સુધીનું બહોળું જ્ઞાન મેળવી શકતા નહિં હોય; પણ થોડા ઘણા સૂત્રો તો ભણેલા હશેજ. તમે જે બીલકુલ સૂત્રો ન ભણેલા શ્રાવકોને જણાવો છો તે કયા આધારે ?" તેના ઉત્તરમાં જણાવવાનું કે–"કોઈ પણ સૂત્રમાં શ્રાવકોને આચારાંગ વિગેરે કોઇ પણ સૂત્રને ધરનારા કહ્યા નથી; જેમ સાધુઓને—

"अप्पेगइआ आयारधरा, अप्पेगइआ सूयगडधरा"

'કેટલાએક આચારાંગ ધરનારા, કેટલાએક સૂયગડાંગ ધરનારા' ઇત્યાદિ અગીયાર અંગો ભણનારા ઉવવાઇ વિગેરે સૂત્રોમાં વિસ્તારથી કહ્યા છે, તેમ કોઈ પણ શ્રાવકોને કોઇ પણ સૂત્ર ધરનારા કહ્યા નથી. તો પછી ખોટું અનુમાન શા

માટે કરવું જોઇએ કે, શ્રાવકો થોડા ઘણા સૂત્રો ભણનારા હશે? સાધુઓ અને શ્રાવકોમાં આ મોટામાં મોટું અંતર છે, કે–સાધુઓને સૂત્રો ભણેલા કહેલા છે, જ્યારે શ્રાવકોને સૂત્રો ભણેલા કોઇ પણ ઠેકાણે કહ્યા નથી, માટે કદાગ્રહ મૂકી માનવું જોઈએ કે, શ્રાવકોને સૂત્ર ભણવાનો અધિકાર નથી." ॥ ૧૦ ॥

અહીં કોઇ સ્થાનકવાસી શંકા કરે છે કે–" ઉત્તરાધ્યયનમાં પાલિત નામના શ્રાવકને આગમમાં પંડિત કહ્યો છે, તો આગમ ભણ્યા વિના આગમમાં પંડિત કેમ બની શકે? માટે ઉત્તરાધ્યયનનેજ આધારે સ્પષ્ટ જણાય છે કે, શ્રાવકને સૂત્રો ભણવાનો અધિકાર હોવો જોઈએ." તેનો ઉત્તર આપતાં ગ્રન્થકાર કહે છે કે–

**उत्तराध्ययने रे कोविद जे कह्यो, श्रावक पालित चंप ।**
**ते प्रवचन निर्ग्रन्थ वचन थकी, अरथ विवेके अकंप ॥**
**॥ स० ॥ ११ ॥**

શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં ચંપા નગરીના પાલિત નામના શ્રાવકનું કોવિદ એટલે પંડિત હોવાનું જે કથન છે, તે વીતરાગના સિદ્ધાંતના વચનથી સમજાય છે કે, પાલિત શ્રાવક સૂત્રોના અર્થગ્રહણના વિવેકે નિશ્ચયપણે આગમમાં પંડિત હતો.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સમુદ્રપાલીય નામના એકવીશમા અધ્યયનમાં, પત્ર ૪૮૨ માં કહ્યું છે કે:—

" चंपाए पालिए नाम, सावए आसि वाणिए ।
महावीरस्स भगवओ, सीसो सो उ महप्पणो ॥ १ ॥
निग्गंथे पावयणे, सावए से विकोविए ।
पोएण ववहरंते, पिहुंडं नयरमागए " ॥ २ ॥

"ચંપા નગરીમાં વૈશ્યજાતિનો પાલિત નામનો શ્રાવક હતો; તે પાલિત મહાત્મા શ્રી મહાવીર ભગવંતનો શિષ્ય હતો. વળી તે પાલિત શ્રાવક નિર્ગ્રન્થ સંબંધી પ્રવચનમાં એટલે વીતરાગના સિદ્ધાંતમાં વિશેષ પ્રકારે પંડિત હતો. એક વખતે વહાણ વડે વ્યાપાર કરતો છતો તે પિહુંડ નામના નગરમાં આવ્યો."

ઉપરના પાઠના ફક્ત એક કોવિદ એટલે પંડિત શબ્દથી માની બેસવું કે–પાલિત શ્રાવક સૂત્રો ભણ્યો હતો, એ વગર વિચાર્યું સાહસ છે. અલબત, પાલિત શ્રાવકને સિદ્ધાંતમાં પંડિત કહ્યો છે; પણ જેમ સાધુઓ સૂત્રો ભણી અર્થ જાણી આગમમાં પં-ડિત બને છે તેમ શ્રાવકો પણ ગુરૂમહારાજ પાસેથી સૂત્રોના અર્થ સાંભળી આગમમાં પંડિત બની શકે છે. જેમ સાધુઓને 'अधीतसूत्र—એટલે સૂત્રો ભણેલા' એવી રીતે સાફ સાફ જણાવેલું છે, તેમ શ્રાવકોને સૂત્રો ભણેલા કહ્યા નથી; પણ 'लद्धट्ठा—એટલે સૂત્રોના અર્થના જાણકાર' કહ્યા છે. આજ કાલ પણ સાધુઓ જેમ સૂત્રો ભણી અર્થ જાણી આગમમાં પંડિત બનેલા દેખીએ છીએ, તેમ શ્રાવકો પણ ગુરૂમહારાજ પાસેથી સૂ-ત્રોના અર્થ જાણી આગમમાં પંડિત બનેલા દ્રષ્ટિગોચર થાય છે. માટે બેધડક માનવુંજ જોઈશે કે–પાલિત શ્રાવકને આગમમાં જે પં-ડિત કહ્યો છે તે ગુરૂમહારાજ પાસેથી સૂત્રોના અર્થ જાણી પંડિત બનેલો હતો.

અહીં વળી પાછો કોઇ સ્થાનકવાસી શંકા કરે છે કે–"ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે, સૂત્ર ભણતો છતો સમકિત પામે. આ પ્રમાણે સૂત્ર ભણવું એ સમકિતનું કારણ છે એમ બતાવ્યું છે. તેથી એવો તાત્પર્ય નીકળે કે, મિથ્યાત્વી થકો સૂત્ર ભણે, અને

સૂત્ર ભણે ત્યારે મિથ્યાત્વ નાશ પામી સમકિત પ્રાપ્ત થાય. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના મોક્ષમાર્ગ ગતિ નામના અઠ્ઠાવીશમા અધ્યયનમાં, પત્ર ૫૬૪ માં કહ્યું છે કે—

" जो सुत्तमहिज्जंतो, सुएण ओगाहइ उ सम्मत्तं ।
अंगेण बाहिरेण व, सो सुत्तरुइ त्ति नायव्वो " ॥ १ ॥

" જે સૂત્ર ભણતો છતો, તે ભણાતા એવા અંગપ્રવિષ્ટ આચારાંગાદિ તથા અંગબાહ્ય ઉત્તરાધ્યયનાદિ વડે સમકિતને અવગાહે એટલે પ્રાપ્ત કરે, તેને સૂત્રરૂચિ જાણવો "

" ઉપરના પાઠથી સિદ્ધ થાય છે કે મિથ્યાત્વીને પણ સૂત્ર ભણવાનો અધિકાર છે. " તેના ઉત્તરમાં જણાવવાનું કે—જેમ ' ત્રાપા વડે જલ અવગાહે ' એ વાક્યથી જે જલ વિદ્યમાન છે તેને અવગાહે, એવો અર્થ લેવાય છે; તેમ અહીં પણ વિદ્યમાન એવાજ સમકિતને સાધુ અવગાહે એવો અર્થ સમજવાનો છે. તાત્પર્ય કે—કાંક્ષામોહનીય કર્મના ઉદયથી જે શંકિતભાવ હોય તેને સૂત્ર ભણતો થકો સાધુ નિઃશંકિત કરે, અને પછી નિઃશંકિત સૂત્ર-રૂચિ નામે સમકિત અવગાહે એટલે પ્રાપ્ત કરે, એવો સીધો અર્થ સમજવાનો છે. પણ મિથ્યાત્વી છતો સૂત્ર ભણીને સમકિત પામે એવો અર્થ તો અણસમજુ પણ ન કરે. વળી મિથ્યાત્વી એટલે અન્યતીર્થી કહેવાય, તે અન્યતીર્થીને જે સૂત્ર ભણાવે તેને પણ ચાર માસનું પ્રાયશ્ચિત્ત આવે એમ આ છઠ્ઠી ઢાળની ચૌદમી ગાથામાં જણાવ્યું છે. જ્યારે અન્યતીર્થીને જે સૂત્ર ભણાવે તેને પણ દોષિત ઠરાવી આટલું પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તો પછી મિથ્યાત્વીએ સૂત્ર ભણવાની તો વાતજ ક્યાં રહી ? ॥ ૧૧ ॥

પરમોપકારી તીર્થંકરોએ પ્રાણીઓને હિતકારી જે જે પદાર્થો પ્રરૂપ્યા છે તે તે પદાર્થો સાધુઓને માટે સૂત્રથી અને સાધુઓ સિવાય બીજાઓને માટે અર્થથી પ્રરૂપ્યા છે. આ પ્રમાણે બન્ને વિભાગ સ્ફુટ રીતે દર્શાવેલા છે. તે પૈકી સત્યની પ્રરૂપણા માટે પ્રશ્નવ્યાકરણની શાખ આપતા ગ્રન્થકાર કહે છે કે—

**सूत्रे दीधुं रे सत्य ते साधुने, सुर नरने वली अत्थ ।**
**संवर द्वारे रे बीजे एम कह्युं, अंग दशमे समरत्थ ॥**
**॥ स० ॥ १२ ॥**

પરમાત્મા તીર્થંકરે સાધુને સૂત્રથી સત્ય દીધું, અને દેવોને તથા સાધુ સિવાયના મનુષ્યને અર્થથી સત્ય દીધું; એમ દસમું અંગ શ્રીપ્રશ્નવ્યાકરણના બીજા સંવરદ્વારમાં સમર્થપણે કહ્યું છે. શ્રીપ્રશ્નવ્યાકરણના બીજા સંવરદ્વારમાં પત્ર ૧૧૪ માં સત્યનો મહિમા તથા સત્યનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે—

" तं सच्चं भगवं तित्थयरसुभासियं दसविहं चोद्दसपुव्वीहिं पाहुडत्थविदितं महरिसीण य समयप्पदिन्नं देविंद-नरिंदभासियत्थं "

" ભગવત્ એટલે આરાધવા યોગ્ય--આચરવા યોગ્ય એવું તે સત્ય તીર્થંકરોએ સમ્યક્ પ્રકારે દસ [1]પ્રકારનું પ્રરૂપ્યું છે;

---

૧ સત્યના દસ પ્રકાર સ્થાનાંગ સૂત્રના દસમા સ્થાનકના ત્રીજા ઉદ્દેશામાં પત્ર ૪૮૯ માં વિસ્તારથી જણાવ્યા છે, ત્યાંથી જોઇ લેવા. અથવા આજ ગ્રન્થની પહેલી ઢાળની બીજી ગાથામાં પૃષ્ઠ ૯ માં દર્શાવ્યા છે ત્યાંથી જોઇ લેવા.

અને ચૌદ પૂર્વધરોએ પૂર્વગત ભાગ વિશેષ જે પ્રાભૃત એટલે પાહુડા, તેના અર્થથી જાણ્યું. વળી તીર્થંકરોએ તે સત્ય મહર્ષિઓને એટલે મહાત્મા સાધુઓને સૂત્ર વડે દીધું, અને દેવેન્દ્રો તથા નરેન્દ્રોને અર્થથી કહ્યું."

સાધુઓ તથા ગૃહસ્થો સત્યનો પ્રભાવ જાણીને સત્ય વચન બોલી આત્મહિત સાધે, માટે પરમોપકારી વીતરાગે સાધુઓને સૂત્રથી સત્ય દીધું, અને ગૃહસ્થોને અર્થથી જણાવ્યું. ઉપરના પાઠથી પણ સિદ્ધ થાય છે કે—સાધુઓનેજ સૂત્ર ભણવાનો અધિકાર છે, ગૃહસ્થોને નથી; કારણકે તીર્થંકરોએ સૂત્રથી સત્ય સાધુને દીધું છે, પણ ગૃહસ્થોને સૂત્રથી દીધાનું કહ્યું નથી, ગૃહસ્થોને તો અર્થથી સત્ય જણાવ્યું છે. ॥ ૧૨ ॥

વળી શ્રાવકને સૂત્ર ભણવાનો નિષેધ શ્રીસ્થાનાંગ સૂત્રની શાખ આપીને દેખાડે છે—

**वलिय विगयपडिबद्धने वाचना, श्री ठाणांगे निषेध।**
**नविय मनोरथ श्रुत भणवा तणो, श्रावकने सुप्रसिद्ध ॥**
**॥ स० ॥ १३ ॥**

વળી જે ઘી દૂધ વિગેરે વિગયમાં એટલે વિકૃતિ કરનાર પદાર્થોમાં નિત્ય આસક્ત હોય, એટલે જે યોગવહન ન કરતો હોય, તેને શ્રીસ્થાનાંગસૂત્રમાં સૂત્રની વાચના દેવાનો એટલે સૂત્ર ભણાવવાનો નિષેધ કહ્યો છે. જેમ સાધુને સુત્ર ભણવાનો મનોરથ સુપ્રસિદ્ધ છે તેમ શ્રાવકને સૂત્ર ભણવાનો મનોરથ સુપ્રસિદ્ધ નથી.

સાધુઓ યોગવહનની તપસ્યા કરી ઘી દૂધ વિગેરે વિગયનો ત્યાગ કરે છે. ગૃહસ્થો યોગવહનની તપસ્યા કરતા નથી, અને

વિગયમાં આસક્ત હોય છે. જેઓ વિગયમાં આસક્ત હોય તેમને સૂત્રની વાચના દેવાનો નિષેધ છે. શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા સ્થાનકના ચોથા ઉદ્દેશામાં, પત્ર ૧૬૫ માં કહ્યું છે કે—

" तओ अवायणिज्जा पण्णत्ता । तं जहा—अविणीए विगइपडिबद्धे अविओसिअपाहुडे । तओ कप्पन्ति वाइत्तए । तं जहा—विणीए अविगइपडिबद्धे विओसिअपाहुडे "।

" ત્રણ જણા વાચના દેવાને અયોગ્ય પ્રરૂપ્યા છે, એટલે ત્રણ જણાને સૂત્ર ન ભણાવવું જોઇએ. તે જેવી રીતે—જે અવિનીત હોય એટલે વંદન—નમસ્કારાદિ વિનય ન કરતો હોય, જે ઘી દુધ વિગેરે વિગયમાં આસક્ત હોય એટલે યોગ વહન રૂપ તપસ્યા ન કરતો હોય, અને જે અવ્યવસિત એટલે નથી શાંત થયો પ્રાભૃત એટલે પરમક્રોધ જેને એવો હોય; આ પ્રમાણે ત્રણ જાતના મનુષ્યો વાચના દેવાને યોગ્ય નથી."

" ત્રણ જણા વાચના દેવાને યોગ્ય પ્રરૂપ્યા છે, એટલે ત્રણ જણને સૂત્ર ભણાવવું જોઇએ. તે જેવી રીતે—જે વિનીત હોય એટલે સૂત્ર ભણાવનારનો વંદન—નમસ્કારાદિ વિનય કરતો હોય, જે ઘી દુધ વિગેરે વિગયમાં આસક્ત ન હોય એટલે યોગ વહન રૂપ તપસ્યા કરી વિગયનો ત્યાગ કરવાવાળો હોય, અને જે વ્યવસિત પ્રાભૃત હોય એટલે જેને ક્રોધાદિ કષાયો શાંત થયા હોય; આ પ્રમાણે ત્રણ જાતના મનુષ્ય વાચના દેવાને યોગ્ય છે."

ઉપરના પાઠથી ચોકખું સમજાય તેમ છે કે, વિગયનો ત્યાગ કરી યોગ વહનની તપસ્યા કરનાર સાધુઓજ સૂત્ર ભણવાને યોગ્ય છે, સાધુઓની જેમ ગૃહસ્થો વિગયનો ત્યાગ કરી યોગ

વહનની તપસ્યા કરતા નથી, તેથી તેઓ સૂત્ર ભણવાને અયોગ્ય છે. કહ્યું છે કે—

" अतवो न होइ जोगो, न य फलए इच्छियं फलं विज्जा।"

"તપસ્યા વિના યોગ નથી, અને યોગવહન કર્યા વિના સૂત્ર ભણવા રૂપ વિદ્યા ઇચ્છિત ફલને આપતી નથી."

મુમુક્ષુ શ્રાવકને સૂત્ર ભણવાનો મનોરથ કહ્યો નથી. સૂત્ર-ભણવાનો મનોરથ તો સાધુનેજ કહ્યો છે. શ્રાવકના અને સાધુના ત્રણ ત્રણ મનોરથો ભિન્ન ભિન્ન બતાવ્યા છે, તે પૈકી સૂત્ર ભણવા રૂપ મનોરથ તો સાધુનેજ કહ્યો છે, શ્રાવકને કહ્યો નથી. શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા સ્થાનકના ચોથા ઉદ્દેશામાં, પત્ર ૧૭૦–૧૭૧ માં કહ્યું છે કે—

" तिहिं ठाणेहिं समणे निग्गंथे महानिज्जरे महापज्जवसाणे भवइ। तं जहा—कया णं अहं अप्पं वा बहुयं सुयं अहिज्जिस्सामि?, कया णं अहं एकल्लविहारपडिमं उवसंपज्जित्ता णं विहरिस्सामि?, कया णं अहं अपच्छिममारणंतियसंलेहणाझूसणाझूसिए भत्तपाणपडियाइक्खिए पाओवगए कालं अणवकंखमाणे विहरिस्सामि?। एवं समणसा सवयसा सकायसा पागडेमाणे निग्गंथे महानिज्जरे महापज्जवसाणे भवइ।"

" तिहिं ठाणेहिं समणोवासए महानिज्जरे महापज्जवसाणे भवइ। तं जहा—कया णं अहं अप्पं वा बहुयं वा परिग्गहं परिचइस्सामि?, कया णं अहं मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइस्सामि?, कया णं अहं अपच्छिममारणंतियसंलेहणाझूसणाझूसिए भत्तपाणपडियाइक्खिए पाओवगए कालं अणवकंख-

माणें विहरिस्सामि ?. एवं समणसा सवयसा सकायसा पागडे-
माणे समणोवासए महानिज्जरे महापज्जवसाणे भवइ " ।

"ત્રણ સ્થાનો વડે શ્રમણ નિર્ગ્રન્થ [1]મહાનિર્જરાવાળો અને [2]મહાપર્યવસાનવાળો થાય, એટલે ત્રણ મનોરથો વડે સાધુ કર્મોની મોટી નિર્જરા કરે, તથા સમાધિ મરણ અથવા ફરી વખત મરવું ન પડે એવા પ્રકારનું ઉત્તમ મરણ પામે. તે જેવી રીતે–હું કયારે થોડું અથવા ઘણું શ્રુત એટલે સૂત્ર ભણીશ ?, હું કયારે એકલ વિહાર પ્રતિમા અંગીકાર કરીને વિચરીશ ?, હું કયારે મરણાંતે થવાવાળા છેલ્લા સંલેખના તપના સેવન વડે શરીરને શોષવી નાખી, ભાત પાણીનું પચ્ચકખાણ કરી, પાદપોપ-ગમન અણસણ કરી, મરણને અણઇચ્છતો થકો વિચરીશ ?. આવી રીતે તે નિર્ગ્રન્થ–સાધુ પોતાના મન વડે, પોતાના વચન વડે, અને પોતાની કાય વડે; એમ ત્રિકરણ યોગે મનોરથોને ભાવતો છતો મહા નિર્જરાવાળો તથા મહા પર્યવસાનવાળો થાય છે."

"ત્રણ સ્થાનો વડે શ્રમણોપાસક મહા નિર્જરાવાળો અને મહાપર્યવસાનવાળો થાય છે. તે જેવી રીતે–હું કયારે થોડા અથવા ઘણા પરિગ્રહનો ત્યાગ કરીશ ?, હું કયારે મુંડ થઈને એટલે દ્રવ્યથી કેશનો લોચ કરીને અને ભાવથી રાગદ્વેષને મૂકીને ઘરમાંથી નીકળી સાધુપણાને પામીશ ?, હું કયારે મરણાંતે

1 મહાન્ છે કર્મોની નિર્જરા એટલે ખપાવવું જેને, એટલે કર્મોને અતિશય ખપાવવાવાળો. 2 સમાધિ મરણ વડે મહાન્ એટલે પ્રશસ્ત છે જીવિતનો અંત જેનો એવો, અથવા ફરી વખત મરવું ન પડે એવા પ્રકારે આત્યંતિક છે જીવિતનો અંત જેનો એવો.

થવાવાળા છેલ્લા સંલેખના તપના સેવન વડે શરીરને શોષવી નાખી, ભાત પાણીનું પચ્ચકખાણ કરી, પાદપોપગમન અણુસણ કરી, મરણને અણઈચ્છતો થકો વિચરીશ ?. આવી રીતે તે શ્રમણોપાસક પોતાના મન વડે, પોતાના વચન વડે, અને પોતાની કાય વડે; એમ ત્રિકરણ યોગે મનોરથોને ભાવતો છતો મહાં નિર્જરાવાળો તથા મહા પર્યવસાનવાળો થાય છે ”

વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ચિત્રસંભૂતીય નામના તેરમા અધ્યયનમાં પત્ર ૩૮૪ માં, ચિત્રમુનિ બ્રહ્મદત્તને ઉપદેશ આપતાં પોતાને સાધુ થવાનું કારણ જણાવતાં કહે છે કે—

“ महत्थरूवा वयणप्पभूया, गाहाणुगीया नरसंघमज्झे ।
जं भिक्खुणो सील-गुणोववेया, इहं जयन्ते समणोऽम्हि जाओ”

“ તીર્થંકરોએ મહાન્ અર્થવાળી અને થોડા શબ્દોવાળી સૂત્ર વાણી પ્રરૂપી, તે ધર્મોપદેશ કરનારી સૂત્રવાણીને સ્થવિરોએ મનુષ્યોની સભાની મધ્યમાં શ્રોતાઓને અનુકૂલપણે પ્રતિપાદન કરી અને મેં સાંભળી. જેને સાંભળીને ચારિત્ર અને જ્ઞાન વડે યુક્ત થયેલા સાધુઓ જિનસિદ્ધાંતમાં યત્નવાળા થાય છે, એવી તે સૂત્રવાણી સાંભળીને વૈરાગ્ય પામી હું સાધુ થયો છું. ”

ઉપરની ગાથામાં પણ જિનસિદ્ધાંતમાં એટલે સૂત્રો ભણવામાં યત્નવાળા સાધુઓને કહ્યા છે, શ્રાવકોને કહ્યા નથી, તેથી સૂત્રો ભણવાનો અધિકાર સાધુઓનેજ છે, શ્રાવકોને નથી; એમ સિદ્ધ થાય છે. ॥ ૧૩ ॥

હવે જે ગૃહસ્થને સૂત્ર ભણાવે તેને દોષ દેખાડે છે—

वाचना देतां रे गिहिने साधुने, पायच्छित्त चउमास ।
कह्युं निशीथे रे तो शुं एवडी, करवी होंस निराश ॥
॥ स० ॥ १४ ॥

જે સાધુ ગૃહસ્થને સૂત્રની વાચના દે એટલે ગૃહસ્થને સૂત્ર ભણાવે, તે સાધુને નિશીથસૂત્રમાંચાર માસનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. જ્યારે નિશીથ સૂત્રમાં ગૃહસ્થને જે સાધુ સૂત્ર ભણાવે તે સાધુને પણ ચાર માસનું પ્રાયશ્ચિત્તલેવાનુ ફરમાન છે, અને દોષિત ઠરાવેલ છે; તો પછી સૂત્ર ભણનાર ગૃહસ્થને કેટલો દોષ લાગે? એ વિચારવા જેવું છે. અને જ્યારે ગૃહસ્થને સૂત્ર ભણવાની કોઈ પણ ઠેકાણાની સૂત્રશાખની આશાજ નથી, એટલુંજ નહિં; પણ ઉલટું ભણાવનારને પણ દોષિત જણાવેલ છે, તો પછી ગૃહસ્થે સૂત્ર ભણવાની હોંશ શા માટે કરવી જોઇએ?

શ્રી નિશીથ સૂત્રના ઓગણીશમા ઉદ્દેશામાં કહ્યું છે કે—

"जे भिक्खू अण्णउत्थियं वा गारत्थियं वा वाएइ, वायंतं वा साइज्जइ, तस्स णं चाउम्मासियं परिहारट्ठाणं"।

"જે સાધુ અન્યતીર્થીને અથવા ગૃહસ્થને સૂત્રવાચના આપે એટલે સૂત્ર ભણાવે, અથવા વાચના દેનારને સહાય આપે, તેને ચાર માસનું પ્રાયશ્ચિત્ત છે."

ઉપરના પાઠથી ચોકખુ સમજાય છે કે—અન્યમતવાળાને તથા ગૃહસ્થને એટલે શ્રાવકને સૂત્રો ન ભણાવવા, છતાં કોઇ સાધુ સૂત્ર ભણાવે તો તેને ચાર માસનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. અહીં આ પાઠનો ઉપર મુજબનો સીધો અર્થ મરડી બીજો અર્થ કરતો કોઇ સ્થાનકવાસી કહે છે કે—"નિશીથસૂત્રમાં ગૃહસ્થને સૂત્ર ભણાવનાર

સાધુને જે ચાર માસનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે તે ગૃહસ્થ અન્ય-તીર્થીજ સમજવો, પણ શ્રાવક ગૃહસ્થ ન સમજવો. તેથી અન્ય-તીર્થીને સૂત્ર ન ભણાવવું એ વ્યાજબી છે, પણ શ્રાવકને સૂત્ર ભણાવવામાં વાંધો નથી." તેના ઉત્તરમાં જણાવવાનું કે—જો ગૃહસ્થ શબ્દથી અન્યમતનો ગૃહસ્થ લેવાનો હોય, અને શ્રાવક ગૃહસ્થ ન લેવાનો હોય, તો ગૃહસ્થ શબ્દ અલગ શા માટે મૂકે? કારણ કે અન્યતીર્થી શબ્દથીજ અન્યમતવાળો ગૃહસ્થ આવી જાય છે. છતાં ગૃહસ્થ શબ્દ પણ ખાસ અલગ મૂકેલ છે, તેથી સાફ સમજાય તેવું છે કે, ગૃહસ્થ શબ્દથી શ્રાવકજ લેવાનો છે. માટે જેમ અન્યમતવાળાને સૂત્ર ભણાવવાનો નિષેધ છે, તેમ શ્રા-વકને પણ સૂત્ર ભણાવવાનો નિષેધ સમજવાનો છે.

વળી અહીં કોઇ શંકા કરે કે—" નિશીથ સૂત્રમાં ગૃહસ્થને સૂત્ર ભણાવનાર સાધુને પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તો પછી ગૃહસ્થ પોતાની મેળેજ સૂત્ર ભણે તેમાં શો દોષ ? " તેના ઉત્તરમાં જણાવવાનું કે—અનુયોગદ્વારમાં સૂત્રને "गुरुवायणोवागयं એટલે ગુરૂ વાચના-એ આવેલુ" એ પ્રમાણે કહ્યું છે, એટલે સૂત્રને પોતાની મેળે નહિ ભણતાં ગુરૂ મહારાજ પાસેથીજ ભણવાનું ફરમાન છે, તેથી સૂત્રને પોતાની મેળે નજ ભણવું જોઇએ.

વળી નિશીથ સૂત્રના ઓગણીશમા ઉદ્દેશામાં કહ્યું છે કે—

" जे भिक्खू आयरियउवज्झाएहिं अदिण्णं गिरं आइयइ, आइयंतं वा साइज्जइ, तस्स णं चाउम्मासियं परिहारट्ठाणं। "

" જે સાધુ આચાર્ય અથવા ઉપાધ્યાય વડે અણદીધી સૂત્રવાણી ગ્રહણ કરે એટલે ભણે. અથવા સૂત્રવાણીને પોતાની મેળે ભણ-

નારને સહાય કરે, તેને ચાર માસનું પ્રાયશ્ચિત્ત છે ”

આવી રીતે નિશીથ સૂત્રમાં સાધુને પણ પોતાની મેળે સૂત્ર ભણવાની મનાઇ કરવામાં આવી છે, તો પછી ગૃહસ્થને તો મનાઇ હોયજ એમાં નવાઇ શી ? સાધુઓ ગૃહસ્થો કરતાં ઘણા ઉત્તમ છે, જ્ઞાનને ઝીરવવાની તાકાતવાળા છે, છતાં તેમને પણ જ્યારે પોતાની મેળે સૂત્ર ભણવાને અયોગ્ય દર્શાવ્યા, તો પછી ગૃહસ્થો પોતાની મેળે સૂત્ર ભણવાને અયોગ્ય હોયજ એ નિર્વિવાદ છે. ॥ ૧૪ ॥

ગ્રન્થકાર શ્રી ઉપાધ્યાયજી મહારાજે પહેલી ઢાળની પ્રથમ ગાથામાં જણાવ્યું છે કે, પંચાંગીના પ્રમાણથી સ્થાપના નિક્ષેપાની પરીક્ષા કરીને હું આનંદ પામું છું”. આ પ્રમાણે સ્થાપના નિક્ષેપાની પરીક્ષા કરવામાં પંચાંગીને કારણભૂત બતાવેલ છે. સ્થાનકવાસીઓ ફક્ત થોડા સૂત્રોનેજ માન્ય ગણે છે; સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ટીકા અને ચૂર્ણિ, એ પ્રમાણે જે પંચાંગી છે તેને પ્રમાણભૂત માનતા નથી. માટે તે પંચાંગીને પ્રમાણિક સિદ્ધ કરવા માટે ત્રણ પ્રકારના અનુયોગને મોક્ષપ્રાપ્તિનું કારણ દર્શાવતા ગ્રન્થકાર કહે છે કે—

**त्यजिय असज्झाइ गुरुवाचना, लेइ योग गुणवंत ।**
**जे अनुयोग त्रिविध साचो लहे, करे ते कर्मनो अंत ॥**
**स० ॥ १५ ॥**

જે ગુણવંત સાધુ અસ્વાધ્યાયનો ત્યાગ કરી, ગુરૂ મહારાજ પાસેથી વાચના લઈ, યોગ વાહન કરી, ત્રણ પ્રકારનો સાચો અનુયોગ ગ્રહણ કરે; તે સાધુ કર્મનો અંત કરે એટલે મોક્ષગતિને પામે.

અહીં અસ્વાધ્યાયનો ત્યાગ કરીને ગુરૂ મહારાજ પાસેથી ત્રણ પ્રકારના અનુયોગ, વિધિએ ભણવાનું કહ્યું; તે અસ્વાધ્યાય ક્યારે ક્યારે સમજવો? એટલે ક્યારે ક્યારે સ્વાધ્યાય કરવો ન કલ્પે? તેને માટે શ્રી સ્થાનાંગ સૂત્રના ચોથા સ્થાનકમાં, પત્ર ૨૧૩ માં કહ્યું છે કે—

"नो कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा चउहिं महापाडिवएहिं सज्झायं करित्तए, तं जहा—आसाढपाडिवए, इंदमहपाडिवए, कत्तियपाडिवए, सुगिम्हपाडिवए। नो कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा चउहिं संझाहिं सज्झायं करित्तए, तं जहा—पढमाए, पच्छिमाए, मज्झण्हे, अड्ढरत्ते।"

"સાધુઓ અને સાધ્વીઓને ચાર મહાપડવાઓમાં સ્વાધ્યાય કરવો ન કલ્પે. તે જેવી રીતે—અસાડી પડવે, એટલે અસાડ માસની પૂર્ણિમા પછી જે પડવો આવે છે તે પડવે; ઈન્દ્ર મહોત્સવને પડવે એટલે આસો માસની પૂર્ણિમા પછી જે પડવો આવે છે તે પડવે; કાર્તિકપડવે એટલે કાર્તિક માસની પૂર્ણિમા પછી જે પડવો આવે છે તે પડવે. અને સુગ્રીષ્મ પડવે. એટલે ચૈત્ર માસની પૂર્ણિમાં પછી જે પડવો આવેછે તે પડવે. સાધુઓ અને સાધ્વીઓને ચાર સંધ્યાઓમાં સ્વાધ્યાય કરવો ન કલ્પે, તે જેવી રીતે—પહેલી સંધ્યાએ એટલે પ્રાતઃકાલની સંધ્યાએ, પશ્ચિમ સંધ્યાએ એટલે સૂર્યાસ્ત સમયનીસાંજની સંધ્યાએ, મધ્યાન્હની સંધ્યાએ એટલે બપોરની સંધ્યાએ, અને અર્ધરાત્રિ એટલે મધ્યરાત્રિની સંધ્યાએ. વળી શ્રીસ્થાનાંગસૂત્રના દસમા સ્થાનકનાં ત્રીજા ઉદ્દેશામાં, પત્ર ૪૭૫ માં કહ્યું છે કે—

"दसविहे अंतलिक्खिए असज्झाइए पन्नत्ते। तं जहा—उक्कापाए दिसिदाहे गज्जिए विज्जुए निग्घाए जूयगे जक्खालित्ते धूमिया महिया रउग्घाए"।

" આકાશ સંબંધી અસ્વાધ્યાય દસ પ્રકારનો પ્રરૂપ્યો છે. તે જેવી રીતે–ઉલ્કાપાત થાય ત્યારે ૧. દિગ્દાહ વખતે, એટલે હરકોઇ દિશાના વિભાગમાં જેમ મહાનગર બળતું હોય તેની જેમ ભૂમિકાને નહિં સ્પર્શતો આકાશતલવર્તી જે ઉદ્યોત દેખાય તે દિગ્દાહ વખતે ૨. મેઘ ગાજે ત્યારે ૩. વીજળી થાય ત્યારે ૪. નિર્ઘાત સમયે, એટલે વાદળાં સહિત અથવા વાદળાં રહિત એવા આકાશને વિષે વ્યંતર દેવે કરેલો જે મહા ગર્જારવ શબ્દ તે નિર્ઘાત કહેવાય, તે નિર્ઘાત થાય ત્યારે ૫. યૂપક એટલે સંધ્યાની પ્રભા અને ચન્દ્રમાની પ્રભા ભેગી મળી જાય એટલે મિશ્રિત થઇ જાય ત્યારે; તાત્પર્ય કે, જયારે ચન્દ્રમાની પ્રભાથી આચ્છાદિત થયેલી સન્ધ્યાની પ્રભા જતી છતી ન જણાય ત્યારે શુકલપક્ષની પૂણમા પડવો અને બીજને દીવસે ૬. યક્ષ દેદીપ્યમાન દેખાય ત્યારે, કારણ કે તે વખતે સ્વાધ્યાય કરે તો ક્ષુદ્ર દેવતા છળી જાય અને વિઘ્ન કરે ૭. ધૂમાડા જેવા રંગવાળી ધૂમરી વરસે ત્યારે ૮. મહિકા એટલે હિમ પડે ત્યારે ૯. અને સહેજ સ્વભાવે ચારે તરફથી ધૂલિની વૃષ્ટિ થાય ત્યારે ૧૦ "

વળી અસ્વાધ્યાયના સંબંધમાં શ્રીસ્થાનાંગસૂત્રના દસમા સ્થાનકના ત્રીજા ઉદ્દેશામાં, પત્ર ૪૭૫–૪૭૬માં કહ્યું છે કે—

" दसविहे ओरालिए असज्झाइए पन्नत्ते। तंजहा–अट्ठि, मंसं, सोणिए, असुइसामंते, सुसाणसामंते, चदोवरागे, सूरोवरागे, पडणे, रायवुग्गहे, उवस्सयस्स अंतो ओरालिए सरीरे। "

" ઔદારિક સંબંધી એટલે મનુષ્ય અને તિર્યંચના શરીર સંબંધી અસ્વાધ્યાય દસ પ્રકારનો પ્રરૂપ્યો છે. તે જેવી

રીતે–જ્યાં મનુષ્ય અથવા તિર્યંચનાં હાડકાં હોય ત્યાં સ્વાધ્યાય ન કરવો ૧. માંસ હોય ત્યાં સ્વાધ્યાય ન કરવો ૨. રૂધિર હોય ત્યાં સ્વાધ્યાય ન કરવો–ગ્રન્થાંતરમાં ચામડું પણ કહ્યું છે ૩. તેમાં તિર્યંચનાં સાઠ હાથ સુધીમાં અને મનુષ્યનાં સો હાથ સુધીમાં હાડકાં વિગેરે હોય તો સ્વાધ્યાય ન કરવો. ઋતુવંતી સ્ત્રીનો ત્રણ દિવસ, પુત્ર જન્મે તો આઠ દિવસ, અને પુત્રી જન્મે તો સાત દિવસ અસ્વાધ્યાય સમજવો. હાડકાં જીવ રહિત થયા પછી સો હાથ સુધીમાં બાર વરસ લગી અસ્વાધ્યાય ૩. મૂત્ર વિષ્ટા વિગેરે અશુચિ પદાર્થો નજીકમાં હોય તો અસ્વાધ્યાય ૪. શ્મશાન નજીકમાં હોય તો અસ્વાધ્યાય ૫. ચન્દ્રનું ગ્રહણ હોય તો અસ્વાધ્યાય ૬. સૂર્યનું ગ્રહણ હોય તો અસ્વાધ્યાય ૭. રાજા પ્રધાન સેનાપતિ પ્રમુખ મહર્દ્ધિકનું મરણ થાય તો અસ્વાધ્યાય ૮. રાજાનો સંગ્રામ થતો હોય તો અસ્વાધ્યાય ૯. ઉપાશ્રયની અંદર મનુષ્યાદિકનું ઔદારિક શરીર હોય તો અસ્વાધ્યાય ૧૦,"

ઉપર બતાવેલા સર્વ અસ્વાધ્યાયના વિશેષ પ્રકાર નિર્યુક્તિ પ્રમુખથી તથા ગુરૂપરંપરાથી જણાય. ॥ ૧૫ ॥

ઉપરની ગાથામાં જણાવ્યું કે–અસ્વાધ્યાયનો ત્યાગ કરી જે ગુણવંત પ્રાણી ત્રણ પ્રકારના અનુયોગની વિધિએ ભણે તે મોક્ષપદને મેળવે. ત્રણ પ્રકારનો અનુયોગ પંચાંગી સ્વરૂપ છે. તે પંચાંગીને શ્રી ભગવતી સૂત્રની શાખે સિદ્ધ કરતા ગ્રન્થકાર કહે છે—

**सूत्र अरथ पहेलो बीजो कह्यो, निज्जुत्तिए रे मीस ।**
**निरवशेष त्रीजो अंग पांचमे, एम कहे तुं जगदीश॥**
**स० ॥ १६ ॥**

હે જગદીશ! તમોએ પાંચમું અંગ શ્રી ભગવતી સૂત્રમાં ત્રણ પ્રકારનો અનુયોગ કહ્યો છે. પહેલો અનુયોગ, સૂત્રાર્થ શીખવવા રૂપ, બીજો અનુયોગ નિર્યુક્તિ મિશ્રિત સૂત્રાર્થ શીખવવા રૂપ, અને ત્રીજો અનુયોગ નિરવશેષ એટલે ભાષ્ય ટીકા અને ચૂર્ણિથી સમસ્ત સૂત્રાર્થ શીખવવા રૂપ; આવી રીતે હે પ્રભો! તમોએ ત્રણ પ્રકારનો અનુયોગ કહ્યો છે.

પ્રાથમિક અધ્યયન કરનારા શિષ્યની મતિ મુંજાઇ જાય નહિં, માટે ગુરૂમહારાજ પહેલાં શિષ્યને ફક્ત સૂત્રના અર્થ શીખવાડવા રૂપ પહેલો અનુયોગ કરે. આવી રીતે શિષ્યને સૂત્રના અર્થ બરાબર આવડ્યા પછી ગુરૂમહારાજ તે શિષ્યને નિર્યુક્તિ મિશ્રિત સૂત્રાર્થ શીખવાડવા રૂપ બીજો અનુયોગ કરે, એટલે તેજ સૂત્રાર્થને નિર્યુક્તિ સહિત વ્યાખ્યા કરીને વિશેષ પ્રકારે સમજાવે. આવી રીતે બીજા અનુયોગથી નિર્યુક્તિ સહિત વિશેષ સૂત્રાર્થ આવડ્યા પછી ગુરૂમહારાજ શિષ્યને ભાષ્ય ટીકા અને ચૂર્ણિ સહિત પ્રસક્ત અનુપ્રસક્ત હેતુ નય દૃષ્ટાંતાદિ દ્વારા સમસ્ત પ્રકારે સૂત્રાર્થ શીખવાડવા રૂપ ત્રીજો અનુયોગ કરે. આવા પ્રકારે પહેલા અનુયોગમાં સૂત્ર, બીજા અનુયોગમાં નિર્યુક્તિ, અને ત્રીજા અનુયોગમાં ભાષ્ય ટીકા તથા ચૂર્ણિ; એમ પંચાંગી જણાવી.

શ્રી ભગવતી સૂત્રના પચ્ચીશમા શતકના ત્રીજા ઉદ્દેશામાં, પત્ર ૮૯૭ માં કહ્યું છે કે—

" सुत्तत्थो खलु पढमो, बीओ निज्जुत्तिमीसिओ भणिओ ।
तइओ य निरवसेसो, एस विही होइ अणुआगे ॥ १ ॥ "

" પહેલો સૂત્રના અર્થ સમજાવવા સ્વરૂપજ અનુયોગ છે, બીજો

સૂત્ર અનુસાર નિર્યુક્તિ મિશ્રિત અનુયોગ જિનેશ્વરોએ કહ્યો છે, અને ત્રીજો પ્રસક્ત-અનુપ્રસક્ત અર્થને સમગ્રપણે જણાવવા સ્વરૂપ અનુયોગ સમજવો; આ પ્રમાણે સૂત્રને અર્થની સાથે યોજન રૂપ અનુયોગમાં આ વિધિ છે."

ઉપરની શ્રી ભગવતી સૂત્રની ગાથાથી સ્પષ્ટ જણાય છે કે-જેવી રીતે સૂત્રોને પ્રામાણિક માનીએ છીએ તેવીજ રીતે નિર્યુક્તિ ટીકા ભાષ્ય અને ચૂર્ણિને પણ પ્રામાણિક માનવાજ જોઇએ. કારણ કે, જેમ સૂત્રોને પ્રામાણિક માનીએ છીએ તેમ નિર્યુક્તિ વિગેરેને પ્રામાણિક ન માનીએ તો ત્રણ પ્રકારનો અનુયોગ કેમ ઘટી શકશે? માટે પંચાંગીને પ્રામાણિક માનવી જોઇએ.

અહીં સ્થાનકવાસીઓ શંકા કરે છે કે—"સૂત્રોની સાથે નિર્યુક્તિ વિગેરે મળતાં આવતાં નથી, તેથી કેમ માનીએ ? કારણ કે, સ્થાનાંગ સૂત્રમાં સનત્કુમારને અંતક્રિયા કહી, અને આવશ્યકમાં ત્રીજે દેવલોકે ગયાનું કહ્યું છે; એ કેમ મળે?"

તેના ઉત્તરમાં જણાવવાનું કે–નિર્યુક્તિકાર ચૌદપૂર્વધર અને સમુદ્ર સરખી બુદ્ધિના ધણી હતા, આવા મહાન્ પુરૂષનું પણ કથન ન માનવું એ સંકુચિત દૃષ્ટિનું લક્ષણ છે. સ્થાનાંગમાં સનત્કુમારે અંતક્રિયા કરી એમ કહ્યું છે, પણ ટીકાકારે તેનો ખુલાસો કરતાં જણાવ્યું છે કે, "भवान्तरे सेत्स्यमानत्वात्–સનત્કુમાર ભવાંતરમાં સિદ્ધ થવાના હોવાથી તેમને અંતક્રિયા કહી છે" આ પ્રમાણે આવશ્યક અને સ્થાનાંગના પાઠ ટીકાકારે ખુલાસો કરી મળતાજ દર્શાવેલ છે. પણ જો સ્થાનાંગસૂત્રમાં સનત્કુમારને અંતક્રિયા કહેલ હોવાથી તે અંતક્રિયા તેજ ભવની અપેક્ષાએ માનવાનો કદાગ્રહ કરશો, અને ટીકાને અમાન્ય ગણી ટીકાકારે દર્શાવેલ ખુલાસા

મુજબ ભવાંતરની અપેક્ષાએ નહિં માનો, તો નારકીને માટે પણ કહ્યું છે કે, "अत्थेगइआ करेज्जा, अत्थेगइआ नो करेज्जा- કેટલાએક અંતક્રિયા કરે, અને કેટલાએક અંતક્રિયા ન કરે" એ પાઠ કેમ સંગત થશે ? કારણ કે નારકીનો કોઇ પણ જીવ તેજ ભવમાં અંતક્રિયા કરતો નથી. માટે જેમ નારકીને અંતક્રિયા ભવાંતરની અપેક્ષાએ માનવી પડે છે, તેમ સ્થાનાંગ સૂત્રમાં પણ જે સનત્કુમારને અંતક્રિયા કહી છે તે ટીકાકારનો મત પ્રામાણિક ગણી ભવાંતરની અપેક્ષાએ માનવી જોઈએ. આવી રીતે દરેક સૂત્રોના ગંભીર અને ગૂઢ પદાર્થોના સ્ફુટ અર્થ નિર્યુક્તિ ટીકા ભાષ્ય અને ચૂર્ણી માન્યા વિના કેવી રીતે થઇ શકશે ? માટે નિર્યુક્તિ વિગેરેને પ્રામાણિક માનવા જોઇએ.

વળી કહેશો કે—'અમે તો મૂળ સૂત્રોનેજ માનીએ છીએ, નિર્યુક્તિ વિગેરેને માન્ય ગણતા નથી' તો જણાવવાનું કે, સૂત્રો તો બત્રીશથી વધારે છે, છતાં તમે બત્રીશજ કેમ માનો છો ? કદાચ કહેશો કે, 'બત્રીશજ સૂત્રો પરસ્પર સંગત છે. બત્રીશ સૂત્રો સિવાયના બીજા બધા સૂત્રો પરસ્પર અસંગત હોવાથી અમે બત્રીશજ માનીએ છીએ.' તેના ઉત્તરમાં જણાવવાનું કે—તમારે પરસ્પર સંગત—અસંગતનું પ્રયોજનજ ક્યાં છે ? તમે તો કેવળ જિનપ્રતિમા ઉપરના દ્વેષથી બત્રીશ સૂત્રો સિવાયના બીજા સૂત્રોને માનતા નથી. કદાગ્રહી મનુષ્યો પોતાનો મિથ્યા પ્રલાપ સિદ્ધ કરવા માટે સ્વાર્થાંધ બની શું શું નથી કરતા ? ખેર, બત્રીશ સૂત્રોને તો તમારી મતિ પ્રમાણે પરસ્પર સંગત જાણીને તેટલા સૂત્રો માનો છો, અને નિર્યુક્તિ ટીકા વિગેરેના આશ્રય વિના પણ પરસ્પર સંગત જાણવાનું

અભિમાન ધરાવો છો, તો નીચેના પ્રશ્નોમાં જે અસંગતપણું દર્શાવેલ છે તે નિર્યુક્તિ—ટીકાદિકના આશ્રય વિના મેળવી આપો.

સમવાયાંગ સૂત્રમાં શ્રી મલ્લિનાથ પ્રભુને સત્તાવન સો એ-ટલે પાંચ હજાર અને સાતસો મનઃપર્યવજ્ઞાની કહ્યા છે, અને જ્ઞાતાસૂત્રમાં તો આઠસો કહ્યા છે, તે કેમ મળે ?

"मल्लिस्स णं अरहओ सत्तावन्नं मणपज्जवनाणिसया होत्था"

(समवायांग, पत्र ७२)

" अठ सया मणपज्जवनाणीणं, "

(ज्ञातासूत्र, अध्ययन आठमुं, पत्र १५४)

ઉપર મુજબ બન્ને સૂત્રોમાં ભિન્ન ભિન્ન સંખ્યા દર્શાવી છે, તે કેમ સંગત થશે ? ૧.

સમવાયાંગમાં—મલ્લિનાથ પ્રભુને પાંચ હજાર અને નવસો અવિધજ્ઞાની કહ્યા છે, પણ જ્ઞાતાસૂત્રમાં—બે હજાર અવધિજ્ઞાની કહ્યા છે; એ કેમ મળે ? ૨.

જ્ઞાતાસૂત્રના પાંચમા અધ્યયનમાં શ્રી કૃષ્ણને બત્રીશ હ-જાર સ્ત્રીઓ કહી છે, પણ અંતગડ દશાંગ સૂત્રમાં તો સોળ હજાર સ્ત્રીઓ કહી છે; એ કેમ સંગત થશે ? ૩.

રાયપસેણીસૂત્રમાં-કેશીકુમારને ચાર જ્ઞાન એટલે મતિ શ્રુત અવધિ અને મનઃપર્યવજ્ઞાન એમ ચાર જ્ઞાન કહ્યાં છે, પણ ઉત્તરાધ્યયન સૂત્રના બત્રીશમા અધ્યયનમાં તો—અવધિજ્ઞાની એટલે મતિ શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાનવાળા કહ્યા છે; એ કેમ મળે ? ૪.

શ્રી ભગવતી સૂત્રના પહેલા શતકના બીજા ઉદ્દેશામાં—વિરાધિત સંયમી જઘંન્યથી ભવનપતિમાં જાય, અને ઉત્કૃષ્ટથી સૌધર્મ

નામના પહેલા દેવલોકે જાય, એમ કહ્યું છે; પણ જ્ઞાતાસૂત્રના સોળમા અધ્યયનમાં તો-વિરાધિતસંયમી સુકુમાલિકા ઇશાન નામના બીજા દેવલોકમાં ગઇ એમ કહ્યું છે; એ કેમ સંગત થશે ? ૫.

ઉવવાઇ સૂત્રમાં-તાપસ ઉત્કૃષ્ટા જ્યોતિષી સુધી જાય એમ કહ્યું છે, પણ શ્રી ભગવતીસૂત્રમાં તો તામલી તાપસ ઈશાનેન્દ્ર થયાનું કહ્યું છે; એ કેમ ? ૬

ઉવવાઇમાં ચૌદ પૂર્વી લાંતક દેવલોક ગયાનું કહ્યું છે, પણ ભગવતીમાં કાર્તિકશેઠ ચૌદપૂર્વી સૌધર્મેન્દ્ર થયા; એ કેમ? ૭.

શ્રી ભગવતી મધ્યે -શ્રાવક હોય તે ત્રિવિધ ત્રિવિધ કર્માદાનનાં પચ્ચકખાણ કરે એમ કહ્યું, પણ શ્રી ઉપાસકદશા મધ્યે-આણંદ શ્રાવકે હળ મોકળા રાખ્યાનું કહ્યું છે; તે કેમ ! ૮.

તથા શ્રી ઉપાસકદશામાં કુંભાર શ્રાવકે નીંભાડા મોંકળા રાખ્યાનું દર્શાવેલ છે, તે કેમ ? ૯

શ્રી પન્નવણા સૂત્રમાં-વેદનીયકર્મની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્તની કહી, પણ ઉત્તરાધ્યયનમાં અંતર્મુહૂર્તની કહી, એ કેમ ? ૧૦.

શ્રી ભગવતી સૂત્રના બીજા શતકના પહેલા ઉદ્દેશમાં ખંધાના અધિકારમાં-બાર પ્રકારનાં બાલ મરણ કરતો જીવ અનંતા નારકી, તિર્યંચ, મનુષ્ય, અને દેવતાના ભવ કરે; અનાદિ અનંત ચાર ગતિમાંજ રઝળે, તેમાંનાજ બારમાં વેહાણસ મરણ અને ગીદ્ધપૃષ્ઠ મરણ, એ બે કહ્યાં છે; પણ સ્થાનાંગ સૂત્રના બીજા સ્થાનકના ચોથા ઉદ્દેશામાં એ બે મરણની કારણે આજ્ઞા કરી; એ કેમ ? ૧૧

ભગવતી સૂત્રમાં-ચૌદપૂર્વી મહાબલ બ્રહ્મદેવલોકે ગયા, એમ કહ્યું છે; પણ ઉવવાઈમાં-ચૌદ પૂર્વી લાંતક દેવલોક ગયાનું કહ્યું છે; એ કેમ ? ૧૨

ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશમા અધ્યયનમાં—ડુંગળી લસણ અને કંદાદિને અનંતકાય કહ્યા છે, પણ પન્નવણા સૂત્રના પ્રથમ પદમાં—લસણને પ્રત્યેકમાં કહ્યું છે; એ કેમ ? ૧૩

પન્નવણામાં—ચાર ભાષા બોલનારને આરાધક કહ્યો, પણ દશવૈકાલિકના સાતમા અધ્યયનમાં બે ભાષા બોલવી કહી, તે કેમ ? ૧૪

દશવૈકાલિકના આઠમા અધ્યયનમાં—જેના હાથ પગ છેદાયા હોય, નાક કાન કપાઇ ગયા હોય, અને સો વરસની થરડી ડોશી હોય તેને પણ બ્રહ્મચારી વર્જે, એમ કહ્યું છે; પણ સ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં તો—સાધ્વીને પાંચ પ્રકારે ગ્રહતો અવલંબતો આજ્ઞા ન અતિક્રમે, એમ કહ્યું છે; તે કેમ ? ૧૫

શ્રી ઉત્તરાધ્યયનના બીજા અધ્યયનમાં—રોગ ઉત્પન્ન થતાં ઔષધ ન કરે, એમ કહ્યું છે; પણ ભગવતીમાં તો—પ્રભુએ બીજોરાપાક લીધાનું દર્શાવેલ છે; તે કેમ ? ૧૬

દશવૈકાલિકના છઠ્ઠા અધ્યયનમાં—એકભક્ત ભોજન કહ્યું છે, પણ કલ્પસૂત્રમાં તો વિકૃષ્ટ તપસ્યાવાળાને સર્વ ગોચર કાલ કલ્પે, એમ કહ્યું છે; તે કેમ ? ૧૭

કલ્પસૂત્રમાં—થોડી થોડી વૃષ્ટિ હોય તો વહોરવા જાય એમ કહ્યું છે, પણ દશવૈકાલિકના પાંચમા અધ્યયનના પહેલા ઉદ્દેશામાં—વરસતાં વહોરવા ન જાય એમ કહ્યું છે; તે કેમ ? ૧૮

શ્રી ભગવતીના ચૌદમા શતકના સાતમા ઉદ્દેશામાં—ભાત પાણીના પચ્ચકખાણ કરીને પણ આહાર કરે એમ કહ્યું છે, પણ સિદ્ધાંતમાં તો વ્રતનો ભંગ કરે તો મહા દોષ લાગે એમ કહ્યું છે; એ કેમ ? ૧૯.

પન્નવણામાં અઢારમા કાયસ્થિતિ પદમાં—સ્રીવેદની કાય-

સ્થિતિના પાંચ આદેશ કહ્યા, સર્વજ્ઞના મતમાં તે પાંચ વાત શી ? ૨૦.

સ્થાનાંગના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં રાજપિંડ ન લેવો એમ કહ્યું, પણ અંતગડ વર્ગ છઠ્ઠે અધ્યયન પાંચમે ગૌતમજીએ શ્રીદેવીને ઘેર આહાર લીધો; એ કેમ ? ૨૧.

સમવાયાંગમાં–જ્યાં પ્રભુ વિચરે ત્યાં ચારે દિશાએ ઇતિ ન હોય એમ કહ્યું છે, પણ વિપાકસૂત્રમાં તો પોતે સમોસર્યા થકા અભયસેન પ્રમુખ કેમ માર્યા ગયા ? ૨૨.

એવી રીતે વિપાકસૂત્રના બીજા અધ્યયનમાં પણ છે, તે કેટલા લખાય ? વળી શ્રીભગવતીમાં–સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ નામના સાધુ સમોસરણમાં બળ્યા, અને પ્રભુને પોતાને પણ લોહીખંડવાડો થયો, એમ કહ્યું છે; એ કેમ ? ૨૩.

સમવાયાંગ સૂત્રમાં ઉપાસકની નોંધ છે, તેમાં શ્રાવકનાં ચૈત્ય કહ્યાં છે, પણ ઉપાસકમાં શ્રાવકનાં ચૈત્ય નથી; એ કેમ ? ૨૪

શ્રી ભગવતીના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં–સાધુને અપ્રાસુક અનેષણીય આહાર વહોરાવનો ઘણી નિર્જરા કરે, અલ્પ પાપ કર્મ બાંધે, એમ કહ્યું છે; પણ સ્થાનાંગના ત્રીજા સ્થાનકના પહેલા ઉદ્દેશામાં–સાધુને અપ્રાસુક આહાર વહોરાવતો અલ્પ આયુષ્ય બાંધે, એમ કહ્યું છે; એ કેમ ? ૨૫.

સ્થાનાંગના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં–પાંચ મહાનદી ઉતરવાની ના કહી છે, અને વળી બીજા લગતા સૂત્રમાં હા કહી; એ કેમ ? ૨૬.

વળી ત્યાંજ વર્ષાકાલે રહ્યા તેમને ગ્રામાનુગ્રામ વિચરવું ન કલ્પે એમ કહ્યું, વળી કથન છે કે પાંચ કારણે કલ્પે; એ કેમ ? ૨૭.

દશવૈકાલિક તથા આચારાંગમાં ત્રિવિધે ત્રિવિધે પ્રાણાતિપાતના પચ્ચક્ખાણ કરવાનું કહ્યું, પણ સમવાયાંગ અને દશાશ્રુતસ્કંધમાં નદી ઉતરવી કહી, તે મોકળી રાખ્યા વિના ઉતરે, એ કેમ ? ૨૮.

કલ્પસૂત્રમાં–વર્ષાકાલમાં નિર્ગ્રન્થને નવ વિગઇ વારે વારે લેવી ન કલ્પે. એટલે કોઇ વેળા લે, એમ કહ્યું છે; પણ સૂત્રકૃતાંગના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં સાધુવર્ણન અધિકારમાં કહ્યું છે કે, ન કલ્પે; એ કેમ ? ૨૯.

વર્ષાકાલમાં નિર્ગ્રન્થને નવ વિગઇ વારે વારે લેવી ન કલ્પે એમ કલ્પસૂત્રમાં કહ્યું છે, પણ ભગવતીસૂત્રના આઠમા શતકના નવમા ઉદ્દેશામાં–કુરમાહારે નારકીનું આયુષ્ય બાંધે; એ કેમ ? ૩૦.

દશવૈકાલિકના ત્રીજા અધ્યયનમાં લુણ પ્રમુખને અનાચીર્ણ કહ્યું છે, પણ આચારાંગના બીજા શ્રુતસ્કંધના પહેલા અધ્યયનના દસમા ઉદ્દેશામાં–લુણ વહોર્યું હોય તો સાધુ પોતે વાપરે, અને સાંભોગિકને વહેંચી આપે; એમ કહ્યું; એ કેમ ? ૩૧.

શ્રી ભગવતી સૂત્રના અઢારમા શતકમાં લીંબડાને તીખો કહ્યો, પણ ઉત્તરાધ્યયનના ચોત્રીશમા અધ્યયનમાં લીંબડાને કડવો કહ્યો; એ કેમ ? ૩૨.

આચારાંગના દ્વિતીયશ્રુતસ્કંધના ઈર્યાધ્યયનમાં કહ્યું છે કે–જાણતો થકો કહે કે નથી જાણતો, પણ દશવૈકાલિકમાં મૃષાવાદને ત્રિવિધે વર્જવાનું કહ્યું છે ; એ કેમ ? ૩૩.

સમવાયાંગમાં–ત્રેવીશ તીર્થંકરને સૂર્યોદય કાલે કેવલજ્ઞાન ઉત્પન્ન થયાનું કથન છે, પણ દશાશ્રુતસ્કંધમાં શ્રીનેમિનાથ સ્વામીને પાછલે પહોરે કેવળજ્ઞાન ઉત્પન્ન થયાનું કથન છે; એ કેમ ? ૩૪.

વળી સમવાયાંગમાં અને જ્ઞાતાસૂત્રમાં—શ્રીમલ્લિનાથને દીક્ષા-દિવસને પાછલે પહોરે કેવલજ્ઞાન ઉત્પન્ન થયાનું કથન છે, એ કેમ ? ૩૫.

ઉત્તરાધ્યયનના બારમા અધ્યયનમાં—યક્ષે બ્રાહ્મણને હણ્યાનું કહ્યું છે, અને ઉવવાઇમાં દસ પ્રકારનું વૈયાવચ્ચ કહ્યું, તો હણ્યા તેને વૈયાવચ્ચ કહ્યું; એ કેમ ? ૩૬.

જ્ઞાતાસૂત્રમાં—ત્રણસો સ્ત્રીઓ, ત્રણસો પુરૂષો, અને આઠ જ્ઞાત-કુમાર, એવી રીતે છસો અને આઠ જણ સાથે શ્રીમલ્લિનાથે દીક્ષા લીધી એમ કહ્યું છે; પણ સ્થાનાંગ સૂત્રના સાતમા સ્થાનકમાં તો પોતે સાતમા એટલે ૭ પુરૂષ સાથે દીક્ષા લીધી એમ કહ્યું છે; એ કેમ ? ૩૭.

સ્થાનાંગમાં—શ્રીમલ્લિનાથે ૭ મિત્રો સાથે દીક્ષા લીધી એમ કહ્યું છે, પણ જ્ઞાતસૂત્રમાં તો શ્રીમલ્લિનાથને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી ૭ મિત્રોએ દીક્ષા લીધી એમ કહ્યું છે; એ કેમ ? ૩૮.

ઉત્તરાધ્યયનના સોળમા અધ્યયનમાં-સાધુઓ, સ્ત્રી પશુ અને પં-ડગરહિત એવી વસતિમાં રહે એમ કહ્યું છે, પણ સ્થાનાંગના પાંચમા સ્થાનકમાં-સાધ્વી ભેળા પણ વસે એમ કહ્યું છે; એ કેમ ? ૩૯.

સૂત્રકૃતાંગના દ્વિતીય શ્રુતસ્કંધના પાંચમા અધ્યયનમાં—દાનની પ્રશંસા કરે તે પ્રાણી વૃદ્ધિને પામે છે, તથા નિષેધ કરે તો સામાની આજીવિકાનો છેદ થાય માટે ન બોલવું એમ કહ્યું છે; પણ શ્રીભગવતીના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં—અસંયતને આપતો એવો શ્રાવક એકાંત પાપકર્મ બાંધે, પણ નિર્જરા કાંઇ નથી એમ કહ્યું, એ કથન અનુસારે અસંયતને આપવાનો તદ્દન નિષેધ કર્યો; એ કેમ ? ૪૦.

જંબૂદ્વીપ પન્નત્તિમાં—નંદનવન પાંચસો યોજન કહ્યું, તેમાં બલકૂટ મૂળથી હજાર યોજન પહોળો છે; એ કેમ ? ૪૧.

સમવાયાંગમાં—ગજદંતા ઉપરના ભાગમાં હજાર યોજન પહોળા કહ્યા છે, તેમાં હરિ તથા હરિસ્સહ કૂટ કેમ સમાયા ? ૪૨

જંબૂદ્વીપપન્નત્તિમાં—ઋષભકૂટ મૂળથી આઠ યોજન વિસ્તારે કહ્યાં, પણ અગાળના પાઠમાં એજ સૂત્રમાં પાઠાંતરે બાર યોજન કહ્યો, આવી રીતે સર્વજ્ઞના વચનમાં પાઠાંતર કેમ ? ૪૩

જંબૂદ્વીપ પન્નત્તિમાં—ભરતાર્ધની જીવા નવ હજાર સાતસો અડતાલીશ ને ઓગણીઆ બાર ભાગ કહી. અને સમવાયાંગમાં નવ હજાર કહી; એટલો ફેર કેમ ? ૪૪.

સમવાયાંગમાં—વિજયાદિક ચારની સ્થિતિ જઘન્યથી બત્રીશ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમ કહી છે, પણ પન્નવણાના ચોથા પદમાં—જઘન્યથી એકત્રીશ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી તેત્રીશ કહી; એ કેમ ? ૪૫

સમવાયાંગમાં—શ્રી ઋષભદેવ પ્રભુ અને શ્રી મહાવીર પ્રભુને એક કોડાકોડીનું આંતરૂં કહ્યું છે, પણ દશાશ્રુતસ્કંધમાં—શ્રી ઋષભદેવ પ્રભુ કાલ કરી ગયા પછી નેવ્યાશી પખવાડીયા ગયા પછી બેંતાલીશ હજાર વર્ષ અધિક નેવ્યાશી પખવાડીયા ઓછા એક કોડાકોડી સાગરોપમે શ્રીમહાવીર પ્રભુ મોક્ષે ગયા એમ કહ્યું છે; એ કેમ ? ૪૬

સૂત્રકૃતાંગમાં કહ્યું છે કે—આધાકર્મી આહાર કરતો છતો કર્મે લેપાય પણ ખરો અને ન પણ લેપાય; આવી રીતે એકજ ગાથામાં વિરૂદ્ધ બે વાત કેમ ? ૪૭.

વળી એજ સૂત્રમાં—કર્મે ન લેપાય એમ કહ્યું, પણ શ્રીભગવતીના

પહેલા શતકના નવમા ઉદ્દેશામાં—આધાકર્મી આહાર કરતો છતો સાત કર્મ બાંધે, શિથિલ હોય તો ગાઢ કરે, ઈત્યાદિ કહ્યું છે; એ કેમ ? ૪૮.

સમવાયાંગમાં— તેત્રીશ હજાર યોજન કાંઈક ઉણા ચક્ષુસ્પર્શે સૂર્ય આવે એમ કહ્યું, પણ જંબૂદ્વીપ પન્નત્તિમાં—બત્રીશ હજાર એક યોજન ઝાઝેરા ચક્ષુસ્પર્શે સૂર્ય આવે એમ કહ્યું; એ કેમ ? ૪૯

સમવાયાંગમાં—મેરૂ પર્વતની તલેટી દસ હજાર યોજન પહોળી કહી છે, પણ જંબૂદ્વીપ પન્નત્તિમાં—દસ હજાર નેવું યોજન ઝાઝેરી કહી છે; એ કેમ ? ૫૦

શ્રી ભગવતી સૂત્રના આઠમા શતકના દસમા ઉદ્દેશામાં 'જીવને પુદ્ગલ કહીએ, તથા પુદ્ગલી કહીએ' એમ કેમ કહ્યું ? ૫૧.

સમવાયાંગમાં—મેરૂ પર્વતનાં સોળ નામ કહ્યાં છે, તેઓમાં આઠમું નામ પ્રિયદર્શન કહ્યું છે, અને ચોદમું નામ ઉત્તર કહ્યું છે; પણ જંબૂદ્વીપ પન્નત્તિમાં—સોળ નામ કહ્યાં છે, તેઓમાં આઠમું નામ શિલોચ્ચય કહ્યું છે, અને ચૌદમું નામ ઉત્તમ કહ્યું છે; એ કેમ ? ૫૨

પન્નવણામાં ઓગણીશમે પદે—છદ્મસ્થને અણાહારી ઉત્કૃષ્ટ બે સમય કહ્યા છે, પણ શ્રી ભગવતીમાં અણાહારીના ઉત્કૃષ્ટ ત્રણ સમય કહ્યા છે; એ કેમ ? ૫૩

એમજ જીવાજીવાભિગમમાં બે સમય કહ્યા, અને શ્રી ભગવતીમાં ત્રણ સમય કહ્યા; એ કેમ ? ૫૪

સમવાયાંગમાં—શ્રમણ ભગવાન્ મહાવીરને બેંતાલીશ વરસથી ઝાઝેરો સાધુ પર્યાય કહ્યો, પણ પર્યુષણાકલ્પમાં બેંતાલીશ વરસ પૂરાં કહ્યાં; એ કેમ ? ૫૫.

જીવાભિગમમાં રૂચકદ્વીપનું અસંખ્યાતું માન કહ્યું, અને જીવા-

બિગમને લેખે ઠાણ બમણાં ગણતાં એક નિખર્વ, ચાર અબજ, પંચાશી કરોડ, અને છોંતેર લાખ માન આવે. વળી ત્રિપ્રત્યયાવતાર ગણે તો રૂચકદ્વીપનું માન ૧૧૦૦૮૨૨૩૪૭૭૬૦૦૦૭૦ થાય. પણ ભગવતીસૂત્રના છઠ્ઠા શતકના સાતમા ઉદ્દેશામાં તથા અનુયોગદ્વારસૂત્રમાં એકસો ચોરાણું આંક લગે તો સંખ્યાતું ગણ્યું છે. વળી પાલાને માને સંખ્યાતું તો વેગળું રહ્યું, પછી અસંખ્યાતું આવે; તો રૂચકદ્વીપ અસંખ્યાતો કેમ કહ્યો ? ૫૬

સમવાયાંગના આડત્રીશમા સમવાયમાં—મેરૂ પર્વતનો બીજો કાંડ આડત્રીશ હજાર યોજન ઉંચો કહ્યો, તથા સોળમા સમવાયમાં પ્રથમ કાંડ એકસઠ હજાર યોજનનો ઉંચો કહ્યો. જંબુદ્વીપ પન્નત્તિમાં હેઠલો કાંડ એક હજાર યોજનનો બાહુલ્યે કહ્યો છે, મધ્યકાંડ ત્રેસઠ હજાર યોજનનો બાહુલ્યે કહ્યો છે, ઉપરનો કાંડ છત્રીશ હજાર યોજનનો બાહુલ્યે કહ્યો છે, એમ સર્વ પૂર્વ અપરે થઈ એક લાખ યોજન બાહુલ્ય છે. એ લાખ યોજન બાહુલ્યપણે જંબુદ્વીપ પન્નત્તિમાં કહ્યો; તો બીજાં નદીઓ પર્વતો અને સાત ક્ષેત્ર એ સર્વ કેમ સમાયાં ? ૫૭.

તથા કહેશો કે—બાહુલ્ય એટલે ઉંચપણું હશે, તો પૂર્વ અપરનો શો અર્થ ? તથા ઉંચપણું કહેતાં પણ સમવાયાંગસૂત્રમાં નવ્વાણું હજાર યોજન બે ભાગે વહેંચ્યો, તેમાં પ્રથમ એકસઠ હજાર અને બીજો આડત્રીશ હજારનો કહ્યો. જંબૂદ્વીપ પન્નત્તિમાં કાંદા સહિત ત્રણ ભાગે વહેંચ્યો; તેમાં પ્રથમ એક હજારનો, બીજો ત્રેસઠ હજારનો, અને ત્રીજો છત્રીશ હજારનો; એ કેમ ? ૫૮

સમવાયાંગમાં—નંદનવનનો વિષ્કંભ નવ હજાર નવસો યોજનનો કહ્યો, પણ જંબૂદ્વીપ પન્નત્તિમાં નવ હજાર નવસો

ચોપન યોજનથી ઓછેરો કહ્યો; એ કેમ ? ૫૯

પ્રશ્નવ્યાકરણમાં તથા સમવાયાંગમાં-વીશ ભવનપતિ, ચંદ્ર સૂર્ય બે, અને સૌધર્માદિક દસ; એવી રીતે બત્રીશ ઈંદ્ર કહ્યા. પણ જંબુદ્વીપપન્નત્તિમાં શ્રી ઋષભદેવ પ્રભુના નિર્વાણમાં-સૌધર્માદિક દસ, વીશ ભવનપતિ, સોળ વ્યંતર, અને ચંદ્ર સૂર્ય બે, એવી રીતે અડતાલીશ ઇંદ્ર કહ્યા; એ કેમ ? ૬૦

વળી સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનકમાં-ઈંદ્ર ચોસઠ કહ્યા; એ કેમ ? ૬૧.

ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે—જઘન્યથી સાત હાથની કાયાવાળા મોક્ષે જાય, વળી કહ્યું છે કે, સિદ્ધની અવગાહના જઘન્યથી બત્રીશ અંગુલ હોય, એ હિસાબે તો બે હાથની જઘન્ય થઇ; એ કેમ ? ૬૨.

શ્રી ભગવતી સૂત્રના ચૌદમા શતકના આઠમા ઉદ્દેશામાં-સિદ્ધશિલાથી અલોક દેશે ઉણું યોજન કહ્યું, પણ ઉત્તરાધ્યયનમાં તો સંપૂર્ણ યોજન કહ્યું; એ કેમ ? ૬૩.

સમવાયાંગમાં-છઠ્ઠા નરકના મધ્યભાગથી છઠ્ઠા ઘનોદધિનો ચરમાંત ઓગણએંશી હજાર યોજન કહ્યો, પણ જીવાભિગમમાં પૃથ્વી ઉપરના ઘનોદધિનો ચરમાંત એક લાખ છત્રીશ હજાર યોજન અંતર કહ્યો, તો જીવાભિગમના કથન મુજબ એક લાખ છત્રીશ હજાર યોજનનું અરધું કરતાં અડસઠ હજાર યોજન થાય; એ કેમ ? ૬૪

સમવાયાંગના અઠાણુમા સમવાયમાં-રેવતી નક્ષત્રથી જયેષ્ઠા સુધીના ઓગણીશ નક્ષત્રના અઠાણું તારા કહ્યા છે; પણ સમવાયાંગમાંજ ભિન્ન ભિન્ન તારાઓ ભેળા કરતાં સત્તાણું તારા

થાય છે; તે આવી રીતેં-રેવતી નક્ષત્રના બત્રીશ તારા, અશ્વિનીના ત્રણ, ભરણીના ત્રણ, કૃત્તિકાના છ, રોહિણીના પાંચ, મૃગશિરના ત્રણ, આર્દ્રાનો એક, પુનર્વસુના પાંચ, પુષ્યના ત્રણ, અશ્લેષાના છ, મઘાના સાત, પૂર્વા ફાલ્ગુનીના બે, ઉત્તરા ફાલ્ગુનીના બે, હસ્તના પાંચ, ચિત્રાનો એક, સ્વાતિનો એક, વિશાખાના પાંચ, અનુરાધાના ચાર, અને જ્યેષ્ઠાના ત્રણ, આવી રીતે સર્વ મળી સત્તાણું તારા થાય છે; એ કેમ ? ૬૫.

પન્નવણાના પંદરમા પદમાં-ઘ્રાણેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય નવ યોજનનો કહ્યો છે, પણ રાયપસેણીમાં-ચારસો તથા પાંચસોનો કહ્યો; એ કેમ ? ૬૬

શ્રી ભગવતીસૂત્રના છઠ્ઠા શતકના સાતમા ઉદ્દેશામાં પલ્યોપમનું માન કહ્યું, તેમ અનુયોગ દ્વારમાં પણ કહ્યું; પણ ભગવતીમાં અસંખ્યાતા ખંડ વિના કૂવો ભર્યો, તેણે કરી આરાનાં માન કહ્યાં, સપ્રયોજન કહ્યું; અને અનુયોગદ્વારે ભગવતી ઉક્ત તે નિષ્પ્રયોજન કહ્યું, સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ સપ્રયોજન કહ્યું, તેણે નારકી પ્રમુખના આયુષ્ય મવિએ; ઇત્યાદિક ઘણી વાતો છે; એ કેમ ? ૬૭

પન્નવણાના તેત્રીશમા પદમાં-અસુરકુમારનો જઘન્યથી અવધિ પચ્ચીશ યોજન કહ્યો, તથા સૌધર્માદિકનો જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ કહ્યો; એ કેમ ? ૬૮

પન્નવણા સૂત્રમાં-બાદર તેઉકાય મનુષ્યક્ષેત્રમાં હોય એમ કહ્યું, પણ ઉત્તરાધ્યયનના ઓગણીશમા અધ્યયનમાં નરકમાં અગ્નિકાય કહ્યો; એ કેમ ? ૬૯.

ઉત્તરાધ્યયનના બાવીશમા અધ્યયનમાં-શરૂઆતમાં શ્રીનેમિનાથને શૌરીપુરમાં કહ્યા, પણ દીક્ષા લેતાં શ્રીનેમિનાથ દ્વારિકામાંથી

નીકળ્યા, અને બલદેવ તથા કૃષ્ણ વંદના કરીને દ્વારિકામાં ગયા એમ કહ્યું છે; તો શૌરીપુર પૂર્વમાં અને દ્વારિકા પશ્ચિમમાં; એ કેમ? ૭૦

સ્થાનાંગસૂત્રના સાતમા સ્થાનકમાં—અતીત ઉત્સર્પિણીમાં આ ભરતક્ષેત્રને વિષે સાત કુલગર થયાનું જણાવ્યું છે, પણ દસમા સ્થાનકમાં દસ કુલગર થયાનું કહ્યું; એ કેમ? ૭૧.

વળી એવીજ રીતે સાતમા સ્થાનકમાં—આવતી ઉત્સર્પિણીમાં સાત કુલગર થશે એમ જણાવ્યું છે, પણ દસમા સ્થાનકમાં દસ કુલગર થશે એમ કહ્યું; એ કેમ? ૭૨.

જીવાભિગમમાં—સૌધર્મ અને ઇશાન દેવલોક બરાબર રહ્યાનું જણાવ્યું છે, પણ શ્રીભગવતીના એકત્રીશમા શતકમાં—સૌધર્મ થકી ઇશાન દેવલોક લગારેક ઉંચો કહ્યો; એમ કેમ? ૭૩.

શ્રી ભગવતીના ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં—અસુરકુમારોનો તીર્છો ગતિવિષય અસંખ્યાતા દ્વીપસમુદ્રનો કહ્યો, નંદીશ્વર સુધી ગયા અને જશે એમ કહ્યું; પણ બીજા શતકના સાતમા ઉદ્દેશામાં ચમરાની સુધર્મસભાને વિષે પૂછ્યું ત્યાં કહ્યું છે કે, મેરૂ પર્વતથી દક્ષિણ દિશા તીર્છી અસંખ્યાતા દ્વીપ સમુદ્ર ઉલ્લંઘીએ ત્યાં અરૂણવર દ્વીપની બહારની વેદિકાથી અરૂણવર સમુદ્ર બેંતાલીશ હજાર યોજને તિગિચ્છકૂડ નામે ઉત્પાત પર્વત આવે ઇત્યાદિ; એમાં અસંખ્યાતા દ્વીપસમુદ્ર ઉલ્લંઘી અહીંયાં આવે; એ કેમ? ૭૪.

શ્રી ભગવતીના પહેલા શતકના બીજા ઉદ્દેશામાં—સમ્યગ્દૃષ્ટિ નારકીને મહાવેદના કહી, પણ અઢારમા શતકના પાંચમા ઉદ્દેશામાં—સમકિતી નારકીને અલ્પવેદના કહી; એ કેમ? ૭૫.

અંતગડમાં—શ્રીનેમિનાથે કૃષ્ણને બારમો અમમ નામે તીર્થંકર થઇશ એમ કહ્યું છે; પણ સમવાયાંગમાં—ચોવીશ તીર્થંકરનાં

પૂર્વભવનાં ચોવીશ નામ કહ્યાં છે, તેમાં શ્રેણિક સુપાર્શ્વ ઉદય ઇત્યાદિક ગણત્રીએ કૃષ્ણ વાસુદેવ તેરમા કહ્યા; એ કેમ? ૭૬.

શ્રી ભગવતીના આઠમા શતકના નવમા ઉદ્દેશામાં–પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યનો વિકુર્વણા કાલ અંતર્મુહૂર્તનો કહ્યો, અને જીવાભિગમમાં ચાર મુહૂર્ત કહ્યા; એ કેમ ? ૭૭.

શ્રીભગવતીના આઠમા શતકના દસમા ઉદ્દેશામાં–જઘન્ય જ્ઞાન દર્શન ચારિત્રની આરાધનાવાળો ત્રીજે ભવે મોક્ષે જાય, સાત આઠ ભવ તો ન ઉલ્લંઘે, એમ કહ્યું; પણ બારમા શતકના નવમા ઉદ્દેશામાં–નર-દેવનો આંતરો જઘન્યથી સાગરોપમ ઝાઝેરો, ઉત્કૃષ્ટથી અપાર્ધ પુદ્ગલપરાવર્ત હોય, નર–દેવપણું તો સમ્યગ્ દૃષ્ટિ ચારિત્રીયા નીપજાવે, એ કેમ ? ૭૮.

શ્રી ભગવતીના પાંચમા શતકના ચોથા ઉદ્દેશામાં–ઉંઘતો થકો જીવ સાત આઠ કર્મ બાંધે એમ કહ્યું; પણ ઉત્તરાધ્યયનના છવ્વીશમા અધ્યયનમાં–ત્રીજે પહોરે રાત્રે નિદ્રા કરે એમ કહ્યું; એ કેમ ? ૭૯

ઉત્તરાધ્યયનના ઓગણીશમા અધ્યયનમાં કહ્યું છે કે–નરકની અંદર પોતાના શરીરમાંથી માંસ ખવરાવ્યાં; પણ જીવાભિગમમાં–અસંઘયણી કહ્યા; તો સંઘયણ વિના માંસ ક્યાંથી ? ૮૦.

પન્નવણાના બીજા પદમાં–દેવતાને दिव्वेणं संघयणेणं એમ કહ્યું, પણ જીવાભિગમમાં દેવતાને અસંઘયણી કહ્યા; એ કેમ ? ૮૧.

શ્રી ભગવતીના પાંચમા શતકના આઠમા ઉદ્દેશમાં–સંમૂર્ચ્છિમ મનુષ્યને અડતાલીશ મુહૂર્ત અવસ્થિતિ કાલ કહ્યો, અને પન્નવણામાં ચોવીશ મુહૂર્તનો ઉત્કૃષ્ટો વિરહ કહ્યો, એટલે કોઇ ઉપજે પણ નહિં અને કોઇ ચ્યવે પણ નહિં; અને ભગવતીને

લેખે ચોવીશ મુહૂર્ત સુધી ઉપજે એટલા ચ્યવે, એમ અવસ્થિતિ કાલ કહ્યો, તે અંતમુહૂર્ત આયુષ્યવાળાને કેમ ઘટે ? ૮૨.

શ્રી ભગવતીસૂત્ર તથા સમવાયાંગસૂત્રમાં શક્રસ્તવના પાઠમાં ફેર કેમ છે ? ૮૩.

સ્થાનાંગના ત્રીજા સ્થાનકના પહેલા ઉદ્દેશામાં-પાંચ દેવલોકે ત્રણ વર્ણ કહ્યા, કૃષ્ણ નીલ અને રક્ત; પણ જીવાભિગમમાં-લોહિત પીત અને શુક્લ એમ ત્રણ વર્ણ કહ્યા; એ કેમ ? ૮૪.

પન્નવણાના પ્રથમ પદમાં-પુદ્ગલના પાંચસો ત્રીશ ભેદ થાય છે, પણ ઉત્તરાધ્યયનમાં ચારસો બાશી ભેદ થાય છે; એ કેમ ? ૮૫.

પન્નવણાના વીશમા પદમાં-કિલ્વિષિયા જઘન્યથી સૌધર્મે જાય, અને ઉત્કૃષ્ટથી લાંતકે જાય, એમ જણાવ્યું છે; પણ શ્રી ભગવતીમાં-કિલ્વિષિયા જઘન્યથી ભવનપતિ જાય, અને ઉત્કૃષ્ટા લાંતકે જાય એમ કહ્યું; એ કેમ ? ૮૬.

કલ્પસૂત્રમાં—શ્રી વીરપ્રભુ ગર્ભમાંથી સંહરાતા છતા જાણતા નથી એમ કહ્યું, પણ આચારાંગમાં-સંહરાતા છતા જાણે છે એમ કહ્યું; એ કેમ ? ૮૭.

આચારાંગમાં કહ્યું કે—પ્રથમ દેવતાને ધર્મ કહી પછી મનુષ્યને કહે, પણ સ્થાનાંગમાં-દસ અચ્છેરાંમાં અભાવિયા પરિસા એમ કહ્યું; એ શું ? ૮૮.

ઉવવાઇમાં- શુભ મન વચન કાયા ઉદીરવા કહ્યું; પણ શ્રી ભગવતીમાં એજતો-કંપતો હિંસા કરે એમ કહ્યું; એ કેમ ? ૮૯.

ઉપાસક દશાંગ મધ્યે-આણંદ શ્રાવકે ભગવંતને કહ્યું જે હું બાર વ્રત ઉચ્ચરીશ, એમ કહીને સાત વ્રત ઉચ્ચર્યાં, વળી અતિચાર બારે વ્રતના કહ્યા; એ કેમ ? ૯૦.

કેવલ સૂત્રોનેજ માની નિર્યુક્તિ ટીકા વિગેરેને ન માનવાથી ઉપર લખેલી પરસ્પર વિરૂદ્ધ જણાતી બીનાઓ સિવાયની પણ એટલી બધી વિરૂદ્ધ જણાતી વાતો છે જે કેટલી લખી શકાય ? એ સર્વ વિરૂદ્ધતા નિર્યુક્તિ ટીકા ચૂર્ણિ વિગેરેના આધાર વિના કેવલ સૂત્રોથી દૂર કરી સૂત્રોના પાઠને સંગત કરી આપો. સાધારણ બાબતોને પણ સમજી શકવાની તાકાત વિહીન અલ્પબુદ્ધિવાળા તમે આવી આવી વિરૂદ્ધતા દૂર કરી સૂત્રોના પાઠને કેવી રીતે સંગત કરી શકો ? કોઇ પાઠાંતર, કોઇ અપેક્ષા, કોઇ ઉત્સર્ગ, કોઇ અપવાદ, કોઇ નય, કોઇ વિધિવાદ, અને કોઇ ચરિતાનુવાદ પ્રમુખ સૂત્રના ગંભીર આશય તો સમુદ્ર સરખી બુદ્ધિના ધણી નિર્યુક્તિકાર ટીકાકાર પ્રમુખજ જાણી શકે, અને તે મહાજ્ઞાનીઓજ સૂત્રોના ગંભીર આશય સમજી સૂત્રોના પાઠને સંગત કરી શકે. તમે તો તે નિર્યુક્તિ ટીકા પ્રમુખને એક પ્રતિમા ઉપરના દ્વેષથી ઉત્થાપ્યાં, તેથી પ્રસંગે સર્યું ! ॥ ૧૬ ॥

ઉપરની ગાથામાં શ્રી ભગવતી સૂત્રની શાખે ત્રણ પ્રકારનો અનુયોગ દર્શાવ્યો, અને તેથી પંચાંગીને પ્રામાણિક સિદ્ધ કરી. જો એકલા સૂત્રોનેજ માનીએ, અને નિર્યુક્તિ વિગેરેને ન માનીએ, તો શ્રી ભગવતી સૂત્રમાં ફરમાવેલ ત્રણ પ્રકારનો અનુયોગ કેમ ઘટી શકે ?. સ્થાનકવાસીઓ એક તરફથી કહે છે કે, અમે ભગવતી સૂત્રને પ્રામાણિક ગણીએ છીએ, પણ ભગવતીના ફરમાન મુજબ જ્યારે પંચાંગીને માનનીય ગણવાની વાત આવે છે ત્યારે બાલિશતા જાહેર કરે છે કે, અમે પંચાંગીને માનનીય ગણતા નથી !. આવી રીતે 'મુખમેં રામ, બગલમેં છુરી ' જેવું ‿રી ખરેખર સમજુ અને ડાહ્યા માણસોની પક્તિમાં હાસ્યાપદ બને છે.

સ્પષ્ટવક્તા અને પક્ષપાત રહિત તો તેઓજ કહેવાય કે જેઓ જે ગ્રન્થને પ્રામાણિક માનતા હોય તેના શબ્દે શબ્દને કબુલ રાખે. સૂત્રોના ગૂઢ અને ગંભીર અર્થોને વ્યક્ત કરનાર નિર્યુક્તિ ટીકાદિક છે. વળી નિર્યુક્તિ વિગેરેને ન માનીએ, અને એકલા સૂત્રો ઉપરંજ આધાર રાખીને બેસી રહીએ તો ઉપરની ગાથામાં બતાવ્યાં પ્રમાણે આપણી અલ્પમતિ પ્રમાણે એક બીજા સૂત્રોમાં જે વિરૂદ્ધતા ભાસે છે તે સંગત કરી શકીએ નહિં, તે વિરૂદ્ધતાને દૂર કરાવનાર અને કયા સૂત્રમાં કયા આશયથી શું શું દર્શાવેલ છે તે જણાવનાર નિર્યુક્તિ–ટીકાદિક હોવાથી તેમને પ્રામાણિક માનવાંજ જોઇએ. માટે પ્રભુ શ્રી મહાવીરના વચનોને શિરસા વંદનીય અને પ્રામાણિક માનવાનો ખોટો ડોળ રાખનારા ઓ સ્થાનકવાસીઓ! તમો કદાગ્રહના અંધ પડલને દૂર ખસેડી નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચારી જુઓ, અને ખાસ સૂત્રોમાં પણ નિર્યુક્તિ–ટીકાદિકને માનનીય બતાવેલ હોવાથી સંસારથી ભીરૂ બની તમે પણ માનનીય ગણો.

નિર્યુક્તિ–ટીકાદિકને માનનીય મનાવવા માટે ઉપરની ગાથામાં દર્શાવેલી શ્રી ભગવતી સૂત્રની એકજ શાખ કાફી હોવા છતાં પરમોપકારી ગ્રન્થકાર શ્રી ઉપાધ્યાયજી મહારાજ અનુયોગદ્વાર સૂત્રની બીજી શાખ આપી નિર્યુક્તિને પ્રામાણિક સિદ્ધ કરતા કહે છે કે—

**सूत्र निजुत्ति रे बेउ भेदे कहे, त्रीजुं अनुयोगद्वार ।**
**कूडा कपटी रे जे माने नहीं, तेहने कवण आधार ? ॥**
**स० ॥ १७ ॥**

સૂત્ર અને નિર્યુક્તિ એમ બે ભેદ શ્રી અનુયોગદ્વાર સૂત્રનું ત્રીજું અનુયોગદ્વાર કહે છે. આ પ્રમાણે ત્રીજા અનુયોગદ્વારમાં સૂત્રની જેમ નિર્યુક્તિનો પણ સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતાં જેઓ કૂડા છે, એટલે સૂત્રના પાઠમાં વાંકું બોલી જુઠું બોલનારા છે; અને કપટી છે, એટલે સૂત્રના ગંભીર અને ગૂઢ અર્થ નિર્યુક્તિ—ટીકા પ્રમુખને આધારે બંધ બેસારે—સંગત કરે, અને જ્યારે પૂછીએ ત્યારે કહે કે—અમે નિર્યુક્તિ પ્રમુખને માનતા નથી ! ઈત્યાદિ કપટ કરે છે; આવા જેઓ કૂડા અને કપટી બની સૂત્રના પાઠ ઓળવી નિર્યુક્તિ પ્રમુખને માનતા નથી તેમને સંસાર સમુદ્રમાં પડતાં કોણ આધાર છે ?

શ્રી અનુયોગદ્વાર સૂત્રને વિષે ચાર અનુયોગદ્વાર કહ્યા છે, તે ચાર અનુયોગદ્વાર દર્શાવતા સૂત્રકાર શ્રીઅનુયોગદ્વાર સૂત્રમાં આવશ્યકના અર્થાધિકારમાં પત્ર ૪૪ માં, સૂત્ર ૫૯ માં કહે છે કે—

"तत्थ पढमं अज्झयणं सामाइयं, तस्स णं इमे चत्तारि अणुओगदारा भवन्ति । तं जहा—उवक्कमे, निक्खेवे, अणुगमे, नए ।"

"તેઓને વિષે એટલે—સામાયિક ચતુર્વિંશતિસ્તવ વંદનક પ્રતિક્રમણ કાઉસગ્ગ અને પચ્ચક્ખાણ, એ છ અધ્યયનોને વિષે પહેલું અધ્યયન સામાયિક નામનું છે. તે સામાયિક અધ્યયનના ચાર અનુયોગદ્વાર છે, એટલે સામાયિક અધ્યયનના અર્થની વ્યાખ્યા કરવાના ચાર દ્વાર છે. તે જેવી રીતે—ઉપક્રમ નિક્ષેપ અનુગમ અને નય."

આ ચાર અનુયોગદ્વારમાં ત્રીજું દ્વાર અનુગમ નામનું કહ્યું. સૂત્રને અનુકૂલ અર્થ કહેવો તે અનુગમ કહેવાય, અથવા સૂત્રની વ્યાખ્યા કરાય જે વડે તે અનુગમ કહેવાય. ચાર દ્વારોમાં આ

અનુગમ નામના ત્રીજા અનુયોગદ્વારને ભેદ સહિત દર્શાવતા સૂત્રકાર શ્રીઅનુયોગદ્વાર સૂત્રમાં-પત્ર ૨૫૮ સૂત્ર ૧૫૫ માં કહે છે કે—

"से किं तं अणुगमे ?, अणुगमे दुविहे पण्णत्ते, तं जहा—सुत्ताणुगमे अ निज्जुत्तिअणुगमे अ। से किं तं निज्जुत्तिअणुगमे ?, निज्जुत्तिअणुगमे तिविहे पण्णत्ते, तं जहा—निक्खेवनिज्जुत्तिअणुगमे उवग्घायनिज्जुत्तिअणुगमे सुत्तप्फासिअनिज्जुत्तिअणुगमे"

"તે અનુગમ એટલે શું ?, અનુગમ બે પ્રકારનો પ્રરૂપ્યો છે. તે જેવી રીતે—સૂત્રનો અનુગમ—સૂત્રની વ્યાખ્યા, અને નિર્યુક્તિ અનુગમ—નિર્યુક્તિની વ્યાખ્યા તે નિર્યુક્તિ અનુગમ એટલે શું ?, નિર્યુક્તિ અનુગમ ત્રણ પ્રકારનો પ્રરૂપ્યો છે. તે જેવી રીતે—નિક્ષેપ નિર્યુક્તિ અનુગમ, ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ, અને સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ અનુગમ."

ઉપરના પાઠમાં દર્શાવેલા અનુગમના બે પ્રકારમાં નિર્યુક્તિ અનુગમનો સ્પષ્ટ ઉલ્લેખ છે. જો નિર્યુક્તિ પ્રામાણિક ન હોય તો સૂત્રકાર તેનો અનુગમ કેમ કહે ?. માટે જો તમે મૂલ સૂત્રને પ્રામાણિક માનતા હો તો અનુયોગદ્વારાસૂત્રમાં માન્ય ગણેલ નિર્યુક્તિને પ્રામાણિક માનવી જોઇએ. વળી નિર્યુક્તિ અનુગમના બતાવેલા ત્રણ પ્રકારમાં બીજો ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ છે. વ્યાખ્યા કરવા યોગ્ય એવા સૂત્રને વ્યાખ્યાવિધિની સમીપ કરવું તે ઉપોદ્ઘાત કહેવાય, તે ઉપોદ્ઘાત વિષયક નિર્યુક્તિનો જે અનુગમ તે ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ કહેવાય. તે ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમને વિસ્તારથી દર્શાવતા સૂત્રકાર અનુયોગદ્વાર સૂત્રમાં, ૨૫૮ મા પત્રમાં જણાવે છે કે—

"से किं तं उवग्घायनिज्जुत्तिअणुगमे ?, उवग्घायनिज्जुत्तिअणुगमे इमाहिं दोहिं मूलगाहाहिं अणुगंतव्वो । तं जहा-

"उद्देसे १ निद्देसे अ २,
निग्गमे ३ खेत्त ४ काल ५ पुरिसे य ६ ।
कारण ७ पच्चय ८ लक्खण ९,
नए १० समोआरणा ११ ऽणुमए १२ ॥ १ ॥
किं १३ कइविहं १४ कस्स १५ कहिं १६,
केसु १७ कहं १८ किच्चिरं हवइ कालं ? १९ ।
कइ २० संतर २१ मविरहियं २२,
भवा २३ गरिस २४ फासण २५ निरुत्ती २६ ॥ २ ॥"

"તે ઉપોદ્ઘાતનિર્યુક્તિ અનુગમ એટલે શું ?, ઉપોદ્ઘાતનિર્યુક્તિ અનુગમ આ બે દ્વાર ગાથાથી જાણવો, તે જેવી રીતે–

"ઉદ્દેશ એટલે સામાન્ય માત્ર નામ કહેવું, જેમ અધ્યયન એવું સામાન્ય માત્ર નામ કહેવું ૧. નિર્દેશ એટલે વિશેષ નામ કહેવું, જેમ સામાયિક નામનું અધ્યયન ૨. નિર્ગમ કહેવો, જેમ સામાયિક કયાંથી નીકળ્યું ? ૩. ક્ષેત્ર કહેવું અને કાલ કહેવો, એટલે કયા ક્ષેત્રમાં અને કયે કાલે સામાયિક ઉત્પન્ન થયું તે કહેવું; જેમ મહાસેન વનમાં વૈશાખ શુદ્દ અગીયારશને દિવસે પહેલે પહોરે સામાયિક ઉત્પન્ન થયું ૪–૫. કોણ પુરૂષથી સામાયિક નીકળ્યું ? તે પુરૂષ કહેવો ૬. કારણ કહેવું, એટલે ભગવંત પાસે ગૌતમસ્વામી વિગેરે શા કારણે સામાયિક સાંભળે છે ? તે કારણ કહેવું ૭. પ્રત્યય એટલે પ્રતીતિ કહેવી, એટલે કઇ પ્રતીતિથી ભગવંતે આ સામાયિક પ્રરૂપ્યું ? અને ભગવંતે પ્રરૂપેલા સામાયિકને ગૌતમાદિએ કઇ પ્રતીતિથી સાંભળ્યું ?, આ પ્રમાણે પ્રત્યય કહેવો.

જેમ ભગવંતને પ્રતીતિ હતી કે—હું કેવલજ્ઞાની તીર્થંકર છું, આવી પ્રતીતિથી ભગવંત સામાયિકને પ્રરૂપે છે; તથા ગૌતમસ્વામી વિગેરે-ગણધરોને ભગવંતમાં સર્વજ્ઞપણાની પ્રતીતિ છે, તેથી ભગવંતે પ્રરૂપેલા સામાયિકને સાંભળે છે; આ પ્રમાણે પ્રત્યય કહેવો ૮. લક્ષણ કહેવું, જેમ—તત્ત્વની શ્રદ્ધા એ સમ્યક્ત્વ સામાયિકનું લક્ષણ, જીવાદિ પદાર્થોને જાણવા એ શ્રુતસામાયિકનું લક્ષણ, સાવદ્ય થકી વિરતિ એ સર્વવિરતિરૂપ ચારિત્ર સામાયિકનું લક્ષણ, અને વિરતિ તથા અવિરતિરૂપ મિશ્રતા એ દેશવિરતિ સામાયિકનું લક્ષણ ૯. નૈગમાદિ નય કહેવા ૧૦. તે નૈગમાદિ જે જે નયો જ્યાં જ્યાં સંભવે ત્યાં ત્યાં ઘટાવવા તે સમવતાર કહેવો. ૧૧. વ્યવહારાદિ કયા નયને કયું સામાયિક અનુમત-સમ્મત છે તે કહેવું ૧૨." (પ્રથમ ગાથાર્થ)

સામાયિક એ શું છે? તે કહેવું. જેમ—દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ ગુણસંપન્ન જે જીવ તે સામાયિક ૧૩. સામાયિક કેટલા પ્રકારનું છે? તે કહેવું, જેમ—સમ્યક્ત્વ સામાયિક, શ્રુતસામાયિક, અને ચારિત્ર સામાયિક એ ત્રણ પ્રકારે સામાયિક છે. ૧૪. કોણ પ્રાણીને સામાયિક હોય? તે કહેવું, જેમ—જે પ્રાણીનો આત્મા સમતાભાવે પરિણમ્યો હોય તેને સામાયિક હોય ૧૫. કયા ક્ષેત્ર દિશા પ્રમુખમાં સામાયિક હોય? તેમાં ક્ષેત્ર દિશા કાલ વિગેરે ઘણાં દ્વાર છે ૧૬. કોણ દ્રવ્યો અને પર્યાયોમાં કોને વિષે કયું સામાયિક હોય? તે કહેવું ૧૭. સામાયિક કેવી રીતે પ્રાપ્ત થાય? તે કહેવું, તેમાં મનુષ્યપણું ક્ષેત્ર જાતિ કુલ બુદ્ધિ ઇત્યાદિક ઘણો વિસ્તાર છે ૧૮. કોણ સામાયિક કેટલો કાલ રહે? તે કહેવું. જેમ—સમકિત અને શ્રુત સામાયિકની ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમ છે, અને

દેશવિરતિ તથા સર્વવિરતિ સામાયિકની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશે ઉણી પૂર્વકોટી છે ૧૯. કયા સામાયિકને કેટલા જીવ સમકાલે નવા પામતા તથા પૂર્વ પ્રતિપન્ન હોય? તે કહેવું ૨૦ એ ત્રણ સામાયિકનું અંતર કહેવું, એટલે જે પ્રાણી ફરીથી સામાયિક પામે તો તે કયું સામાયિક કેટલા કાલને આંતરે પામે? તે કહેવું ૨૧. એ ત્રણ સામાયિકનું નિરંતરપણું કહેવું, એટલે કયું સામાયિક કેટલો કાલ નિરંતર રહે ૨૨. કયું સામાયિક ઉત્કૃષ્ટથી કેટલા ભવ સુધી મળે? તે ભવ કહેવા ૨૩. આકર્ષ કહેવો, એટલે એકજ ભવમાં અથવા ભિન્ન ભિન્ન ભવમાં કોણ સામાયિક કેટલીવાર આવે અને જાય? તે કહેવું ૨૪. સ્પર્શ કહેવો, એટલે કયા સામાયિકવાળા કેટલું કેટલું ક્ષેત્ર સ્પર્શીને રહે? તે કહેવું ૨૫. નિરૂક્તિ કહેવી, એટલે સામાયિકના પર્યાયવાચક શબ્દો કહેવા; જેમ—' સમ્યગ્દૃષ્ટિ, અમોહ, શોધિ, સદ્ભાવ, દર્શન બોધિ, અવિપર્યય, સુદૃષ્ટિ વિગેરે પર્યાયવાચક શબ્દો કહેવા ૨૬ ॥ ૨ ॥ "

આ ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ જેવી રીતે સામાયિકની અંદર ઘટાવ્યો, તેવીજ રીતે જે જે પદાર્થો હોય તે દરેકની અંદર ઘટાવી લેવો. આવી રીતે આ બન્ને ગાથાનો અર્થ સંક્ષેપથી કહ્યો, વિશેષ અર્થ તો આવશ્યકનિર્યુક્તિ ટીકા અને વિશેષાવશ્યકથી જાણી લેવો. પરંતુ જેઓ નિર્યુક્તિ ટીકા અને ભાષ્યને માનતા નથી તેઓ એ બે ગાથાનો વિસ્તારથી સ્ફુટ અર્થ કેવી રીતે કરી શકે?

ઉપર બતાવેલી અનુયોગદ્વારસૂત્રની બે ગાથાથી નિર્યુક્તિને પ્રામાણિકપણે કબુલ કરવીજ પડશે. જેઓ મધ્યસ્થ દૃષ્ટિવાળા છે,

અને વિવેકબુદ્ધિથી ઉપાદેય–અનુપાદેયનું પૃથક્કરણ કરનારા છે; તેઓને તો તુર્તમાંજ ધ્યાનમાં આવે તેમ છે કે–નિર્યુક્તિને અવશ્ય માનવીજ જોઇએ. પણ જેઓ વિવેક વિહીન છે, 'સારૂં તે મારૂં' એવા હિતકર વાક્યને નહિં સ્વીકારતાં 'મારૂં તેજ સારૂં' એવા કદાગ્રહી અને અહિતકર વાક્યને પકડી બેસનારા મૂર્ખ લોક છે, તેઓ નિર્યુક્તિને ન માને તો શું થયું ? નિર્યુક્તિ ન માને તો સર્વ સૂત્રો ન માન્યા ગણાય, કારણ કે સૂત્રોમાં નિર્યુક્તિને માન્ય ગણવા ફરમાવેલ છે; છતાં નિર્યુક્તિને અમાન્ય ગણતા હોવાથી સૂત્રોની આજ્ઞા લોપી ગણાય. વળી સૂત્રના ગૂઢ અને ગંભીર અર્થની વ્યાખ્યા નિર્યુક્તિ–ટીકાદિકને આધીન છે. માટે નિર્યુક્તિ–ટીકાદિકને અવશ્ય પ્રામાણિક ગણવાં જોઇએ. ૧૭

વળી ગ્રન્થકાર નીચેની ગાથામાં પણ નિર્યુક્તિના પાઠ દેખાડે છેઃ–

**बद्ध ते सूत्रे रे अर्थ निकाचिया, निज्जुत्तिए अपार ।**
**उपधिमां न गणणादिक किहां लहे, ते विणु मार्ग विचार॥**
**स० ॥ १८ ॥**

સૂત્રને વિષે જે પદાર્થો ગુંથ્યા છે તે અપાર પદાર્થોને નિર્યુક્તિએ નિકાચિત એટલે પ્રતિષ્ઠિત કર્યા છે. આવી રીતે સૂત્રોમાં પ્રરૂપેલા પદાર્થોને વ્યવસ્થિત કરનાર અને વિસ્તાર પૂર્વક જણાવનાર નિર્યુક્તિને માન્ય ગણવીજ જોઇએ. વળી ઉપધિમાં ગણત્રી પરિમાણ વિગેરે જિનશાસનના માર્ગનો વિચાર નિર્યુક્તિ વિના ક્યાંથી લેશો. ?

સૂત્રોમાં સ્વરૂપમાત્રથી ગુંથેલા પદાર્થોને વ્યવસ્થિત કરનાર નિર્યુક્તિ છે, તે જણાવતા સૂત્રકારે શ્રી નંદીસૂત્રના અંગપ્રવિષ્ટ શ્રુત અધિકારમાં પત્ર ૨૦૯ માં, તથા શ્રી સમવાયાંગ સૂત્રમાં

દ્વાદશાંગીનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં પત્ર ૧૦૭ માં કહ્યું છે કે—

"परित्ता तसा, अणंता थावरा, सासय-कडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति पण्णविज्जन्ति" ।

" બેઇન્દ્રિય વિગેરે જે પરિમિત ત્રસ, વનસ્પતિકાય વિગેરે જે અનંતા સ્થાવર, ધર્માસ્તિકાયાદિ જે શાશ્વત પદાર્થો, તથા ઘર નગરાદિ જે કૃત પદાર્થો; જિનેશ્વર પ્રભુએ પ્રરૂપેલા આ બધા ત્રસાદિ પદાર્થો, કે જે પદાર્થોને સૂત્રમાં સ્વરૂપમાત્રથી કહ્યા છે, અને સૂત્રમાં સ્વરૂપમાત્રથી કહેલા તે પદાર્થોને નિર્યુક્તિ વિગેરે વડે વિવિધ પ્રકારે વ્યવસ્થાપિત કરેલા છે, એવા તે ત્રસાદિ પદાર્થો આચારાંગસૂત્રમાં સામાન્ય તથા વિશેષ રૂપે કહેવાય છે, નામ વિગેરેના ભેદ વડે પ્રરૂપાય છે."

ઉપરના પાઠથી સમજાય તેમ છે કે, સૂત્રમાં સ્વરૂપ માત્રથી કહેલા પદાર્થોને વ્યવસ્થાપિત કરનાર નિર્યુક્તિ છે, તેથી તેને માન્ય ગણ્યા વગર કેમ ચાલશે ? વળી " संखेज्जाओ निज्जुत्तीओ " એવા પાઠ સમવાયાંગ સૂત્ર અને નંદીસૂત્રાદિને વિષે ઘણે સ્થળે નજરે પડે છે, આવી રીતે સૂત્રોમાં પણ નિર્યુક્તિને સ્થળે સ્થળે માન્ય ગણેલ હોવાથી આપણે પણ પ્રામાણિક માનવી જોઇએ.

વળી શ્રી જિનશાસનમાં એવા પણ કેટલાક વિષયો છે કે જે મૂલસૂત્રમાં જણાવેલા નથી, છતાં આપણે માનીએ છીએ, મૂલ-સૂત્રમાં નહિં જણાવેલા તે વિષયોને આપણે નિર્યુક્તિ વિગેરેને આધારે માન્ય કરીએ છીએ. જેમકે—ઉપધિનું પરિમાણ તથા ઉપધિની ગણત્રી વિગેરે શ્રીજિનશાસનના માર્ગનો વિચાર નિર્યુક્તિને આધારે આપણે મેળવી શકીએ છીએ. જો નિર્યુક્તિ

નહિં માનો તો ઉપધિની ગણત્રી વિગેરે કયાંથી લેશો?. એટલે-અમુક ઉપધિ અમુક પ્રકારે લાંબી તથા પહોળી રાખવી એ પ્રમાણે ઉપધિનું પરિમાણ, તથા આટલીજ ઉપધિ રાખવી સાધુને કલ્પે એ પ્રમાણે ઉપધિની ગણત્રી; ઇત્યાદિક જિનશાસનના માર્ગની ઘણી વાતો એવી છે કે જે નિર્યુક્તિ વિના ન જણાય. સ્થાનકવાસી સાધુઓ લાંબા લાંબા રજોહરણ રાખે છે, તથા મુગટી પહેરે છે, ઇત્યાદિક કયા સૂત્રને આધારે કરે છે ?

વળી સ્થાનકવાસી સાધુઓ મુખે મુહપત્તિ બાંધીને રસ્તે ચાલે છે, તથા આખો દિવસ મુહપત્તિ બાંધી રાખે છે; એ કયા સૂત્રને આધારે ? સિદ્ધાંતમાં તો મુહપત્તિ ન બાંધવાનું જણાય છે. શ્રી ગૌતમસ્વામી મૃગાપુત્રને જોવા ગયા, ત્યારે મૃગારાણીએ મૃગાપુત્રનું શરીર અસહ્ય દુર્ગંધમય હોવાથી ગૌતમસ્વામીને મુહપત્તિ બાંધવા માટે વિપાક [1]સૂત્રના પહેલા અધ્યયનમાં પત્ર ૮-૯ માં કહ્યું છે કે—

" एह णं तुब्भे भंते ! ममं अणुगच्छह, जा णं अहं तुब्भं मियापुत्तं दारयं उवदंसेमि। तते णं सा मियादेवी तं कट्ठसगडियं अणुकड्ढमाणी अणुकड्ढमाणी जेणेव भूमिघरे तेणेव उवागच्छइ। उवागच्छित्ता चउप्पुडेणं वत्थेणं मुहं बंधमाणी भगवं गोयमं एवं वयासी—तुब्भे वि य णं भंते! मुहपोत्तियाए मुहं बंधह। तते णं भगवं गोयमे मियादेवीए एवं वुत्ते समाणे मुहपोत्तियाए मुहं बंधइ ॥"

"હે ભગવન્! તમે મારી પાછળ આવો, હું તમોને મારો મૃગાપુત્ર નામનો પુત્ર દેખાડું છું. ત્યાર પછી તે મૃગાદેવી મૃગાપુત્રને

૧ પ્રકાશક—શ્રી મોહનવિજય જૈન પુસ્તકાલય. પાલીતાણા.

માટે અશન પાન ખાદિમ અનેસ્વાદિમથી ભરેલી તે કાષ્ઠંશકટિકાને ખેંચતી ખેંચતી જ્યાં ભોંયરૂં છે ત્યાં આવે છે. આવીને (મૃગાપુત્રના શરીરની અસહ્ય દુર્ગંધીને રોકવા માટે) ચાર પડા વસ્ત્ર વડે પોતાના મુખને બાંધતી છતીં ભગવાન્ ગૌતમને આ પ્રમાણે બોલી કે— હે ભગવન્ ! તમે પણ મુહપત્તિ વડે મુખ બાંધો. ત્યાર પછી ભગવાન્ ગૌતમસ્વામી મૃગાવતી રાણી વડે આ પ્રમાણે કહેવાયા છતા મુહપત્તિ વડે પોતાના મુખને બાંધે છે."

ઉપરના પાઠમાં મૃગાવતી રાણીએ મૃગાપુત્રના શરીરની દુઃસહ દુર્ગંધને રોકવા માટે ગૌતમસ્વામીને મુહપત્તિ બાંધવાનું કહ્યું છે, અને મૃગાવતીના કહ્યા પછી ગૌતમસ્વામીએ મુહપત્તિ બાંધી છે. જો મુહપત્તિને નિરંતર બાંધીજ રાખવાની હોય તો મહાજ્ઞાની શ્રીગૌતમસ્વામીએ મૃગાવતીના કહેવા પહેલાં પણ મુહપત્તિ બાંધેલીજ હોય, અને જો ગૌતમસ્વામીએ પહેલેથીજ મુહપત્તિ બાંધી હોય તો મૃગાવતી રાણી ગૌતમ સ્વામીને એમ શા માટે કહે કે હે ભગવન્ ! તમે પણ મુહપત્તિ બાંધો ? માટે ઉપરના પાઠથી સચોટ સિદ્ધ થાય છે કે, નિરંતર મુહપત્તિ બાંધી રાખવી એ સૂત્રના ફરમાનથી વિરૂદ્ધ છે. વળી જ્યારે સ્થાનકવાસીઓને પૂછીએ છીએ કે, તમે નાસિકા ઉઘાડી રાખો છો તેમાં વાયુકાયનો ઘાત થાય છે, તો નાસિકા શા માટે ઉઘાડી રાખોછો ? ત્યારે તેઓ કહે છે કે — "દશવૈકાલિક સૂત્રમાં 'મુહેણ વા–મુખ વડે કરીને' એવો પાઠ છે, પણ 'નક્કેણ વા–નાસિકા વડે કરીને' એવો પાઠ નથી. આ પ્રમાણે દશવૈકાલિકમાં એકલો મુખ શબ્દજ મૂકેલો હોવાથી અને નાસિકા શબ્દ નહિં મૂકેલો હોવાથી અમે જાણીએ છીએ કે

મુખને વાયરે વાયુકાય હણાય છે, પણ નાસિકાને વાયરે વાયુ-કાય હણાતા નથી. આ કારણથી અમે મુખે મુહપત્તિ બાંધીએ છીએ, અને નાસિકાને ઉઘાડી રાખીએ છીએ." તેના સમાધાનમાં જણાવવાનું કે, દશવૈકાલિકમાં જે મુખ શબ્દ મૂક્યો છે, તે મુખ શબ્દથી નાસિકા પણ આવીજ જાય છે. કારણ કે મુખ શબ્દથી એકલું મુખજ લેવાતું હોય, અને નાસિકા ન લેવાતી હોય તો; મૃગાવતી રાણીએ શ્રીગૌતમસ્વામીને 'મુખ બાંધો'. એવી રીતે કેમ કહ્યું ? 'નાસિકા બાંધો'. એ પ્રમાણે કેમ ન કહ્યું ? મૃગાવતી રાણીએ શ્રીગૌતમસ્વામીને મૃગાપુત્રની દુર્ગંધી ન આવે માટેજ મુખ બાંધવાનું કહ્યું છે, અને તે વખતે તો નાસિકાને બાંધવાનું પ્રયોજન છે, કારણ કે નાસિકાથી આવતી દુર્ગંધીને રોકવા માટે મૃગાવતીએ કહ્યું છે. માટે જેમ વિપાકસૂત્રમાં મુખ બાંધવાનું કહેવાથી નાસિકા પણ કબૂલવી પડે છે, તેમ દશવૈકાલિકમાં કહેલા **मुहेण वा** એ પાઠથી નાસિકા પણ લેવીજ જોઇએ ॥ ૧૮ ॥

ઉપરની ગાથાઓમાં સૂત્રોની શાખો આપી બતાવેલ દાખલા-દલીલોથી સિદ્ધ કર્યું કે, જેમ સૂત્રોને પ્રામાણિક માનીએ છીએ તેમ નિર્યુક્તિઓને પણ પ્રામાણિક માનવીજ જોઇએ. હવે જ્યારે સ્થાનકવાસીઓએ નિર્યુક્તિને અપ્રામાણિક મનાવવા અને અપ્રામાણિક સિદ્ધ કરવા માટે પોતાના કલ્પેલા ક્ષુદ્ર વિકલ્પો જમીનદોસ્ત થયેલા જોયા, ત્યારે તેઓ જેમ 'બૂડતો ફીણના બાચકા ભરે' તેમ મિથ્યા પ્રલાપ કરે છે કે—"અમે નિર્યુક્તિને માનીએ તો ખરા, કારણ કે ખુદ સૂત્રોમાં નિર્યુક્તિનો ઉલ્લેખ હોવાથી માન્યા વગર છુટકો નથી. પણ હાલમાં જે નિર્યુક્તિઓ

ઉપલબ્ધ છે તે અસલ નિર્યુક્તિઓ નથી. સૂત્રોમાં જે નિર્યુક્તિઓ માટે ઉલ્લેખ છે તે તો વિચ્છેદ ગઇ છે, જો તે નિર્યુક્તિઓ વિદ્યમાન હોત તો અમે અવશ્ય માન્ય કરી લેત, પણ અત્યારે જે નિર્યુક્તિઓ દૃષ્ટિગોચર થાય છે તે પરિપૂર્ણ નથી—અપૂર્ણ છે, અને તેથીજ તેઓને અપ્રામાણિક ગણીએ છીએ " તેમને ઉત્તર આપતા ગ્રંથકાર કહે છે કે—

**जो निर्युक्ति गइ कुमति कहे, सूत्र गयां नहीं केम? ।**
**जेह वाचनाए आव्युं ते सवे, माने तो होए खेम ॥**
**स० ॥ १९ ॥**

કુમતિ એટલે ખરાબ બુદ્ધિવાળા જો એમ કહે કે, નિર્યુક્તિ ગઇ; તો સૂત્રો કેમ ગયાં નહિ ? પણ જો પુસ્તકારૂઢ વાચનાએ ગુરૂપ્રરંપરાથી જે સૂત્રો આવેલાં છે તેમને માનનીય અને પ્રામાણિક ગણો છો તો પુસ્તકારૂઢ વાચનાએ ગુરૂપરંપરાથી ચાલી આવેલી નિર્યુક્તિઓને પણ માનનીય અને પ્રામાણિક ગણવીજ જોઇએ. આવી રીતે વાચનાએ જે આવ્યું તે સર્વ માનીએ તો ક્ષેમ—કુશળ વર્તે, એટલે આત્મહિત થાય.

ઘણા ખરા સૂત્રમાં અન્યાન્ય સૂત્રોના શતક અધ્યયન ઉદ્દેશા પ્રકરણ વિષય વિગેરે દર્શાવેલ છે. એટલે કે—અમુક સૂત્રમાં આટલા અધ્યયન છે, આટલા ઉદ્દેશા છે, અમુક સૂત્રમાં અમુક વિષય છે; વિગેરે બતાવેલ છે. સ્થાનાંગ સૂત્રની અંદર—પ્રશ્નવ્યાકરણ અંતગડસૂત્ર અને અનુત્તરોવવાઈ એ ત્રણ સૂત્રના અધ્યયન ગણાવ્યા છે પણ સ્થાનાંગસૂત્રની અંદર એ ત્રણ સૂત્રોના જેટલા જેટલા અધ્યયનો ગણાવ્યા છે તેટલા અધ્યયનો આધુનિક વાચનામાં એ ત્રણે સૂત્રોને વિષે મળતા નથી, ગણાવેલા અધ્યયનોથી ઘણા થોડા અધ્યયનો મળે છે. એટલે કે-જેટલા અધ્યયનો કહ્યા છે તેટલાજ

અધ્યયનો પૂર્વે હતા, પણ કલિકાલને પ્રભાવે તેઓમાંથી થોડા ઘણા અધ્યયનો વિચ્છેદ થતા ગયા, અને જ્યારે વાચના થઈ ત્યારે જે અધ્યયનો સ્મરણમાં રહ્યા તેટલાજ પુસ્તકારૂઢ થયા. વળી સમવાયાંગસૂત્રની અંદર પ્રશ્નવ્યાકરણની હુંડી કહી છે, પણ આધુનિક વાચનામાં પ્રશ્નવ્યાકરણની અંદર હુંડીનું નામ–નિશાન નથી. એટલે તે હુંડી પણ વિચ્છેદ થઇ ગઇ છે, પ્રશ્નવ્યાકરણ જેટલું સ્મરણમાં રહ્યુ તેટલુંજ વાચનામાં પુસ્તકારૂઢ થયું. આવી રીતે સૂત્રો સર્વાંગ સંપૂર્ણ જેટલા પ્રમાણમાં પૂર્વકાલે હતા તેટલા પ્રમાણમાં અત્યારની વાચનામાં ઉપલબ્ધ નથી, છતાં પણ પુસ્તકારૂઢ વાચનાએ ગુરૂપરંપરાથી જેટલા પ્રમાણમાં જે જે સૂત્રો આવ્યા છે તેટલા તમે અને અમે દરેક પ્રામાણિક માનીએ છીએ. આવી રીતે જ્યારે તમે સૂત્રોને ગુરૂપરંપરાથી વાચનાએ આવેલા માની પ્રામાણિક ગણો છો, તો પછી ગુરૂપરંપરાથી વાચનાએ આવેલી નિર્યુક્તિને શા કારણથી પ્રામાણિક ગણતા નથી ? સૂત્રોને પ્રામાણિક માનતી વખતે ગુરૂપરંપરાને માન આપો, અને નિર્યુક્તિને પ્રામાણિક માનવાની વાત આવે ત્યારે તેજ ગુરૂપરંપરાને માન ન આપો એ કયાંનો ન્યાય ?. એવો તે કોણ મતિમંદ હોય કે જે એકજ બાબતને એક તરફથી માન આપે અને બીજી તરફથી માન ન આપે ? શું સૂત્રો વખતે ગુરૂપરંપરાથી આવેલી વાચના સાચી બની, અને નિર્યુક્તિ વખતે જુઠી ઠરી ? માટે જો આત્મિક કલ્યાણ ઈચ્છતા હો તો આવી કૂટબુદ્ધિનો ત્યાગ કરી શુદ્ધ અને સરલ બુદ્ધિથી માની લ્યો કે, જેટલું ગુરૂપરંપરાથી વાચનાએ આવ્યું તે સર્વ પરમ માનનીય અને પ્રમાણભૂતજ છે. વળી સૂત્રો દિશામાત્ર બતાવનારા છે, પણ તેઓનો વિસ્તૃત અર્થ જણાવનાર નિર્યુક્તિ છે. ચારિત્ર-

ક્રિયાના સર્વ વિશેષભાવ નિર્યુક્તિ બતાવે છે, માટે સૂત્રોની જેમ ગુરૂપરંપરાથી વાચનાએ આવેલી નિર્યુક્તિને પણ અવશ્ય પ્રામાણિક માનવી જોઇએ ॥ ૧૯ ॥

આવી રીતે સિદ્ધાંતની શાખો અને અભેદ્ય યુક્તિઓ આપી ઘણું ઘણું સમજાવ્યા છતાં જેઓ કદાગ્રહી અને મૂર્ખ હશે તેમની આગળ એ બધું કથન નિરર્થક છે, તે દર્શાવતા ગ્રન્થકાર કહે છે કે—

आंधा आगल दरपण दाखवो, बहेरा आगल गीत ।
मूरख आगेरे कहेवुं युक्तिनुं, ए सवि एकज रीत ॥
स० ॥ २० ॥

આંધળા આગળ તેને મુખ જોવા આરીસો દેખાડવો, બહેરાને સંભળાવવા તેની આગળ ગીતગાન કરવું, અને મૂર્ખ આગળ યુક્તિઓ કરીને સમજાવવું; એ સર્વની એકજ રીત છે, એટલે એ સર્વ નિરર્થક છે ॥ ૨૦ ॥

मारग अरथी रे पण जे जीव छे, भद्रक अतिहि विनीत ।
तेहने ए हितशिख सोहामणी, जें सुनय अधीत ।
स० ॥२१॥

પણ જેઓ સત્યમાર્ગના અર્થી છે એટલે સાચો માર્ગ જાણવાની આકાંક્ષાવાળા છે, જેઓ ભદ્રક પરિણામી છે એટલે કુવાસનાથી કદાગ્રહી બનેલા નથી, જેઓ અતિશય વિનયવાળા —નમ્ર છે, અને જેઓ સારા નયો ભણેલા છે એટલે નયોની અપેક્ષા સમજનારા છે, આવા પાત્ર મનુષ્યોને આ ગ્રન્થમાં આપેલ હિતની શિખામણ સોહામણી—મનોહર છે, એટલે લેવા યોગ્ય

મનુષ્યોને આ ગ્રન્થમાં ચર્ચેલા હિતકર વિષયો આત્મકલ્યાણ કરનારા છે. ॥ ૨૧ ॥

प्रवचनसाखे रे एम ए भाषिया, विगते अरथ विचार ।
तुज आगमनी रे ग्रहिय परंपरा, लहिए जग जयकार ॥
स० ॥ २२ ॥

ગ્રન્થકાર કહે છે કે—મેં આવી રીતે અર્થના વિચાર વિસ્તારપૂર્વક સિદ્ધાંતની શાખે કહ્યા છે, પણ સ્વમતિકલ્પિત કહ્યા નથી; હે પ્રભુ મહાવીર ! જો તમારા આગમની પરંપરા ગ્રહણ કરીએ—ગુરૂપરંપરાથી ચાલ્યા આવતા તમારા આગમોને માન્ય રાખીએ, તો જગતમાં જયજયકાર પામીએ ॥ ૨૨ ॥

गुणतुज सघलारे प्रभु कोण गणी शके, आणा गुणलव एक।
एम में थुणतां रे समकित दृढ कर्युं, राखी आगम टेक ।
स० ॥ २३ ॥

હે પ્રભુ ! તમે તો અનંતા ગુણોના ભંડાર છો, આવા તમારા અનંતા ગુણોને કોણ ગણી શકે ? અરે ! કેવળી પણ તમારા અનંતા ગુણો જાણે ખરા, પણ ગણી ન શકે તો મારી તે શી ગુંજાશ ? પરંતુ હે સ્વામી ! આગમની ટેક રાખી તમારા અનંતા ગુણોમાંથી તમારી આજ્ઞા માનવા રૂપ એકજ ગુણનો લવલેશ આવી રીતે સ્તવતાં થકાં મેં મારૂં સમકિત દૃઢ કર્યું છે. ॥ ૨૩ ॥

आणा ताहरी रे जो में शिर धरी, तो शुं कुमतिनुं जोर ?।
तिहां नवि पसरे रे बल विषधरतणुं, किंगारे ज्यहां मोर ॥
स० ॥ २४ ॥

હે નાથ ! જો મેં તમારી આજ્ઞાને મસ્તકે ધરી છે—પરમ માનનીય ગણી છે, તો મારી આગળ કુમતિ—કદાગ્રહીનું જોર શું ચાલે ? જ્યાં મોર કેકારવ કરી રહ્યો હોય ત્યાં વિષધર—સર્પનું જોર ચાલેજ નહિં. ॥ ૨૪ ॥

पवित्र करीजे रे जीहा तुज गुणे,
शिर धरीए तुज आण ।
दिलथी कदीए रे प्रभु न विसारीए,
लहीए सुजश कल्याण ॥ स० ॥ २५ ॥

હે ભગવન્ ! જો તમારા અનુપમ ગુણ ગાઇને જીહ્વા પવિત્ર કરીએ, તમારી કલ્યાણકારી આજ્ઞા મસ્તકે ધરીએ, અને તમોને હૃદયથી કદી પણ વિસારીએ નહિં, તો સારા યશરૂપી કલ્યાણ પામીએ. અહીં 'સુજશ' શબ્દથી ઉપાધ્યાયજીએ ગ્રન્થ-કર્તા તરીકે 'યશોવિજયજી' એ પ્રમાણે પોતાનું નામ સૂચવ્યું છે. ॥ ૨૫ ॥

॥ ઢાળ છઠ્ઠી સંપૂર્ણ ॥

। कलश । ॥ राग धनाश्री ॥

वर्तमान शासननो स्वामी, चामीकर सम देहो जी ।
वीर जिनेश्वर में एम थुणिओ, मन धरी धर्म सनेहो जी ।
एह स्तवन जे भणशे गणशे, तस घर मंगलमालाजी ।
समकित भाण होशे घट तेहने, परगट झाकझमाला जी ॥१

સુવર્ણ સરખું છે શરીર જેમનું એવા વર્તમાન શાસનના સ્વામી શ્રી મહાવીર જીનેશ્વરને મેં ચિત્તમાં ધર્મનો રાગ લાવીને આવી રીતે સ્તવ્યા. જે પ્રાણી આ સ્તવનને ભણશે, અને ભણીને ગણશે તેને ઘેર મંગલિકની માલા થશે; અને તેના ઘટમાં એટલે આત્મામાં ઝાકઝમાલ એવો સમકિત રૂપી ભાણ એટલે સૂર્ય પ્રગટ થશે. ॥ ૧ ॥

अरथ एहना छे अति सूक्षम, ते धारो गुरु पासे जी ।
गुरुनी सेवा करतां लहीए, अनुभव नित्य अभ्यासे जी ॥
जेह बहुश्रुत गुरु गीतारथ, आगमना अनुसारी जी ।
तेहने पूछी संशय टालो, ए हित शिख छे सारी जी ॥२॥

આ સ્તવનના અર્થ ઘણા સૂક્ષ્મ છે—અતિશય ગૂઢ અને ગંભીર છે, તેથી ગુરૂમહારાજની સહાયતા વગર તેના માર્મિક અર્થ આવડે તેવા નથી; માટે ગુરૂમહારાજ પાસે જઈ આ સ્તવનના અર્થ ધારો. ગુરૂમહારાજની સેવા ભક્તિ કરતાં અને

૧ અહીં પ્રભુ ઉપર ભક્તિથી ગ્રન્થકારે એકવચન મૂક્યું છે.

તેમની પાસે નિત્ય અભ્યાસ કરતાં અનુભવ પામીએ. માટે જે બહુશ્રુત, આગમને અનુસારે ચાલનારા એટલે આગમના ફરમાન મુજબ શુદ્ધ ચારિત્ર પાળનારા, અને આગમની સત્ય પ્રરૂપણા કરનારા ગીતાર્થ ગુરૂમહારાજ હોય; તેમને પૂછી જે જે સંશય હોય તે દૂર કરો, એજ અમારી આત્મકલ્યાણકારી અંતિમ હિતશિક્ષા છે. ॥ ૨ ॥

આ ગ્રન્થની રચના કઈ સાલમાં અને ક્યાં કરી ? તથા તે વખતે તપગચ્છનાયક કોણ સૂરીશ્વર વિદ્યમાન હતા ? તે ગ્રન્થકાર કહે છે—

इंदलपुरमां रहिय चोमासुं, धर्मध्यान सुख पाया जी ।
संवत सत्तर तेत्रीशा वरसे, विजयदशमी मन भाया जी ॥
श्री विजयप्रभसूरि सवाया, विजयरतन युवराया जी ॥
तस राजे भविजन हित काजे, एम में जिनगुण गाया जी ॥
॥ ३ ॥

અમદાવાદ શહેરનું ઇંદલપુર નામનું એક પરૂં હતું, તે ઇંદલપુરમાં ચતુર્માસ રહીને ધર્મધ્યાનનું ઘણું સુખ પામ્યા. વિક્રમ સંવત્ સત્તરસો તેત્રીશ ( ૧૭૩૩ ) ની સાલમાં વિજયાદશમી એટલે આસો શુદ દશમનો દિવસ ચિત્તને આહ્લાદકારી થયો, એટલે તે શુભ દિવસે આ અનુપમ ગ્રન્થ રચી સમાપ્ત કર્યો તેથી મનમાં ઘણોજ હર્ષ થયો. હવે ગ્રન્થકાર પોતાના આચાર્યની પ્રશસ્તિ કહે છે—તપગચ્છ નાયક શ્રી વિજયપ્રભસૂરિ સવાઇ થયા, અને શ્રી વિજયરત્નસૂરિ યુવરાજ થયા; તેમના રાજ્યમાં ભવ્ય પ્રાણીઓના હિત માટે આવી રીતે મેં જિનેશ્વરના ગુણ ગાયા ॥૩॥

હવે ગ્રન્થકાર પોતાની પ્રશસ્તિ કહે છે-

श्रीकल्याणविजय वर वाचक, तपगच्छ गयण दिणिंदा जी।
तास शिष्य श्रीलाभविजय बुध, भविजन कैरव चंदा जी॥
तास शिष्य श्रीजितविजय बुध, श्री नयविजय मुणींदा जी।
वाचक जशविजये तस शिष्ये, थुणिया वीर जिणंदा जी॥
॥ ४ ॥

તપગચ્છરૂપી આકાશને વિષે સૂર્ય સરખા એવા શ્રી કલ્યાણવિજય ઉપાધ્યાય થયા. તેમના શિષ્ય—ભવ્યપ્રાણીઓ રૂપી કૈરવને એટલે ચંદ્રવિકાસી કમલને વિકસિત કરવામાં—પ્રતિબોધકરવામાં ચંદ્ર સરખા એવા પંડિત શ્રી લાભવિજયજી થયા. તેમના બે શિષ્ય થયા—પંડિત જિતવિજયજી અને મુનિઓમાં ઇંદ્ર સરખા એવા નયવિજયજી, તે પંડિત શ્રી નયવિજયજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ આવી રીતે શ્રીવીરજિનેશ્વરને સ્તવ્યા છે.॥૪॥

આ ગ્રન્થની ઉત્પત્તિ થવાનુ કારણ—

दोसी मूलासुत सुविवेकी, दोसी मेघा हेते जी।
एह स्तवन में कीधुं सुंदर, श्रुत अक्षर संकेते जी॥
ए जिनगुण सुरतरुनो परिमल, अनुभवता ते लेशेजी।
भमर परे जे अरथी होइने, गुरुआणा शिर वहेशे जी॥
॥ ५ ॥

દોશી મૂલાનો પુત્ર જે ઘણો વિવેકી દોશી મેઘજી, તે દોશી મેઘજી માટે મેં આ સુંદર સ્તવનં સિદ્ધાંત અક્ષરના સંકેતે કર્યું છે. મેઘજી દોશી ઢુંઢીયા—સ્થાનકવાસી હતા, તેમને

પ્રતિબોધવા માટે પરોપકાર રસિક શ્રી ઉપાધ્યાયજી મહારાજે સિદ્ધાંતનો સત્ય માર્ગ દેખાડવા આ સુંદર સ્તવનની રચના કરી, અને મેઘજી દોશીને પ્રતિબોધી શુદ્ધ શ્રદ્ધા કરાવી હતી. આ જિનેશ્વરના ગુણરૂપ કલ્પવૃક્ષની સુગંધીનો અનુભવ તો તે પ્રાણી લેશે કે જે ભ્રમરની પેઠે અર્થી થઇને ગુરૂમહારાજની આજ્ઞા મસ્તકે ધરશે ॥ ૫ ॥

બાલાવબોધ કર્તાની પ્રશસ્તિ.

सूरिर्विजयदेवाख्य–स्तपोगच्छाधिनायकः ।
त्रिख्यातस्त्रिजगत्यासीद्, विद्यया गुरुसन्निभः ॥ १ ॥
तस्य पट्टोदयाद्रौ श्री–विजयसिंहसूरिराट् ।
आदित्य इव तेजस्वी, सिंहवच्च पराक्रमी ॥ २ ॥
सत्यादिविजयस्तस्या–ऽन्तेवासी सत्यभाषकः ।
क्रियोद्धारः कृतो येन, प्राप्याऽनुज्ञां गुरोरपि॥ ३ ॥
विनेयस्तस्य कर्पूर–विजयः सात्त्विकः सुधीः ।
कीर्तिः कर्पूरवद् यस्य, प्राप्ता सर्वत्र विश्रुता ॥ ४ ॥
क्षमादिगुणसंदर्भः, क्षमाविजय इत्यभूत् ।
तस्य शिष्यो विनीतात्मा, शिष्याऽनेकसमन्वितः॥ ५ ॥
शब्दशास्त्रादिशास्त्राणां, वेत्ता शिष्यगणाऽन्वितः ।
जिनादिविजयाह्वान–स्तस्य शिष्यः सुरूपभाक् ॥ ६ ॥
कर्मप्रकृतिप्रभृति–शास्त्रतत्त्वविचारवित् ।
उत्तमाद् विजयस्तस्य, शिष्योऽभूद् भूरिशिष्यकः ॥ ७ ॥
तस्य पादयुगाम्भोज–भृङ्गतुल्येन चाऽणुना ।
पद्मविजयशिष्येण, स्वपरानुग्रहाय वै ॥ ८ ॥

नन्दो वेदस्तथा नाग–चन्द्राविति च वत्सरे ।
वसन्तपञ्चमीघस्रे, विक्रमाद् बुधवासरे ॥ ९ ॥
मया वीरस्तवस्याऽयं, कृतो बालाववोधकः ।
गुरुप्रसादतः सम्यग्, गंभीरस्याऽल्पबुद्धिना ॥१०॥

त्रिभिर्विशेषकम्

श्रीविजयजिनेन्द्राख्य–सूरे राज्ये कृतोद्यमः ।
स्थित्वा गच्छाधिनाथस्य, राजधन्यपुरे वरे ॥ ११ ॥
यत्किञ्चिद् वितथं प्रोक्तं, मतिमान्द्यादजानता ।
तत्सर्वं विबुधैः शोध्यं, विधाय मयि सत्कृपाम् ॥ १२ ॥
वीरस्य शासनं यावद्, वर्तते विश्वदीपकम् ।
तावद् बालावबोधोऽयं, तिष्ठताच्छुद्धवासनः ॥ १३ ॥

વિદ્યા વડે બૃહસ્પતિ સરખા જેઓ ત્રણ જગતમાં પ્રખ્યાતિ પામ્યા એવા તપગચ્છ નાયક **શ્રી વિજયદેવસૂરિ** થયા. તેમના પટ્ટ રૂપી ઉદયાચલ ઉપર સૂર્ય સમાન તેજસ્વી અને સિંહ જેવા પરાક્રમી **શ્રીવિજયસિંહ સૂરીશ્વર** થયા. તેમના શિષ્ય-સત્ય પ્રરૂપણા કરનારા **સત્યવિજય પંન્યાસ** થયા. જેમણે ગુરૂ મહારાજની રજા મેળવી ક્રિયાનો ઉદ્ધાર કર્યો. તેમના શિષ્ય સત્ત્વશાલી અને પવિત્ર બુદ્ધિવાળા **કપૂરવિજય** થયા, જેમની કપૂર જેવી ઉજ્વલ અને સુવાસિત કીર્તિ સર્વ સ્થળે વિખ્યાતિ પામી.તેમના શિષ્ય ક્ષમા વિગેરે ઉત્તમગુણોથી વિભૂષિત,નમ્રસ્વભાવી, અને અનેક શિષ્યોએ પરિવરેલા એવા **ક્ષમાવિજય** નામના થયા. તેમના શિષ્ય વ્યાકરણાદિ શાસ્ત્રોના જાણકાર,શિષ્યોના સમુદાય યુક્ત, અને સ્વરૂપશાલી એવા **જિનવિજય** નામના થયા. તેમના શિષ્ય કર્મપ્રકૃતિ વિગેરે શાસ્ત્રો સંબંધી તત્ત્વ વિચારોના જાણકાર, અને ઘણા શિષ્યોના પરિવારવાળા એવા **ઉત્તમવિજય** નામના થયા.

તેમના ચરણકમલને વિષે ભ્રમર તુલ્ય એવા લઘુ શિષ્ય પદ્મવિજ-જીએ સ્વ-પરના ઉપકાર માટે વિક્રમ સંવત્ ૧૮૪૯માં વસંત પંચમી અને બુધવારને દિવસે આ વીરસ્તવનને બાલાવબોધ કર્યો. જો કે હું અલ્પબુદ્ધિ છું, અને આ સ્તવન અતિશય ગંભીર છે, છતાં પણ શ્રી ગુરૂ મહારાજની સમ્યક્ કૃપાથી મેં આવા ગંભીર પણ સ્તવનનો બાલાવબોધ કર્યો છે. તપગચ્છ નાયક શ્રી વિજયજિનેન્દ્ર નામના સૂરીશ્વરના રાજ્યમાં મનોહર એવા રાધનપુર શહેરમા રહીને મેં આ સ્તવનના બાલાવબોધ કરવાનો ઉદ્યમ કર્યો. મતિની મંદતાથી અજાણતાં મેં જે કાંઇ આ બાલાવબોધમાં વિતથ એટલે આગમ વિરૂદ્ધ કહ્યું હોય તે સર્વ પંડિતોએ મારા પર કૃપા કરી શુદ્ધ કરવું-સુધારી લેવું. વિશ્વને વિષે સત્ય પદાર્થોને પ્રકાશ કરનાર એવું શ્રી વીરપ્રભુનું શાસન જ્યાં સુધી જયવંતુ વર્તે ત્યાં સુધી શુદ્ધ વાસનાવાળો આ બાલાવબોધ જયવંતો વર્તો.

॥ महामहोपाध्याय-न्यायविशारद-न्यायाचार्य-श्रीमद्-
यशोविजयगणिविरचितं श्रीमहावीरजिनस्तु-
तिगर्भितं ढुंढकमतनिराकरणरूपं सार्धशतगा-
थास्तवनं विवेचनसमेतं
समाप्तम् ॥

સમાપ્ત.

उपाध्याय श्रीयशोविजयजी कृत—

सवासो गाथानुं

श्री

# सीमंधर स्वामीनुं स्तवन.

અઢારમી શતાબ્દીમાં થયેલાં જૈનશાસન પ્રભાવક મહામહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ કે, જેમના પવિત્ર નામથી કોઈકજ અપરિચિત હશે, તેઓશ્રીએ મહાવિદેહ ક્ષેત્રમાં વિરાજમાન દેવાધિદેવ શ્રીસીમંધર સ્વામીને આ વિનતિરૂપ સ્તવન કર્યું છે.

## ढाळ पहेली.

॥ एक दिन दासी दोडती, ए देशी ॥

स्वामि सीमंधर वीनति, सांभलो माहरी देव रे।
ताहरी आण हुं शिर धरुं, आदरुं ताहरी सेव रे॥
स्वामि सीमंधर वीनति० ॥ १ ॥

અર્થ—હે દેવાધિદેવ શ્રીસીમંધર સ્વામી! તમે મારી વિનતિને સાંભળો. હું આપની આજ્ઞાને મસ્તકે ધારણ કરૂં છું, અને આપની સેવા આદરૂં છું એટલે અંગીકાર કરૂં છું. માટે હે સીમંધર સ્વામી! આપશ્રીએ મારી વિનતિ સાંભળવીજ જોઇએ.

આ વિનતિમાં ઉપાધ્યાયજી મહારાજશ્રીએ સ્વામિ–સેવક ભાવ સંબંધ દર્શાવ્યો છે. 'આપની આજ્ઞાને ધારણ કરનાર અને આપની સેવાને અંગીકાર કરનાર હું આપનો સેવક છું.' એમ વિનીતભાવ પ્રગટ કરી સેવકની વિનતિ સ્વામીએ સાંભળવીજ જોઇએ એમ પ્રાર્થના કરી છે ॥ ૧ ॥

**कुगुरुनी वासना पाशमां, हरिण पेरे जे पड्या लोक रे।**
**तेहनेशरण तुज विण नहीं, टलवले बापडा फोक रे ॥**
**स्वामि० ॥ २ ॥**

અર્થ—કુગુરૂની વાસના એટલે જુઠા ઉપદેશની ધારણા, તે રૂપી પાશ–બંધનમાં હરણની માફક જે લોકો પડ્યા છે, તે લોકોને હે પ્રભો ! આપના સિવાય બીજું કોઇ શરણ એટલે આધારભૂત નથી. એવા લોકો બાપડા કુગુરૂના પાશ–બંધનમાં ફોગટના ટળવળીયાં મારી રહ્યા છે–ગુરૂ બની જે જુઠો ઉપદેશ દેનારા છે તે કુગુરૂઓ કહેવાય છે, તેવા કુગુરૂઓનાં વાગ્જાળરૂપી પાશ–બંધનમાં સપાડાએલા લોકો દષ્ટિમોહથી મુંઝાઇ ઉન્માર્ગને સત્યમાર્ગ સમજી પડયા રહે છે, એવા લોકોને હે નાથ ! આપનો સત્ય ઉપદેશ પરિણમે તોજ એ પાશબંધન છૂટે. દષ્ટિમોહથી મુંઝાઈ રહી, કુગુરૂને ગુરૂ તરીકે માની બેસનારા લોકો જે કાંઇ કષ્ટક્રિયા કરે છે તે શ્રમ ફોગટ જાય છે. કુગુરૂનો સંગ ત્યજી સદ્‌ગુરૂ જે હિતકર માર્ગ બતાવે તે માર્ગે ચાલવાથી કરેલી દરેક ક્રિયાઓ સંપૂર્ણ ફળ આપનારી થાય છે. ધર્મબુદ્ધિ સિવાય, અન્ય અનેક જાતની લાલસાઓ પૂરી કરવા માટે જે લોકો, મોહક ચમત્કાર દેખાડનારા અને પંચેંદ્રિયોના લાલચુ વેષધારી વિડંબકોને ગુરૂ તરીકે માની બેસે છે, અને ઉજ્વલ ચારિત્રવાન

તથા સત્ય ઉપદેશ આપનારા ગુરૂઓ પાસેથી પોતાની લોભી સંસાર વધારનારી લાલસાઓ પૂરી પાડનારી આશાઓ ન મળતાં જેઓ સુગુરૂઓને હીનસત્ત્વીતથા માત્ર ઉદરંભરિ માને છે, એવા લોકોને બોધિબીજની પ્રાપ્તિ વિશેષ દુર્લભ છે. માટે આત્મહિતાર્થે સદ્ગુરૂનું શરણ લેવું એજ શ્રેયસ્કર છે. ॥ ૨ ॥

**ज्ञान दर्शन चरण गुण विना, जे करावे कुलाचार रे।**
**लूंटे तेणे जन देखतां, किहां करे लोक पोकार रे॥ स्वामि०॥३**

જ્ઞાન દર્શન અને ચારિત્રના ગુણો પોતાનામાં નહીં છતાં કુગુરૂઓ, માત્ર પોતાનો પક્ષ બળવાન્ બનાવવા જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ રત્નત્રય આપવાને બહાને, દામ્ભિક વૃત્તિથી બીજાઓને કુલાચાર કરાવે છે, તેવા કુગુરૂઓ મુગ્ધ શ્રદ્ધાવંત લોકોને દેખતાં લૂંટે છે. હે જગત્પતો ! લોકો કયાં જઇ પોકાર કરે ?

દેશ થકી તથા સર્વ થકી જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણોની પોતાનામાં પ્રાપ્તિ સિવાય માત્ર પોતાના પક્ષને બળવાન્ બનાવવા જે કુગુરૂઓ તે જ્ઞાનાદિકની ક્રિયાઓ માત્ર કુલાચારેજ બીજાઓને કરાવે છે, તેવા કુગુરૂઓ આ જગત્માં બીજાઓના આત્મિક ગુણોને લૂંટનારાજ ગણાય છે. આવા લૂંટારાઓના ફંદમાંથી બચવું એ પ્રત્યેક આત્મહિતૈષી મહાનુભાવોને પ્રથમ ભલામણ છે. ॥ ૩ ॥

**जेह नवि भव तर्यां निरगुणी, तारशे केणी परे तेह रे।**
**एम अजाण्या पडे फंदमां, पापबंधे रह्या जेह रे॥**
**स्वामि० ॥ ४ ॥**

જે નિર્ગુણી કુગુરૂઓ પોતે આ ભવસમુદ્રને તર્યા નથી તે બીજાઓને કેવી રીતે તારી શકશે ? આવી રીતે જેઓ જાણતા

નથી તે પાપ બંધનમાં જકડાઇ રહેલા મુગ્ધ મનુષ્યો કુગુરૂના ફંદમાં ફસાઇ જાય છે.

અગાધ જલાશયથી પાર ઉતરવા ઇચ્છનાર કોઇપણ વ્યક્તિને તરવાની આવડત વગરનો માણસ જલાશયથી પાર ઉતારવા સાહસ કરે, તો તે તારવાને બદલે પોતે બૂડે છે અને સામાને જેમ બૂડાડે છે, તેમ ભવસમુદ્રથી તારવાને ડોળધાલુઓ પોતે ભવસમુદ્ર તરી શકતા નથી, તેમ બીજાને તારી શકતા નથી. સદ્ગુરૂઓને પ્રવહણ એટલે વહાણ સમાન જાણવા, અને કુગુરૂઓને પથ્થર સમાન જાણવા. ॥ ૪ ॥

**कामकुंभादिक अधिकनुं, धर्मनुं को नवि मूल रे**
**दोकडे कुगुरू ते दाखवे, शुं थयुं ए जग शूल रे॥स्वामि०॥५**

કામકુંભ કલ્પવૃક્ષ અને ચિંતામણિરત્નથી પણ ધર્મનો વિશેષ પ્રભાવ છે, અર્થાત્ તે દરેક કરતાં ધર્મ અધિક એટલે શ્રેષ્ઠતમ છે. તે ધર્મનું મૂલ્ય આંકી શકાય નહિ, અર્થાત્ ધર્મ અમુલ્ય છે. આજ તેજ ધર્મને કુગુરૂઓ દોકડાના મૂલ્યથી વેચે છે. અમુક પૈસા આપો તો તમોને અમુક ધર્મ થાય, અને અમુક પૈસા ખર્ચો અગર આપો તો અમુક પાપ ટળે, અને ધર્મ થાય. આતે કયા પ્રકારનું શૂળ જગત્માં ઉત્પન્ન થયું છે તે કાંઇ સમજી શકાતું નથી.

કુગુરૂઓ માત્ર પૈસા મેળવવાની લાલચે મુગ્ધ શ્રદ્ધાવંત લોકોને ભોળવે છે કે—તમે અમુક પૈસાનો ખર્ચ કરો તો અમુક ધર્મ થાય, અમુક તપસ્યા થાય; અને અમુક પાપ જાય; આ પ્રથા માત્ર અંધાધુંધીનીજ સમજવી. અમૂલ્ય ધર્મ પૈસાથી વેચાતો મળતો નથી; માટે ગાડરીયા પ્રવાહની માફક ઝુકાવું

નહિ, અગર અંધશ્રદ્ધાળુ બની અસદ્‌માર્ગે ચાલવું નહિ. એજ મહાનુભાવોને ભલામણ છે ॥ ૫ ॥

**अर्थनी देशना जे दीए, ओलवे धर्मना ग्रंथ रे।**
**परम पदनो प्रगट चोरथी, तेहथी केम वहे पंथ रे॥**
**स्वामि० ॥ ६ ॥**

જે કુગુરૂઓ અર્થની એટલે પોતાનો સ્વાર્થ સાધવા દ્રવ્ય ઉત્પત્તિનીજ દેશના આપે છે, અને સત્ય ઉપદેશથી ભરપૂર 'દશવૈકાલિક' વિગેરે ધર્મના ગ્રંથોને ઓળવે છે, એવા પ્રગટ ચોરથી પરમપદનો માર્ગ કેવી રીતે વહન થાય ? અર્થાત્ થાયજ નહિં.

જેઓ ઉંચે બેસણે બેસી શુદ્ધ પ્રરૂપણા કરતા નથી, માત્ર સ્વાર્થ પૂરતી માટે દ્રવ્ય ઉત્પત્તિનીજ દેશના આપે છે, તેવા કુગુરૂઓ જૈન-શાસનના રક્ષક નથી, પરંતુ ધોળા દિવસના ધાડપાડુઓ સમજવા. ૬

**विषयरसमां गृही माचिया, नाचिया कुगुरु मदपूर रे।**
**धूमधामे धमाधम चली, ज्ञान मारग रह्यो दूर रे॥**
**स्वामि० ॥७॥**

ગૃહસ્થ લોકો વિષયરસમાં રસપૂર્ણ બન્યા છે, અને કુગુરૂઓના અતિશય મદથી અહંભાવનો આડંબર ધારણ કરી નાટકકારની જેમ નાચી રહ્યા છે. જ્ઞાન માર્ગ તો દૂર રહી ગયો છે. તો અહીંયાં ધૂમધામથી ધમાધમ એટલે ધીંગામસ્તી ધર્મને નામે ચાલી રહી છે. સાધુધર્મના પાલક પવિત્ર મહાત્માઓની તો એવીજ ગણના હોયછે કે સહજ ભાવે જે થાય તેજ થાઓ, પણ જેઓ પોતે પોતાની કીર્ત્તિ અગર માન વધારવાના આંતરિક હેતુને પ્રચ્છન્ન રાખી જૈનશાસનની ઉન્નતિ અગર પ્રભાવનાને બ્હાને ગૃહસ્થ લોકોને આદેશ કરે કે, અમે જ્યારે ગામમાં આવીએ ત્યારે તમારે સ્હામું

આવવું, 'આડંબરથી સામૈયું કરવું, વિશેષ પ્રભાવનાઓ કરવી કે જેથી જૈનશાસનની શોભા વધે. આવી રીતે ધર્મને નામે પોતાના સ્વાર્થને સાધનારાઓ જે ધમાધમ ચલાવી મૂકે છે, તે ઇચ્છવા યોગ્ય નથી. વળી જેઓ શરીરની શુશ્રૂષા રાખે—શરીરનો મેલ દૂર કરે, શરીર લૂંછે, સરસ આહાર કરે; નવકલ્પી વિહાર ન કરે, શ્રાવક—શ્રાવિકાઓનો ઘણો પરિચય કરે; શ્રાવકને ઘેર ભણાવવા જાય; શ્રાવક સાથે ઘણી મીઠાશ કરે, પણ પોતાના આત્માનો અર્થ તો સાધેજ નહીં. રેશમી વસ્ત્રો પહેરે, રૂષ્ટ—પુષ્ટ શરીર રાખે, વસ્ત્ર પાત્રના દૂષણ ધરે, ગીતાર્થની આજ્ઞા ન માને, અજાણ્યો માર્ગ ચલાવે, માર્ગમાં ચાલતાં વાતો કરે, ગૃહસ્થ સાથે વિશેષ આલાપ સંલાપ કરે, આવી કરણી હોવા છતાં પોતાનામાં સાધુપણું છે એમ માને અને મનાવે, દર્શનની નિન્દા કરે, પોતે માત્ર પોતાની દરેક રહેણી—કહેણી વખાણે અને આડંબર ચલાવે, ગૃહસ્થ દ્વારા પોતાની ભક્તિ પ્રમુખનો આડંબર રચાવે. આવી સ્થિતિ જ્યાં છે, ત્યાં તો સત્ય રીતે જ્ઞાનમાર્ગ દૂર જઈ વસ્યો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ॥ ૭ ॥

**कलहकारी कदाग्रह भर्या, थापता आपणा बोल रे।**
**जिनवचन अन्यथा दाखवे, आज तो वाजते ढोल रे॥**
**स्वामि० ॥ ८ ॥**

હે પ્રભો ! આજકાલ એવા ક્લેશકારી અને કદાગ્રહથી ભરેલા કુવાદીઓ ઉત્પન્ન થયા છે કે, જેઓ કદાગ્રહથી ભરેલા માંહોમાંહે એક બીજાનો અવર્ણવાદ બોલી 'અપના બોલ સચ્ચા' એમ માત્ર પોતાના બોલનેજ સાચાં મનાવતા છતા છચોક વાગતે ઢોલે એટલે પ્રત્યક્ષ ચોતરફ શ્રી વીતરાગ દેવના વચનને વિપરીત દેખાડવા લાગ્યા છે. ।૮।

**केइ निज दोषने गोपवा, रोपवा केइ मतकंद रे।**
**धर्मनी देशना पालटे, सत्य भाषे नहीं मंद रे॥ स्वामि०॥९**

કેટલાએક પોતાના દોષોને છુપાવવા અપવાદ પદ દેખાડે છે. અને સ્થાનકવાસી—ઢુંઢિયા આદિ કેટલાએક કે જેઓ પ્રતિમા પ્રભુ-ને માનનારા નથી, તેઓ પોતાના મતરૂપી કંદને રોપવા માટે મૂળ ધર્મની દેશનાને ઉલટાવી નાખે છે. અર્થાત્ જે ધર્મદેશનાથી જીવ સત્યધર્મમાં જોડાય તેવી ધર્મદેશના આપતા નથી, પરંતુ પોતાના મતને અનુકૂળ દેશના આપે છે. એવા મૂર્ખ કુવાદકો સત્યનો પ્રકાશ મુખથી લેશ માત્ર કરતા નથી. ॥ ૯ ॥

**बहुमुखे बोल एम सांभली, नवि धरे लोक विश्वास रे।**
**ढुंढतां धर्मने ते थया, भमर जेम कमलनी वास रे॥**
**स्वामि० ॥ १० ॥**

ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ આ પ્રથમ ઢાળના અંત-માં શ્રીસીમંધર સ્વામીને પ્રાર્થના કરતાં જણાવે છે કે—ઉપરોક્ત દરેક જુદી જુદી બાબતો ઉપર ઘણા ઘણાના મુખથી જુદા જુદા બોલો સાંભળીને, સંભ્રમમાં પડી ગયેલા લોકો ધર્મ ઉપર વિશ્વાસ ધારણ કરતા નથી. જેમ ભમરો કમલની સુવાસના લેવાને ફરતો ફરે અને કમળની સુગંધીના ભ્રમથી જ્યાં ત્યાં બેસતો ફરે છે, તેમ લોકો પણ ધર્મને ઢુંઢતા ફરતા ફરે છે જે કયા સાધુ પાસે ધર્મ હશે? ।૧૦।

## ઢાળ બીજી,

( राग गोडी, भोळीडा हंसा रे विषय न राचिए, ए देशी. )

**एम ढुंढतां रे धर्म सोहामणो, मिलिओ सदगुरु एक।**
**तेहने साचो रे मारग दाखवे, आणी हृदय विवेक॥**
**श्रीसीमंधर साहेब सांभलो. ॥ ११ ॥**

એમ મનોહર ધર્મને ઢૂંઢતાં એટલે ખોજતાં ખોજતાં એક

સદ્ગુરૂ એટલે જ્ઞાની ગુરૂનો સમાગમ થયો. તે જ્ઞાની ગુરૂ સંભ્રમિત લોકોને સાચો અંતરંગ માર્ગ હૃદયમાં વિવેક લાવીને કહી બતાવે છે. હે શ્રીસીમંધર સ્વામી! આપશ્રી સાંભળો, અને આ સત્યવાદીના વ-ચન માટે સાક્ષીભૂત થાઓ. ॥ ૧૧ ॥

**पर घरे जोतां रे धर्म तुमे फरो, निज घरे न लहो रे धर्म।**
**जेम नवि जाणे रे मृग कस्तुरीओ, मृगमद परिमल मर्म ॥**
**श्री० ॥ १२ ॥**

જેમ કસ્તુરીઓ મૃગલો પોતાની નાભીમાં રહેલી કસ્તુરીની સુગં-ધના મર્મને જાણતો નથી, અને કસ્તુરીની સુગંધ લેવા બહાર ચો-તરફ ફરતો ફરે છે, તેમ હે મહાનુભાવો! તમે પોતાના ઘરમાં એટલે આત્મામાં રહેલા ધર્મના મર્મને જાણતા નથી, અને બીજેથી ધર્મ પામવાના લોભે ફરતા ફરો છો. ॥ ૧૨ ॥

**जेम ते भूलो रे मृग दिशि दिशि फरे, लेवा मृगमद गंध।**
**तेम जग ढुंढे रे बाहिर धर्मने, मिथ्यादृष्टि रे अंध ॥श्री०॥१३**

જેમ કસ્તુરીઓ મૃગ કસ્તુરીની સુગંધ લેવા માટે વનમાં દિશા દિશાને વિષે ફરે છે, તેમ મિથ્યાદષ્ટિ અંધજીવો પણ પોતાના આત્માથી અન્ય સ્થળે જ્યાં ત્યાં ધર્મની ખોજ કરવા લાગી જાય છે પરંતુ આત્મામાંજ ધર્મ છે એમ સમજી આ-ત્મજ્ઞાનમાં રમણ કરતા નથી ॥ ૧૩ ॥

**जातिअंधनो रे दोष न आकरो, जे नवि देखे रे अर्थ।**
**मिथ्यादृष्टि रे तेहथी आकरो, माने अर्थ अनर्थ ॥श्री०१४**

જન્મથીજ જે અંધ છે તે અંધદોષને અમે આકરો ગણતા નથી, કારણકે જન્માંધ પુરૂષ અર્થ એટલે પદાર્થ હોય તેને દેખતો નથી. પરંતુ મિથ્યાદષ્ટિ જીવ તો છતી આંખે જન્માંધ કરતાં

આકરો છે, કારણ કે તે અર્થને અનર્થ અને અનર્થને અર્થ કરી માને છે, માટે જન્માંધ કરતાં મિથ્યાદષ્ટિની અંધતા વિશેષ રૂપમાં આકરી એટલે કષ્ટદાયક સમજવી. મિથ્યાત્વના દસ ભેદ છે–

**"धम्मे अधम्मसन्ना, अधम्मे धम्मसन्ना, उम्मग्गे मग्गसन्ना, मग्गे उम्मग्गसन्ना, साहूसु असाहुसन्ना, असाहूसु साहुसन्ना, जीवे अजीवसन्ना, अजीवे जीवसन्ना, मुत्ते अमुत्तसन्ना, अमुत्ते मुत्तसन्ना"**

"ધર્મનેવિષે અધર્મની સંજ્ઞા એટલે જિનેશ્વર ભાષિત શુદ્ધ ધર્મને અધર્મ માનવો, અધર્મને વિષે ધર્મસંજ્ઞા એટલે ખોટો ધર્મ હોય તેને સાચો ધર્મ માનવો. ઉન્માર્ગમાં માર્ગસંજ્ઞા એટલે કુદેવાદિ સેવનરૂપ ખોટો માર્ગ હોય તેને સાચો માર્ગ માનવો, માર્ગમાં ઉન્માર્ગની સંજ્ઞા એટલે સમકિત સહિત સંવર ભાવને સેવન કરવા રૂપ માર્ગને ઉન્માર્ગ સમજવો, સાધુને વિષે અસાધુ સંજ્ઞા એટલે શુદ્ધ ચારિત્ર પાળવાવાળા ત્રણગુપ્તિ ધારણ કરનારા નિષ્પરિગ્રહી પવિત્ર મહાત્માઓને અસાધુ માનવા, અસાધુને વિષે સાધુ સંજ્ઞા, જીવમાં અજીવ સંજ્ઞા, અજીવમાં જીવ સંજ્ઞા, મૂર્તમાં અમૂર્તની સંજ્ઞા, અને અમૂર્તમાં મૂર્તની સંજ્ઞા" આવી રીતે મિથ્યાત્વના દસ પ્રકાર છે, ॥૧૪॥

મિથ્યાદષ્ટિનાં લક્ષણ કહે છે—

**आप प्रशंसे रे परगुण ओलवे, न धरे गुणनो रे लेश ।**
**ते जिनवाणी रे नवि श्रवणे सुणे, दिए मिथ्या उपदेश॥**
**श्री० ॥१५॥ ॥**

પોતાના આત્માનો ઉત્કર્ષ કરે, અને કાંઇક દોષ કાઢી પારકાના ગુણને છુપાવે. ગુણનો લેશ માત્ર પણ પોતે તો ધારણ કરે નહીં. એવા મિથ્યાદષ્ટિઓ જીનેશ્વર શ્રીઅરિહંત દેવના વચનોને

કાન ઉપર ધારણ કરતા નથી. અને મુગ્ધલોકોને મિથ્યા ઉપદેશ પોતાની મતિકલ્પના પ્રમાણે આપવા લાગી જાય છે. ॥ ૧૫ ॥

**ज्ञान प्रकाशे रे मोह तिमिर हरे, जेहने सदगुरु सूर।**
**ते निज देखे रे सत्ता धर्मनी, चिदानंद भरपूर ॥**
**श्री० ॥ १६ ॥**

જેને સદ્ગુરૂ રૂપી સૂર્ય જ્ઞાનરૂપી પ્રકાશવડે મિથ્યાત્વરૂપી અંધકારને હરણ કરે છે, તે મનુષ્ય આત્માની અંદર જ્ઞાનસુખથી ભરપૂર ધર્મની સત્તાને દેખી શકે છે, અર્થાત્ મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યકત્વને પ્રાપ્ત કરનાર મનુષ્યને વચનાતીત આનંદ થાયછે ॥૧૬॥

**जेम निर्मलता रे रतन स्फटिक तणी, तेम जे जीव स्वभाव।**
**ते जिन वीरे रे धर्म प्रकाशीओ, प्रबल कषाय अभाव॥**
**श्री० ॥ १७ ॥**

જેમ સ્ફટિક રત્ન ઉપર ચડેલા બાહ્ય મેલને દૂર કર્યા પછી એ સ્ફટિકની જે નિર્મલતા પ્રગટ દેખાય છે તે સ્ફટિકરત્નનો ગુણ લેખાય છે, તેમ રાગ-દ્વેષાદિ પ્રબલ કષાયના અભાવે આત્માની જે નિર્મલતા પ્રગટ થાય છે એજ આત્માનો સ્વાભાવ ગુણ છે, એમ શ્રી વીરપરમાત્માએ આત્મધર્મ પ્રકાશ્યો છે. ॥૧૭॥

**जेम ते राते रे फूले रातडुं, श्याम फूलथी रे श्याम।**
**पाप पुण्यथी रे तेम जग जीवने, रागद्वेष परिणाम ॥**
**श्री० ॥ १८ ॥**

જેમ સ્ફટિક રત્નને લાલ ફુલ પાસે રાખવામાં આવે તો ફુલની લાલ પ્રભાને યોગે લાલરંગી દેખાય છે, અને શ્યામ ફુલની પાસે રાખવામાં આવે તો શ્યામ રંગી દેખાય છે, તેમ આ જગત્‌ના જીવોને પાપ અને પુણ્યરૂપ દ્રવ્યકર્મની ઉપાધિથી

રાગ–દ્વેષના પરિણામ ઉત્પન્ન થઇ આવે છે. આત્મા સહેજે તો શુદ્ધસ્વભાવી છે. ॥ ૧૮ ॥

**धर्म न कहिए रे निश्चे तेहने, जेह विभाव वडव्याधि ।**
**पहेले अंगे रे एणी परे भाषियुं, करमे होए उपाधि ॥**
**श्री० ॥ १९ ॥**

તે રાગદ્વેષ પ્રશસ્ત પરિણામરૂપ હોય તો કારણમાં કાર્યના ઉપચારથી વ્યવહારે ધર્મ કહેવાય, પણ નિશ્ચય નયથી ધર્મ કહેવાય નહિં. રાગ–દ્વેષ જે વિભાવ છે તે મોટી વ્યાધિરૂપ છે. પહેલું અંગ શ્રીઆચારાંગ સૂત્રમાં ત્રીજા અધ્યનમાં કહ્યું છે કે–"अकम्मस्स ववहारो ण विज्जइ, कम्मणा उवाही जायइ" । એટલે કે જ્યાં કર્મજનિત વિકાર નથી ત્યાં વ્યવહાર નથી, કર્મવડે ઉપાધિ થાય છે. સર્વ ઉપાધિ કર્મના સંયોગથી થાય છે. તો ઉપાધિને સ્વભાવ કેમ કહી શકાય? ॥ ૧૯ ॥

**जे जे अंशे रे निरुपाधिकपणुं, ते ते जाणो रे धर्म ।**
**सम्यग् दृष्टि रे गुणठाणा थकी, जाव लहे शिव शर्म ॥**
**श्री० ॥ २० ॥**

જેટલે અંશે આત્માને ઉપાધિરહિતપણું હોય, તેટલે અંશે આત્મધર્મ જાણવો. જેમ સમ્યગ્દૃષ્ટિને મિથ્યાત્વ ઉપાધિ ટળી તેટલોજ તેને ધર્મ સમજવો, તેમજ વિરતિને અવિરતિ ટળે તેટલોજ ધર્મ, અકષાયીને કષાય ટળ્યો તે ધર્મ, અયોગીને યોગ ટળ્યો તે ધર્મ, આવી રીતે સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણાથી માંડીને જ્યાં સુધી મોક્ષ સુખને પામીએ ત્યાંસુધી અંશે ધર્મ વૃદ્ધિ પામતાં સંપૂર્ણ ધર્મ ચૌદમા ગુણઠાણાને છેલ્લે સમયે હોય છે. ॥૨૦॥

**एम जाणीने रे ज्ञान दशा भजी, रहीए आप स्वरूप ।**

परपरिणतिथी रे धर्म न छांडिए, नवि पडिए भवकूप ॥
श्री० ॥ २१ ॥

મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ આશ્રવ છે, અને તે તે આશ્રવની નિવૃત્તિ એજ પાંચ સંવર છે, એમ સમજી જ્ઞાન દશા ભજતાં આત્મસ્વરૂપમાંજ રહેવું, અને શુદ્ધ પરિણામે વર્તન રાખવું. પૌદ્ગલિક પરિણામથી મિથ્યાત્વાદિક અંગીકાર કરી ધર્મ ત્યજીને સંસાર રૂપ કૂવામાં પડવું નહિ. આંતરિક જ્ઞાનદશા વિના બાહ્ય ક્રિયાથી જમાલિ વિગેરેને અર્થ સર્યો નહિ, માટે આત્મજ્ઞાનમાં રમણ કરવું. ॥ २१ ॥

આત્માને શોધવાથી, આત્માને ઓળખવાથી, આત્મજ્ઞાનમાં રમણ કરવાથી, અને આત્માની વિભાવ પરિણતિનો ત્યાગ કરી સ્વભાવમાંજ મગ્ન રહેવાથી સત્યધર્મનું સ્વરૂપ મેળવીએ. એ પ્રમાણે બીજી ઢાળમાં કહ્યું. હવે ત્રીજી ઢાળમાં આત્મજ્ઞાનનો ઉપાય દર્શાવે છે—

## ઢાળ ત્રીજી

॥ हवे राणी पद्मावती, ए देशी ॥

जिहां लगे आतमद्रव्यनुं, लक्षण नवि जाण्युं ।
तिहां लगे गुणठाणुं भलुं, केम आवे ताण्युं ॥
आतम तत्त्व विचारीए ॥ २२ ॥

જ્યાં સુધી આત્મદ્રવ્યનું શુદ્ધ સ્વરૂપ જાણ્યું નથી, ત્યાં સુધી પ્રવર્દ્ધમાન ગુણઠાણું તાણ્યું કેવી રીતે આવે ? તે માટે આત્મતત્ત્વને વિચારવું જોઇએ.

શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

" आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतः ।
यत्तदात्मक एवैष, शरीरमधितिष्ठति ॥ १ ॥
आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद् य आत्मनि ।
तदेव तस्य चारित्रं, तज्ज्ञानं तच्च दर्शनम् " ॥२॥

મુનિરાજનો આત્માજ સમ્યગ્દર્શન, શુદ્ધ જ્ઞાન, અને નિર્મળ ચારિત્ર સ્વરૂપ છે, કારણ કે—સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર સ્વરૂપ આત્માજ મુનિના શરીરનો આશ્રય કરીને રહેલો છે. જે મનુષ્ય મોહનો ત્યાગ કરી પોતાના આત્મા વડે આત્માને વિષે આત્માને જાણે છે તેજ તે પુરૂષનું સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્ર છે॥૨૨॥

**आतम अज्ञाने करी, जे भव दुःख लहीए ।**
**आतम ज्ञाने ते टले, एम मन सद्दहीए ॥ आतम०॥२३**

આત્માના અજ્ઞાને કરીને પુદ્ગલની અંદર આત્માનો ભ્રમ ધારણ કરવાથી સંસારભ્રમણનાં જે દુઃખો ઉપલબ્ધ થાગ છે, તે ભવભ્રમણનાં દુઃખો આત્મજ્ઞાનથી જ ટળી શકે છે, પણ આત્મજ્ઞાન વિના માત્ર તપ પ્રમુખથી ટળતાં નથી, એ તત્ત્વની મનમાં શ્રદ્ધા ધરી આત્મતત્ત્વની વિચારણા કરવી. કહ્યું છે કે—

"आत्माऽज्ञानं हि विदुषामात्मज्ञानेन हन्यते ।
तपसाऽप्यात्मविज्ञानहीनैस्तत्तु न शक्यते " ॥ १ ॥

"આત્માનુ અજ્ઞાન—પૌદ્ગલિક પદાર્થોમાં થયેલો આત્માનો ભ્રમ, અને તેથી થયેલી કષાયોના પ્રાબલ્યથી સંસારની વૃદ્ધિ વિદ્વાનોને આત્મજ્ઞાનથી ટળે છે. પણ આત્મજ્ઞાન રહિત અજ્ઞાની મનુષ્યોને તપસ્યા કરવા છતાં તે આત્માનું અજ્ઞાન ટળતું નથી."।૨૩।

જો આત્મજ્ઞાનેજ સંવર હોય તો ચારિત્રનું શું કામ?, એમ કોઈ શંકા કરે તો તેનુ સમાધાન આપે છે—

**ज्ञानदशा जे आकरी, तेह चरण विचारो ।**
**निर्विकल्प उपयोगमां, नहीं कर्मनो चारो ॥आतम०॥२४**

પ્રત્યાખ્યાનપરિજ્ઞારૂપ આકરી જે જ્ઞાનદશા છે, તેજ ચારિત્ર છે એમ વિચારમાં લાવવું જોઇએ. જ્યાં વિકલ્પરહિત શુદ્ધજ્ઞાનનો ઉપયોગ હોય છે ત્યાં કર્મનો ચારો એટલે કર્મને આવવાપણું નથી. અર્થાત્ બાહ્યત્યાગ માત્રમાં ચારિત્રનો સમાવેશ થતો નથી. બાહ્યત્યાગ તો તિર્યંચાદિકને પણ હોય છે. ॥૨૪॥

**भगवइ अंगे भाषीओ, सामायिक अर्थ ।**
**सामायिक पण आतमा, धरो सूधो अर्थ ॥आतम॥२५**

શ્રી ભગવતીસૂત્રમાં કહ્યું છે કે—

"आया सामाइए, आया सामाइयस्स अट्ठे"

એટલે આત્મા એજ સામાયિક છે, આત્મા સામાયિકનો અર્થ છે. એ વચનની સાક્ષીએ આત્મભાવરૂપ જ ચારિત્ર કહ્યું છે. એમ સૂત્રનો સ્પષ્ટ અર્થ ચિત્તમાં ધારણ કરી, આત્મતત્ત્વની વિચારણા કરવી. દ્રવ્યથી ત્યાગમાત્ર કહ્યું તે ઉપચાર સમજવો, પણ મુખ્ય અર્થ સ્પર્શ્યા વિના ઉપચાર ન સંભવે, માટે આત્મજ્ઞાનીજ ચારિત્રવાન્ સમજવા. ॥ ૨૫ ॥

**लोकसार अध्ययनमां, समकित मुनि भावे ।**
**मुनिभावज समकित कह्युं, निज शुद्ध स्वभावे॥आतम०॥२६**

આચારાંગ સૂત્રના લોકસાર નામના પાંચમા અધ્યયનના ત્રીજા ઉદ્દેશામાં કહ્યું છે કે—

" जं सम्मं ति पासह, तं मोणं ति पासह ।
जं मोणं ति पासह, तं सम्मं ति पासह " ॥१॥

એટલે જેને તમે સમ્યક્ત્વ જુઓ તેને મુનિપણું જુઓ,

અને જેને તમે મુનિપણું જુઓ તેને સમ્યકત્વ જુઓ, તાત્પર્ય કે–જે સમ્યકત્વ ( નિશ્ચય સમ્યકત્વ ) છે તેજ મુનિપણું છે, અને જે મુનિપણું છે તેજ સમ્યકત્વ છે.

આ પ્રમાણે પોતાના શુદ્ધ સ્વભાવે સમકિતનેજ મુનિભાવ અને મુનિભાવનેજ સમકિત કહ્યું છે. માટે શુદ્ધ સ્વભાવ ઉપયોગનેજ ચારિત્ર સમજવું. ॥ ૨૬ ॥

હવે જ્ઞાનનો મહિમા વર્ણવે છે—

**कष्ट करो संजम धरो, गालो निज देह ।**
**ज्ञानदशा विण जीवने, नहीं दुःखनो छेह ॥आतम०॥२७**

લોચાદિક કષ્ટ ક્રિયાઓ કરો, સંયમ–ચારિત્ર ક્રિયા ઉગ્ર ધારણ કરો, પોતાનું શરીર માસક્ષપણાદિ તપસ્યા કરી ગાળી નાખો, પણ જ્ઞાનદશા વિના જીવને દુઃખનો છેડો–વિનાશ નથી. માટે અંતર્મુખે જ્ઞાનદૃષ્ટિ દૃઢ રાખવી. ॥ ૨૭ ॥

**बाहिर यतना बापडा, करतां दूहवाए ।**
**अंतर जतना ज्ञाननी, नवि तेणे थाए ॥आतम०॥२८॥**

જ્ઞાનથી અનભિજ્ઞ બાપડા ઉગ્રવિહારાદિ બાહ્ય યતના કરતાં દૂભાય છે–દુઃખ માત્ર પામે છે. પણ તેઓથી આંતરિક જ્ઞાન યતના જે અલૌકિક–વચનાતીત સુખ આપે છે તે થતી નથી. જેઓ અજ્ઞાનથી ફક્ત બાહ્ય તુચ્છ ઉપાય કરે છે તેઓ હિતાહિત જાણતા નથી. કહ્યું છે કે—

"अज्ञानं खलु कष्टं, क्रोधादिभ्योऽपि सर्वपापेभ्यः ।
अर्थं हितमहितं वा, न वेत्ति येनावृतो जीवः" ॥ १ ॥

ક્રોધ વિગેરે સર્વ પાપ કરતાં પણ અજ્ઞાન ખરેખર અધિક કષ્ટદાયી છે, જે અજ્ઞાનથી આચ્છાદિત થયેલો જીવ હિત અથવા અહિત પદાર્થને જાણતો નથી. ॥ ૨૮ ॥

**रांग द्वेष मल गालवा, उपशम जल झीलो ।**
**आतम परिणति आदरी, पर परिणति पीलो ॥आतम०॥२९**

રાગ–દ્વેષ રૂપ મેલ ગાળવાને માટે ઉપશમરૂપ જળમાં સ્નાન કરો. તે ઉપશમ રસ આત્મજ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે, તે માટે તત્વસંવેદને આત્મપરિણતિ આદરીને પરપરિણતિ જે પુદ્ગલતૃષ્ણા છે તે પરપરિણતિને પીલી નાખો–વિનાશ કરો.।૨૯।

મમત્વબુદ્ધિથી આ ચેતન જડતાને અનુભવે છે—

**हुं एहनो ए माहरो, ए हुं एणि बुद्धि ।**
**चेतन जडता अनुभवे, न विमासो शुद्धि ॥आतम०॥३०**

'હું એમનો પુત્ર આદિ છું, એ મ્હારા પિતા આદિ છે, આ શરીર તેજ હું છું.' ઇત્યાદિ મમત્ત્વ બુદ્ધિએ આ ચેતન જડતાને અનુભવે છે. પણ નિર્મળ બુદ્ધિથી આત્મતત્ત્વની શુદ્ધિ વિમાસતો–વિચારતો નથી. તે વિમાસવાની જરૂર છે. ॥ ૩ ॥

**बाहिर दृष्टि देखतां, बाहिर मन धावे ।**
**अंतर दृष्टि देखतां, अक्षयपद पावे ॥आतम० ॥ ३१ ॥**

કનક–કામિની વિગેરે તરફ મોહદષ્ટિથી સંબંધ જોડી દેવો તે બાહ્યદષ્ટિ લેખાય છે. એ બાહ્યદષ્ટિને દેખી મન બહાર દોડે છે. પણ બાહ્ય પુદ્ગલસંબંધ ત્યાગ કરી આત્મજ્ઞાનરૂપ અંતરદષ્ટિએ દેખતાં ચિત્તની ચંચલતા વિશ્રામ પામે છે, અને ચિત્તચંચલતા વિશ્રામ પામતાં બાહ્યદષ્ટિ ચાલી જાય છે, એ ઉપાયે આ ચેતન અક્ષય પદને પ્રાપ્ત કરે છે. ॥ ૩૧ ॥

**चरण होय लज्जादिके, नवि मनने भंगे ।**
**त्रीजे अध्ययने कह्युं, एम पहेले अंगे ॥ आतम० ॥३२॥**

પહેલું અંગ શ્રીઆચારાંગસૂત્રના ત્રીજા અધ્યયનના તૃતીય

ઉદ્દેશામાં કહેલું છે કે- જ્ઞાનકૃત મનશુદ્ધિ એજ ચારિત્રનું લક્ષણ અને મોક્ષનું કારણ છે, પણ જ્યાં મનને ભંગે એટલે મનને અસમાધાને લજ્જાદિથી બાહ્ય ક્રિયા કરવામાં આવે ત્યાં ચારિત્ર હોતું નથી.

આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે—

" जमिणं अन्नमन्नवितिगिच्छाए पडिलेहाए ण करेइ पावं कम्मं, किं तत्थ मुणिकारणं सीया ?, समयं तत्थ उवेहाए अप्पाणं विप्पसायए "

"એક બીજાની શરમથી કોઇ પાપકર્મ નથી કરતો તેમાં શું તેનું મુનિપણું કારણભૂત છે ? અર્થાત્ શું એટલાથીજ તે મુનિ કહી શકાશે ? કદાપિ નહીં પણ સમભાવે મુનિએ પોતાના આત્માને પાપથી હઠાવી નિર્મળ ચિત્તે આત્મશુદ્ધિ કરવી જોઇએ. " ॥ ૩૨ ॥

**अध्यातम विण जे क्रिया, ते तनुमल तोले ।**
**ममकारादिक योगथी, एम ज्ञानी बोले ॥आतम०॥३३॥**

અધ્યાત્મ વિણ એટલે અપુનર્બંધકાદિ ભાવની આત્મ-દૃષ્ટિ વિના જે જે ક્રિયાઓ કરાય છે તે મમત્વાદિક દોષના યોગથી શરીરના મેલની તુલ્ય ગણાય છે, એમ જ્ઞાની મહા-રાજનું કથન છે. ॥ ૩૩ ॥

**हुं करता परभावनो, एम जेम जेम जाणे ।**
**तेम तेम अज्ञानी पडे, निज कर्मने घाणे ॥आतम०॥३४॥**

'હું પરભાવનો કર્તા છું,' એટલે પુદ્ગલભાવનો કર્તા છું, એ પ્રકારના જ્ઞાનને જેમ જેમ મનમાં ઠસાવે છે તેમ તેમ તે અજ્ઞાની જીવ પોતાના કર્તૃત્વરૂપ અભિમાનથી થયેલ કર્મથી બંધાય છે. ॥ ૩૪ ॥

તે અજ્ઞાન નયવિભાગે દૂર થાય, તે દર્શાવે છે—

**पुद्गल कर्मादिक तणो, करता व्यवहारे ।**
**करता चेतन करमनो, निश्चय सुविचारे ॥आतम०॥३५॥**

વ્યવહારનયની અપેક્ષાએ જ્ઞાનાવરણીયાદિ કર્મ વિગેરે પુદ્ગલભાવનો કર્તા ચેતન છે, ત્યાં અનુપચરિત અસદ્ભૂત વ્યવહારે કર્મનો કર્તા, અને ઉપચરિત અસદ્ભૂત વ્યવહારે ગૃહાદિકનો કર્તા એ વિશેષ છે. સ્વજાત્યુપચરિત અસદ્ભૂત વ્યવહારે પુત્રાદિકનો કર્તા, અને વિજાત્યુપચરિત અસદ્ભૂત વ્યવહારે ધનાદિકનો કર્તા છે, સ્વજાતિવિજાત્યુપરિત અસદ્ભૂત વ્યવહારે નગર–પ્રાકારાદિનો કર્તા છે, ઇત્યાદિ ભેદો જાણવા. નિશ્ચયનયથી સુવિચાર કરવામાં આવે તો ચેતન કર્મ–રાગદ્વેષનો કર્તા છે, કારણ કે, અશુદ્ધ નિશ્ચયનય આત્માને અશુદ્ધ સ્વભાવનો રાગદ્વેષાદિનો કર્તા માને છે, અને એ નયે દ્રવ્યકર્મ અનુષંગે આવે છે, જેમ તેલનું મર્દનકરનાર પુરૂષને રજ તેલના મર્દનને અનુષંગે આવે છે. ॥ ૩૫ ॥

**कर्ता शुद्ध स्वभावनो, नय शुद्धे कहीए ।**
**कर्ता परपरिणामनो, बेउ किरिया ग्रहीए ॥आतम०॥३६॥**

શુદ્ધ નિશ્ચયનયથી તો આત્મા શુદ્ધ સ્વભાવનો જ કર્તા છે. કારણકે, આત્માને પરપરિણામનો કર્તા માનીએ તો એક જીવ-ક્રિયા અને બીજી અજીવક્રિયા એમ બે ક્રિયા આવી જાય. અને જો આત્માની જીવક્રિયા અને અજીવક્રિયા એ પ્રમાણે બન્ને ક્રિયા માની લઇએ તો સિદ્ધાંતમાં બાધા આવે. માટે શુદ્ધ નિશ્ચ-યનયથી આત્મા શુદ્ધ સ્વભાવનોજ કર્તા છે, એમ માનવું એજ સિદ્ધાન્ત છે. ॥ ૩૬ ॥

# ઢાળ ચોથી

---

॥ वीरमती प्रीती कारणी, ए देशी ॥

**शिष्य कहे जो परभावनो, अकर्त्ता कह्यो प्राणी ।**
**दान हरणादिक केम घटे, कहे सद्गुरु वाणी ॥**
**शुद्ध नय अर्थ मन धारीए, ए आंकणी ॥३७॥**

શિષ્ય ગુરૂમહારાજને વિનયપૂર્વક પૂછે છે કે—પ્રભો ! તમોએ જીવને પરભાવનો અકર્તા કહ્યો, તો દાન-હરણાદિ કેમ ઘટી શકે ?—અમુક માણસે દાન આપી અમુક માણસને સુખી કર્યો, અમુક માણસે ચોરી કરી બિચારાને દુઃખી કરી દીધો, ઇત્યાદિ કથન યુક્તિ સંગત કેમ થાય ? આ પ્રમાણે શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપતાં સદ્ગુરૂ મહારાજ કહે છે કે-'જીવ પરભાવનો અકર્તા' એ કથન શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ કહ્યું છે. શુદ્ધ નિશ્ચયની અપેક્ષાએ કથન કરતાં વ્યવહારની બાધા આવે તો દોષ નથી. ॥ ૩૭ ॥

ધર્મ, સુખ, વિગેરે જે આત્મભાવ છે, તે જીવ પરપ્રાણીને આપી શકતો નથી, તેજ કહે છે—

**धर्म नवि दिए न वा सुख दिए, पर जंतुने देतो ।**
**आप सत्ता रहे आपमां, एम हृदयमां चेतो ॥शुद्ध॥३८॥**

પરજંતુને દેતો એવો પ્રાણી પોતાનો ધર્મ અથવા પોતાનું સુખ પરને ન દઇ શકે, કારણ કે-પોતાની સત્તા પોતાની અંદરજ રહે છે, તે પરને કેમ આપી શકાય ? એમ હૃદયમાં વિચારો. ॥ ૩૮ ॥

જીવ પરપ્રાણીને અન્ન, જલ, વસ્ત્ર, વિગેરે આપે તો છે, તો પછી આત્મભાવનો દાતા કેમ ન કહેવાય ? તેનો ઉત્તર આપે છે.

**जोग वशे जे पुद्गल ग्रह्या, नवि जीवनां तेह।**
**तेहथी जीव छे जूजूओ, वली जूजूओ देह ॥शुद्ध०॥३९॥**
**भक्तपानादि पुद्गल प्रते, न दिए छति विना पोते।**
**दान हरणादि परजंतुने, एम नवि घटे जोते ॥शुद्ध०॥४०॥**

મન, વચન અને કાયાના યોગથી જે જે પુદ્ગલો ગ્રહણ કરાય છે તે પુદ્ગલો જીવનાં નથી, તે પુદ્ગલોથી જીવ ન્યારો છે. વળી આ દેહ છે તેથી જીવ ન્યારો છે—ભિન્ન છે. તથા ભાત પાણી વિગેરે પુદ્ગલો જીવના પોતાના નથી. આવી રીતે પૌદ્ગલિક પદાર્થોથી જીવ તદ્દન ભિન્ન હોવાથી, જીવ પરપ્રાણિને તેઓને દાતાર તથા હર્તા કેમ કહી શકાય ?—જે પોતાનું હોય તેનો દાતાર અથવા હર્તા પોતે કહેવાય, પણ જ્યારે ભાત પાણી વગેરે પૌદ્ગલિક પદાર્થો આત્મભાવથી તદ્દન પૃથક્ છે તો પછી તેઓનો દાતાર અથવા હર્તા જીવ કેમ કહેવાય? આવી રીતે સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરતાં જીવને પરપ્રાણિ પ્રતિ દાન—હરણાદિ ઘટતું નથી. ॥ ૩૯—૪૦ ॥

જ્યારે આ જીવ પરપ્રાણિ પ્રતિ દાન—હરણાદિ કરતો નથી, તો પછી જીવને કર્મબંધ કેમ થાય છે ? તેનો ઉત્તર આપતાં કહે છે કે—

**दान हरणादिक अवसरे. शुभ अशुभ संकल्पे।**
**दिए हरे तुं निजरूपने, मुखे अन्यथा जल्पे ॥शुद्ध०॥४१॥**

હે ચેતન! તું પૌદ્ગલિક પદાર્થોનું દાન—હરણાદિ કરતોજ નથી. પણ જે સમયે તું દાન દે છે તે સમયે શુભ સંકલ્પથી નિજરૂપનેજ દાન કરે છે—આત્મભાવને દાન રૂપે પરિણમાવી શુભ કર્મ બાંધે છે. અને જે વખતે હરણ—ચોરી કરે છે તે વખતે

અશુભ સંકલ્પથી નિજરૂપનુંજ હરણ કરે છે-આત્મભાવનેજ હરણ રૂપે પરિણમાવી અશુભ કર્મ બાંધે છે. હે આત્મા! આવી રીતે તું નિજરૂપનુંજ દાન-હરણ કરે છે—શુભ અને અશુભ સંકલ્પથી આત્મભાવને દાન હરણાદિ રૂપે પરિણમાવી મન નિમિત્ત કર્મ બાંધે છે. પૌદ્ગલિક પદાર્થો તારાથી તદ્દન ભિન્ન હોવા છતાં મુખથી અન્યથા બોલે છે કે—મેં ધનાદિનું દાન કર્યું, મેં ધન વિગેરેની ચોરી કરી. જે તારૂં નથી તેનું દાન-હરણ તું કેમ કરી શકે?॥ ૪૧ ॥

**अन्यथा वचन अभिमानथी, फरी कर्म तुं बांधे।**
**ज्ञायक भाव जे एकलो, ग्रहे ते सुख साधे॥शुद्ध०॥४२॥**

હે આત્મા! એક તો દાન-હરણાદિ સમયે શુભ અને અશુભ સંકલ્પથી તું કર્મ બાંધે છે, વળી તું પોતે તે દાન-હરણાદિનો કર્તા નહીં હોવા છતાં 'મેં દાન કર્યું', મેં ચોરી કરી' આવી રીતે કર્તૃત્વના ખોટા અભિમાનથી ફરીથી તું કર્મ બાંધે છે. પણ જે મહાત્મા આત્માને કેવલ જ્ઞાયકસ્વભાવેજ ગ્રહે છે તે પરમસુખ સાધે છે, આત્માને દાન—હરણાદિ રૂપે પરિણમાવવાથી અને તે દાન—હરણાદિનો કર્તા માનવાથી શુભાશુભ કર્મ બંધાય છે, અને તેથી ચાર ગતિ રૂપ સંસારમાં ભ્રમણ કરવું પડે છે, પણ જે મહાત્માઓ આત્માનો ફક્ત જ્ઞાયક સ્વભાવ જ ગ્રહણ કરે છે તેઓને કર્મનો બંધ નહીં થવાથી ભવરૂપી અટવીથી મુક્ત થઇ અનંત સુખમય મોક્ષ સાધે છે॥ ૪૨ ॥

**शुभ अशुभ वस्तु संकल्पथी, धरे जे नटमाया।**
**तेटले सहज सुख अनुभवे, प्रभु आतम राया॥शुद्ध०॥४३**

આ આત્મા દાન—હરણાદિ સમયે શુભ—અશુભ સંકલ્પથી નાટકકારની માયાને ધરે છે. જેમ રંગભૂમિમાં ઉતરેલો એક્ટર

પોતે જે વેષ ભજવી બતાવે છે તે વાસ્તવિક તે વેષને યોગ્ય નહીં હોવા છતાં પોતાને તત્સ્વરૂપે માને છે, તેમ આ આત્મા દાન–હરણાદિનો કર્તા નહીં હોવા છતાં ખોટા અભિમાનથી તે દાન–હરણાદિનો કર્તા માની શુભ–અશુભ સંકલ્પ ધરી શુભ–અશુભ કર્મ બાંધે છે. પણ જો પોતે વિભાવ છોડી દઇ જ્ઞાયકરૂપ સ્વસ્વભાવે રહે તો આત્મરાજા રૂપી પ્રભુ સહજ સુખને અનુભવે ॥ ૪૩ ॥

**परतणी आश विषवेलडी, फले कर्म बहु भांति ।**
**ज्ञान दहने करी ते दहे, होए एक जे जाति ॥शुद्ध०४४॥**

પરની આશારૂપી વિષવલ્લી બહુ પ્રકારે કર્મરૂપી ફળને આપે છે, અને તે કર્મરૂપી ફળથી આ આત્માને અનંત સંસારમાં ભ્રમણ કરવું પડે છે. પણ જે મહાત્મા જાતે એકજ જ્ઞાયક સ્વભાવે રહે તે જ્ઞાનરૂપી અગ્નિએ કરી તે વિષવલ્લીને બાળી ભસ્મ કરે છે, તે વિષવલ્લી ભસ્મ થવાથી કર્મરૂપી ફળ પ્રાપ્ત થતાં અટકે છે, અને તે કર્મો આવતાં અટકવાથી અનંતસુખમય મોક્ષ પ્રાપ્ત થાય છે. ॥ ૪૪ ॥

**राग दोषे रहित एक जे, दया शुद्ध ते पाले ।**
**प्रथम अंगे एम भाखियुं, निज शक्ति अजुआले॥शुद्ध०४५॥**

પ્રથમ અંગ શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે–જે રાગ–દ્વેષાદિ દોષે રહિત એકલો સ્વસ્વભાવેજ રહે, તે પ્રગટ થયેલી આત્મશક્તિએ શુદ્ધ દયાધર્મ પાળે. શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે—

" आहारोवचया देहा परीसहपभंगुरा, पासह, एगे सव्विंदिएहिं परिगिलायमाणेहिं "

" ओए दयं दयइ जे सन्निहाणसत्थस्स खेयन्ने "

"આહારથી પુષ્ટિ પામેલા દેહો પરિસહો વડે ભંગુર થાય છે, તેથી જુઓ, કેટલાએક પુષ્ટ શરીરવાળા પણ કાયર પુરૂષો સર્વ ઇંદ્રિયો ગ્લાનિ પામતાં અધીરપણાને ભજે છે."

"પણ જે એકલો-સ્વસ્વભાવ મગ્ન-રાગદ્વેષાદિ રહિત હોય તે દયાને પાળે છે. તે લઘુકર્મી પરિસહોથી તર્જના પામવા છતાં દયાને છોડતો નથી. સમ્યક્ પ્રકારે દયા તેજ પાળી શકે કે જે મર્મના સ્વરૂપને પ્રરૂપનાર શાસ્ત્રમાં નિપુણ હોય, તથા જે સંયમ અને સંયમવિધિનો સમ્યક્ પ્રકારે જાણકાર હોય." ॥૪૫॥

**एकता ज्ञान निश्चय दया, सुगुरु तेहने भाखे ।**
**जेह अविकल्प उपयोगमां, निज प्राणने राखे ॥शुद्ध०॥४६॥**

સદ્ગુરૂ મહારાજ એકત્વજ્ઞાન રૂપી નિશ્ચય દયા તે ભવ્યાત્માને કહે છે કે, જે નિર્વિકલ્પ સમાધિમાં પોતાના પ્રાણને રાખે-જ્ઞાયકરૂપ એકજ સ્વભાવે જે પોતાના પ્રાણને રાખે ॥૪૬॥

જો જ્ઞાયક સ્વભાવ-પોતાના આત્માને ઓળખવાના સ્વભાવનેજ દયા કહો છો; તો પરપ્રાણને બચાવવા રૂપ દયા કેમ કહેવાય છે? તેનો પ્રત્યુત્તર આપતાં કહે છે—

**जेह राखे परप्राणने, दया तास व्यवहारे ।**
**निजदया विण कहो परदया, होए कवण प्रकारे? ॥शुद्ध॥४७**

જે પુરૂષ મનુષ્ય, પશુ, પક્ષી વિગેરે પરજીવના પ્રાણની રક્ષા કરે તેને વ્યવહારે દયા કહીએ. કારણ કે, આત્મદયા વિના કહો બાહ્ય પ્રાણ રક્ષણ રૂપ પરદયા કેમ હોય?

ઉપદેશમાલાની ૪૩૪ મી ગાથામાં કહ્યું છે કે—

"जइया णेणं चत्तं, अप्पणयं नाण-दंसण-चरित्तं ।
तइया तस्स परेसु, अणुकंपा नत्थि जीवेसु" ॥

"જ્યારે આ જીવે આત્માને હિતકારક એવા જ્ઞાન, દર્શન, અને ચારિત્રનો ત્યાગ કર્યો, ત્યારે સમજવું કે, તે જીવને બીજા એટલે પોતા સિવાય બીજા જીવો વિષે અનુકંપા નથી" અર્થાત્ જે પોતાના આત્માનો હિતકારક થતો નથી તે બીજાઓનું હિત શી રીતે કરે ? પોતાના આત્મા ઉપર દયા હોય તોજ બીજા જીવો પર દયા થઇ શકે છે. આત્મદયા મૂલકજ પરદયા હોય છે ॥૪૭॥

જ્ઞાન વિના પરદયા નકામી છે—

**लोक विण जेम नगरमेदिनी, जेम जीव विण काया।**
**फोक तेम ज्ञान विण परदया, जिसी नटीतणी माया॥**
**शुद्ध० ॥ ४८॥**

જેમ વસ્તી વિનાની નગરની જમીન ઉજડ રૂપ હોય છે, જીવવિનાની કાયા નકામી હોય છે, અને નટડી– વેશ્યાની પ્રીતિ ફોગટની હોય છે, તેમ જ્ઞાનરૂપ આત્મદયા વિના પરદયા નકામી-ફોગટ જાણવી ॥ ૪૮ ॥

**सर्व आचारमय प्रवचने, भण्यो अनुभव योग।**
**तेहथी मुनि वमे मोहने, वली अरति रति शोग॥शुद्ध०॥४९**

આગમની અંદર અનુભવયોગ—જ્ઞાનયોગ સર્વ આચારમય પ્રરૂપ્યો છે, અને તે આત્માનુભવયોગથી મુનિ કષાયમોહનીયને તથા રતિ, અરતિ, શોક વિગેરે નોકષાય મોહનીયને વમે છે, માટે જ્ઞાનયોગનોજ અતિશય આદર કરવો જોઇએ ॥૪૯॥

**सूत्र अक्षर परावर्तना, सरस शेलडी दाखी।**
**तास रस अनुभव चाखीए, जिहां एक छे साखी॥शुद्ध०॥५०**

સૂત્રના અક્ષરની પરાવર્તના રૂપી સરસ શેરડી દેખી તેનો અનુભવરૂપી વચનાતીત સ્વાદિષ્ટ રસ ચાખીએ, જ્યાં એક આત્મસાખી છે ॥ ૫૦ ॥

आतमराम अनुभव भजो, तजो परतणी माया ।
एह छे सार जिनवचननो, वली ए शिवछाया ॥शुद्ध०॥५१

હે ભવ્ય પ્રાણિઓ! આત્માને વચનાતીત રમણ કરાવનાર અનુભવ–જ્ઞાનને સેવો, અને પરની અટલે પૌદ્ગલિક પદાર્થોની માયાનો ત્યાગ કરો, એજ શ્રી વીતરાગ–જિનેંદ્રના વચનનો સાર છે. વળી એ આત્મજ્ઞાનજ શિવતરૂની શીતળ છાયા છે. માટે મોક્ષ સુખના પિપાસુ ભવ્યાત્માએ આત્મજ્ઞાન મેળવવા પરિશીલન કરવું જોઈએ. ॥ ૫૧ ॥

---

## ढाळ पांचमी.

---

॥ प्रभु चित्त धरीने अवधारो मुज वात, ए देशी ॥

एम निश्चय नय सांभली जी, बोले एक अजाण ।
आदरशुं अमे ज्ञानने जी, शुं कीजे पच्चखाण ॥
सोभागी जिन सीमंधर सुणो वात ॥ ए आंकणी ॥५२॥

આ પ્રમાણે ચોથી ઢાળમાં કહેલો શુદ્ધ નિશ્ચયનય સાંભળી, કોઈ અજાણ શુષ્ક અધ્યાત્મી બોલે છે કે—અમે તો ઉપર કહ્યા પ્રમાણે એકલા જ્ઞાનનેજ આદરશું, કારણ કે પચ્ચક્ખાણાદિ વ્ય· વહાર તો તે જ્ઞાનની અપેક્ષાએ ઉત્તમ નથી—અરે! જ્ઞાન વિના તે બાહ્ય ક્રિયાઓ નકામી છે, તો તેને શા માટે કરીએ? હે સૌ-ભાગ્યવાન્! ત્રિલોક પ્રભો! શ્રીજીનેન્દ્ર સીમંધરસ્વામી! આવી ભરતક્ષેત્રના લોકની વાત સાંભળો. ॥૫૨॥

किरिया ऊथापी करी जी, छांडी तेणे लाज ।
नवि जाणे ते ऊपजे जी, कारण विण नवि काज ॥सो०॥५३

ઉપર પ્રમાણે કોઇક ઉચ્છૃંખલ શુષ્ક અધ્યાત્મી ફક્ત જ્ઞાનનીજ પ્રધાનતા બતાવતો છતો, પચ્ચકખાણ–પ્રતિક્રમણાદિ ક્રિયાને ઉત્થાપી નાખી પોતાનું નિર્લજ્જપણું પ્રગટ કરે છે, પણ તે અજ્ઞાની જાણતો નથી કે, કારણ વિના કાર્ય થાય નહીં. વ્યવહાર એ નિશ્ચયનું કારણ છે, તો પછી જ્યાં વ્યવહાર નથી ત્યાં નિશ્ચય ક્યાંથી આવે ? ॥ ૫૩ ॥

**निश्चय नय अवलंबतां जी, नवि जाणे तस मर्म ।**
**छोडे जे व्यवहारने जी, लोपे ते जिनधर्म ॥सो०॥५४॥**

જેઓ વ્યવહારનો ત્યાગ કરી ફક્ત નિશ્ચયનયનુંજ અવલંબન કરે છે; તેઓ સાચી રીતે નિશ્ચયનયનો મર્મ સમજતાજ નથી. કારણ કે, વ્યવહારને આધારે નિશ્ચય હોય છે, જ્યાં વ્યવહાર નથી ત્યાં નિશ્ચય ક્યાંથી હોય ? માટે જે વ્યવહારનો ત્યાગ કરે છે તે જિનધર્મને લોપે છે–જિનેન્દ્રની આજ્ઞાનો ભંગ કરે છે, કારણ કે, વ્યવહાર પરિણામ સિવાય નિશ્ચય આવેજ નહિં. ઓઘ નિર્યુક્તિમાં કહ્યું છે કે—

"णिच्छयमवलंबंता णिच्छयओ णिच्छयमयाणंता णासन्ति चरण–करणं"

"જેઓ વ્યવહારની અપેક્ષા રાખ્યા સિવાય કેવળ નિશ્ચયનુંજ અવલંબન કરે છે, તેઓ ખરેખર નિશ્ચયનયનો મર્મ સમજતા જ નથી, અને પોતાના ચરણ–કરણનો નાશ કરે છે."॥૫૪॥

**निश्चय दृष्टि हृदय धरी जी, पाले जे व्यवहार ।**
**पुण्यवंत ते पामशे जी, भव समुद्रनो पार ॥सो०॥५५॥**

નિશ્ચયનયને હૃદયમાં ધરીને એટલે નિશ્ચયનયના મર્મને સત્ય સ્વરૂપે સમજીને જે વ્યવહાર પાળે તે પુણ્યવંત પ્રાણી

ભવસમુદ્રનો પાર પામશે. ॥ ૫૫ ॥

**तुरंग चढी जेम पामीए जी, वेगे पुरनो पंथ।**
**मार्ग तेम शिवनो लहे जी, व्यवहारे निर्ग्रन्थ ॥सो०॥५६॥**

જેમ ઘોડા ઉપર ચડીને નગરનો રસ્તો જલદી પામીએ, તેમ વ્યવહારરૂપ ઘોડા ઉપર ચડી નિર્ગ્રન્થ—મુનિ શિવનગરનો માર્ગ શીઘ્ર પામે.

અગાધ જંગલમાં ભૂલા પડેલા પુરૂષે નગરનો રસ્તો પ્રાપ્ત કરવાને અવશ્ય ઘોડાનો ત્યાગ નજ કરવો જોઇએ. પણ જો તે ભયંકર અગાધ જંગલમાં ઘોડાનો ત્યાગ કરે તો છેવટે શિકારી પશુઓના સપાટામાં આવી જઇ મરણને શરણ થાય છે, પણ પોતાને ઇષ્ટ નગરનો માર્ગ પ્રાપ્ત થતો નથી. તેમ આ સંસારરૂપી અગાધ ઘોર જંગલને પસાર કરી મોક્ષનગરનો માર્ગ પ્રાપ્ત કરવા માટે વ્યવહારરૂપી ઘોડાનું અવશ્ય અવલંબન કરવું જોઇએ, પણ યોગ્યતા તથા ઉચ્ચશ્રેણિ રૂપી મોક્ષનગરનો માર્ગ પ્રાપ્ત કર્યા પહેલાં જો વ્યવહારરૂપી ઘોડાનો ત્યાગ કરીએ તો અવશ્ય કષાય પ્રમાદાદિ રૂપ શિકારી પશુઓના સપાટામાં આવી જઇ આપણે પોતે આપણા આત્માના ઘાતક થઈએ.

આ ગાથા ઉપરથી, આજકાલના કેટલાએક ઉચ્છૃંખલ શુષ્ક જ્ઞાનીઓ, કે જેઓ આચરણો અને ક્રિયાઓથી અધમમાંઅધમ શ્રેણિએ પહોંચેલા હોય છે, અને નિશ્ચયનો ગંધ પણ નહિં જાણવા છતાં નિશ્ચયનું ખોટું ઓઠું લઇ કષ્ટ ક્રિયાથી ભીરૂ બની પચ્ચકખાણ—પોસહ—પ્રતિક્રમણાદિ ક્રિયાનો ત્યાગ કરી ફક્ત શબ્દમાત્રથી 'નિશ્ચય નિશ્ચય' ઠોકી બેસાડે છે, તેઓ ન તો વ્યવહાર પાળે છે તેમ વ્યવહારને નહિં પાળવાથી નિશ્ચય પામી

શકતા નથી. આ પ્રમાણે ઉભય ભ્રષ્ટ થઇ બિચારા સંસાર અ-ટવીમાં ભટકયાજ કરે છે, તેમ ઉપાધ્યાયજી મહારાજે કહી બતાવ્યું છે ॥ ૫૬ ॥

પણ ફળની સિદ્ધિ થયા પછી સાધનની અપેક્ષા રહેતી નથી, તે દેખાડે છે—

**महोल चढंतां जेम नहीं जी, तेह तुरंगनुं काज।**
**सफल नहीं निश्चय लहे जी, तेम तनु किरिया साज ॥सो०॥५७॥**

જેમ મહેલ ઉપર ચડતાં તે ઘોડાની જરૂરી રહેતી નથી, તેમ તાત્વિકરૂપે શુદ્ધ નિશ્ચયનય પ્રાપ્ત કર્યા પછી શારીરિક ક્રિયાની જરૂરી રહેતી નથી ॥ ૫૭ ॥

**निश्चय नवि पामी शके जी, पाले नवि व्यवहार।**
**पुण्यरहित जे एहवा जी, तेहनो कुण आधार॥सो०॥५८॥**

જે પુણ્યહીન—ભારે કર્મી પ્રાણીઓ વ્યવહારનું પાલન કરતા નથી તેઓ નિશ્ચય પામી શકતા નથી, હે પ્રભો ! આવા પુણ્યરહિત પ્રાણીઓનો કોણ આધાર ? અર્થાત્ તેઓ બિચારા સંસારમાં ભ્રમણ કર્યા કરે છે. કારણ કે, વ્યવહારને નહીં પામનાર પ્રાણી નિશ્ચય પામી શકતો નથી, અને તેથી ફક્ત શબ્દમાત્રથી નિશ્ચયનું અવલંબન કરનારને ઉભય ભ્રષ્ટ થવાથી સંસારમાં ભટકયા કરવું પડે છે. ॥ ૫૮ ॥

**हेम परीक्षा जेम हुए जी, सहत हुताशन ताप।**
**ज्ञानदशा तेम परखीए जी, जिहां बहु किरिया व्याप ॥ सो० ॥ ५९ ॥**

જેમ અગ્નિના તાપથી સુવર્ણની પરીક્ષા થાય છે, તેમ શારીરિકાદિ ઘણી ક્રિયાઓ વડે જ્ઞાનદશા પરખાય છે—શારીરિકાદિ

ક્રિયાઓથી કષ્ટ પામવા છતાં ખેદાદિ રહિત સમભાવે રહેતા મહાત્માની જ્ઞાનદશાની પરીક્ષા થાય છે, ક્રિયા કરતાં કરતાં શારીરિકાદિ કષ્ટ પડવા છતાં જે ભવ્યાત્મા ખેદ પામતા નથી–તે ક્રિયાઓ ઉપર કંટાળો લાવતા નથી, તેઓને શુદ્ધ જ્ઞાન થયું છે એમ સમજવું ॥ ૫૯ ॥

**आलंबन विण जेम पडे जी, पामी विषमी वाट ।**
**मुग्ध पडे भवकूपमां जी, तेम विण किरिया घाट ॥सो०॥६०**

જેમ ખાડા-ખાબોચીયા અને ઢોરા-ઢેખળાવાળા વિષમ રસ્તામાં ચાલતાં જો કાંઇ પણ આલંબન-આધાર નં હોય તો પુરૂષ અવશ્ય કોઇ ખાડા-ખાબોચીયામાં પડી જાય છે, તેમ ક્રિયારૂપી ઘાટ-કઠોડા વિના અજ્ઞાની જીવો ભવકૂપમાં પડે છે; માટે અવિક જનોને ક્રિયા એ પુષ્ટ આધારભૂત છે. ॥ ૬૦ ॥

**चरित भणी बहु लोकमां जी, भरतादिकनां जेह ।**
**लोपे शुभ व्यवहारने जी, बोधि हणे निज तेह ॥सो०६१**

કેટલાએક પુરૂષો કહે છે કે–"ભરત ચક્રવર્તી વિગેરે મોક્ષમાં ગયેલા જીવોએ શો વ્યવહાર પાળ્યો ? તેઓ કેવળ આત્મશુદ્ધિથી કેવલજ્ઞાન પામ્યા, તો પછી વ્યવહારનું શું કામ છે ?–શા માટે નકામી ક્રિયાઓ કરવી જોઇએ ? કારણ કે, મોક્ષનું કારણ કેવળ આત્મશુદ્ધિ જ છે." આ પ્રમાણે કેટલાએક પુરૂષો ભરતાદિનાં ઘણાં ચરિત્રો કહીને શુભ વ્યવહારને લોપે છે, તેઓ પોતાની બોધિને–સમ્યકત્વને હણે છે. કહ્યું છે કે—

" भावकहणे पंचहिं ठाणेहिं पासत्था "

"વ્યવહારનો લોપ કરી કેવળ ભાવ કહેવાથી પાંચ સ્થાને પાસત્થા બને છે" ઉપદેશમાલાની ૧૮૦ મી ગાથામાં કહ્યું છે કે—

**किंपि कहिंपि कयाई, एगे लद्धीहिं केहिवि निभेहिं ।**
**पत्तेअबुद्धलाभा, हवन्ति अच्छेरयब्भूया " ॥**

" કેટલાએક (પ્રત્યેકબુદ્ધ પુરૂષો) કોઇક વખત, કાંઇક નિમિત્ત વડે, કોઈક સ્થાનને વિષે, આવરણ કરનારાં કર્મોના ક્ષયોપશમ રૂપ લબ્ધિ વડે કરીને, પ્રત્યેકબુદ્ધપણે સમ્યગ્ દર્શન-ચારિત્રાદિનો લાભ પ્રાપ્ત કરે છે તે આશ્ચર્યભૂત છે, એટલે તેવાં દૃષ્ટાંતો થોડાંકજ હોય છે; માટે તેનું આલંબન કરી વ્યવહારનો લોપ કરવો યોગ્ય નથી." ॥ ૬૧ ॥

**बहु दल दीसे जीवनां जी, व्यवहारे शिवयोग ।**
**छींडी ताके पाधरो जी, छोडी पंथ अयोग ॥सो०॥६२**

મોક્ષમાં ગયેલા જીવો પૈકી મોટો સમુદાય વ્યવહારમાર્ગે વડે મોક્ષમાં ગયો છે, અને તેથી વ્યવહાર ક્રિયા એ રાજમાર્ગ—સીધી સડક છે. આવો સીધો, ધાસ્તી વિનાનો, અને જાણીતો રસ્તો મૂકી જે નિશ્ચયમાર્ગ રૂપી ગલીગોંચી શોધવા જાય તે અયોગ્ય કહેવાય. અલબત, ગલીગોંચીથી પણ પોતાના ઇષ્ટ સ્થાનપર પહોંચી શકાય છે, પણ તે રસ્તો સાર્વજનિક નહીં હોવાથી લોકોની હાલચાલ વિશેષ રહેતી નથી, અને તેથી તેવા રસ્તે લુચ્ચા, ઠગારા, દારૂખોરી, જુગારી, અને ચોર લોકો વિશેષે ભરાઇ બેસે છે. તેઓ લાગ આવતાં તે ગુપ્ત રસ્તે જતા માણસોને લૂંટી લે છે, હેરાન કરે છે, અને છેવટે મરણને શરણ કરે છે. પણ રાજમાર્ગે જો કે ફરી ફરીને ઈષ્ટ સ્થાને પહોંચાય છે, પણ તે રસ્તો સાર્વજનિક હોવાથી, લોકોની હાલચાલ વિશેષ રહેવાથી, તથા રાજ્યતરફથી ચોકી—પહેરાનો બંદોબસ્ત હોવાથી કદાચ કવેળાએ ગમન કરવું પડે તો પણ તે રસ્તે કોઇ પણ

જાતની ધાસ્તી રહેતી નથી. આવી રીતે એકાંત નિશ્ચયમાર્ગ ગલીગોંચી સમાન છે, કદાચ તે રસ્તે રાગ–દ્વેષ–પ્રમાદાદિ લૂંટારૂઓ વડે આત્માને હાનિ થવાનો સંભવ રહે છે, પણ જો વ્યવહાર માર્ગરૂપી રાજમાર્ગે ચાલવામાં આવે તો આત્માને કોઇ પણ જાતની ધાસ્તી રહેતી નથી. વ્યવહાર માર્ગનો આશ્રય લેવા દરેકને ભલામણ કરતા મહાત્મા શ્રી ધર્મદાસગણિ ઉપદેશમાળાની ૧૮૧ મી ગાથામાં કહે છે કે—

" निहिं संपत्तुमहन्नो, पडिच्छंतो जह जणो निरुत्तप्पो ।
इह नासइ तह पत्तेअबुद्धलद्धिं पडिच्छंतो " ॥

" જેમ આ જગત્માં રત્ન–સુવર્ણાદિથી ભરેલા નિધિને પ્રાપ્ત કરવાને ઇચ્છતો પણ અધન્ય-અભાગીયો મનુષ્ય ઉદ્યમ નહીં કરવાથી તે નિધિને પ્રાપ્ત કરી શકતો નથી, તેમ પ્રત્યેકબુદ્ધલબ્ધિ રૂપી નિધિને ઈચ્છતો એવો પુરૂષ પણ તપ–સંયમાદિ રૂપ ઉદ્યમ ન કરે તો તે નિધિને પ્રાપ્ત કરી શકતો નથી. " ॥ ૬૨ ॥

**आवश्यकमांहे भाषियोजी, एहज अर्थ विचार ।**
**फल संशय पण जाणतांजी, जाणीजे संसार । सो०॥६३॥**

આવશ્યક સૂત્રની અંદર પણ કહ્યું છે કે—ભરત વિગેરેનાં અવલંબન લઇ જે વ્યવહારમાર્ગને લોપે છે, તે પોતાની બોધિને હણે છે. શંકા—જો ક્રિયારૂપ વ્યવહારને મોક્ષનું કારણ કહેશો તો, ક્રિયા કરવાથી મોક્ષરૂપ ફળ થશે કે નહીં ? એ પ્રમાણે જ્યાં સુધી સંશય હશે ત્યાં સુધી પ્રવૃત્તિ કેમ થશે ? તેનો ઉત્તર આપતાં કહે છે કે—ફળનો સંશય જાણતો પુરૂષ આ દુઃખમય સંસારને જ્ઞપરિજ્ઞા વડે અનર્થ રૂપે જાણે છે. અને તેથી તેનો

અને તેનાં કારણો જે મિથ્યાત્વ અવિરતિ વિગેરે, તેનો ત્યાગ કરી મોક્ષરૂપ ફળના ઉપાયભૂત હિતકર ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે. શ્રી આચારાંગ સૂત્રના લોકસાર નામના પાંચમા અધ્યયનના પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે—

**"संसयं परिआणओ संसारे परिण्णाए भवइ, संसयं अपरिआणओ संसारे अपरिण्णाए भवइ."**

"જે સંશયને જાણે છે તે સંસારને પણ જાણે છે, જે સંશયને જાણતો નથી, તેણે સંસાર પણ જાણ્યો નથી." પોતાને ઇચ્છિત–અનુકૂલ વસ્તુની પ્રાપ્તિ માટે સંશય હોવા છતાં પ્રવૃત્તિ થાય છે, કારણ કે ઈચ્છિત પદાર્થનો સંશય પ્રવૃત્તિનું અંગ છે. અને અનર્થ એટલે પોતાને અનિષ્ટ–પ્રતિકૂલ પદાર્થમાં તથા તે પદાર્થના ઉપાયોમાં સંશય હોવા છતાં તે પોતાને પ્રતિકૂલ હોવાથી તેથી નિવૃત્તિજ થાય છે, કારણ કે અનર્થ–અનિષ્ટ એ નિવૃત્તિનું અંગ છે. આ પ્રમાણે મોક્ષના ઉપાયોમાં સંશય હોવા છતાં તે દરેક પ્રાણીને ઇષ્ટ–અનુકૂલ–હિતકર હોવાથી તેમાં પ્રવૃત્તિ થાય છે, તથા અનર્થ જે સંસાર તથા તેનાં કારણ જે મિથ્યાત્વ અવિરતિ વિગેરે, તેઓમાં સંશય હોવા છતાં પ્રતિકૂલ–અહિતકર હોવાથી તેથી નિવૃત્તિ જ થાય છે. અર્થ જે મોક્ષના ઉપાય, તેઓના સંશયને જાણનાર પુરૂષની તે ઉપાયોને ગ્રહણ કરવા રૂપ પ્રવૃત્તિ થાય છે, અને અનર્થ જે સંસાર તથા તેનાં કારણ મિથ્યાત્વ અવિરતિ વિગેરે, તેઓના સંશયને જાણનારા પુરૂષની તેને ત્યાગવાની પ્રવૃત્તિ થાય છે. એજ વાસ્તવિક રીતે તાત્ત્વિક સંસારજ્ઞાન છે. એજ સૂત્રકાર કહે છે. "સંશયને જાણનાર પુરૂષ ચારગતિ રૂપ સંસાર તથા તેનાં કારણ મિથ્યાત્વ અવિરતિ

વિગેરેને જ્ઞપરિજ્ઞા વડે અનર્થ રૂપે જાણે છે, અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ તેનો ત્યાગ કરે છે." પણ જે સંશયને જાણતો નથી, તે સંસારને પણ જાણતો નથી. એજ સૂત્રકાર દેખાડે છે—"અર્થ અને અનર્થના સંશયને જે પુરૂષ જાણતો નથી તે મોક્ષના ઉપાયરૂપ અર્થને ગ્રહણ કરતો નથી, તેમજ અનર્થ જે સંસાર તથા મિથ્યાત્વ અવિરતિ વિગેરે, તેઓનો ત્યાગ કરતો નથી." અને જ્યારે મોક્ષના ઉપાયો રૂપ અર્થમાં ઉપાદેયપણે અને અનર્થ જે સંસાર વિગેરેમાં ત્યાગ કરવા રૂપે પ્રવૃત્તિ કરતો નથી, ત્યારે અનિત્ય અશુચિમય વિડંબનાઓથી વ્યાપ્ત અને નિઃસાર એવા આ સંસારનું જ્ઞાન થતું નથી.

ન્યાયમતાવલંબીઓ પણ કહે છે કે—

" कृष्यादौ फलसंशयेऽपि यथोपायत्वनिश्चयात् प्रवृत्तिस्तथा धर्मेऽपि "

" જેમ ખેતી વિગેરેમાં ફળનો સંશય હોવા છતાં તેના ઉપાયનો નિશ્ચય હોવાથી પ્રવૃત્તિ થાય છે, તેમ ધર્મને વિષે પણ ફળનો સંશય હોવા છતાં તેના ઉપાયનો નિશ્ચય હોવાથી પ્રવૃત્તિ થાય છે." ॥ ૬૩ ॥

---

## ઢાળ છઠ્ઠી.

मुनि मन सरोवर हंसलो, (अथवा) ऋषभनो वंश रयणायरू, ए देशी.

अवर इस्या नय सांभली, एक ग्रहे व्यवहारो रे ।
मर्म द्विविध तस नवि लहे, शुद्ध अशुद्ध विचारोरे ॥६४॥
तुज विण गति नहीं जंतुने, तुं जगजंतुनो दीवो रे ।
जीवीए तुज अवलंबने, तुं साहेब चिरंजीवो रे ॥तु०॥६५॥

વળી કોઈ બીજો પુરૂષ ઉપર પ્રમાણે વ્યવહારસ્થાપક નય સાંભળીને એકલા વ્યવહારનેજ ગ્રહણ કરે છે, પણ તે વ્યવહારના દ્વિવિધ મર્મને ગ્રહણ કરતો નથી—એક શુદ્ધ વ્યવહાર છે, અને એક અશુદ્ધ વ્યવહાર છે, એ પ્રમાણે પરમાર્થ વિચારને જાણતો નથી. હે નાથ ! પ્રાણીને તારા વિના બીજો કોઈ આધાર નથી, ખરેખર તુંજ જગત્‌ના પ્રાણીઓને સત્ય પદાર્થો બતાવવા દીવા સમાન છે, તારાં અવલંબને—તારા આધારે અમે જીવીએ છીએ—તારી સ્યાદ્વાદવાણીને આધારે અમે જગત્‌માં શ્લાઘ્ય—પ્રશંસાપાત્ર થયા છીએ, માટે હે પ્રભો ! સીમંધરસ્વામી ! તું સાહેબ અમારે શિરે ચિરંજીવી વર્તો. ॥ ૬૪-૬૫ ॥

**जेह न आगम बारीओ, दीसे अशठ आचारो रे ।**
**तेहज बुध बहु मानीओ, शुद्ध कह्यो व्यवहारोरे॥तुज०**

જેથી સિદ્ધાંતમાં બાધા આવતી ન હોય, આચાર અશઠ એટલે અનિંદનીય હોય, અને ઘણા ગીતાર્થ પુરૂષોએ માનેલો હોય તેને જ શુદ્ધ વ્યવહાર કહ્યો છે. શ્રી ધર્મરત્ન પ્રકરણમાં શ્રીમાન્ દેવેન્દ્રસૂરિ ૮૦ મી ગાથામાં જણાવે છે કે—

" मग्गो आगमनीई, अहवा संविग्गबहुजणाइण्णं ।
उभयाणुसारिणी जा, सा मग्गाणुसारिणी किरिया " ॥

"માર્ગ એટલે મુક્તિપુરીમાં પહોંચવાને માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ અથવા ક્ષાયોપશમિક ભાવરૂપ રસ્તો. તે માર્ગ બે પ્રકારનો છે,--એક તો સિદ્ધાંતમાં કહેલો આચાર, અને બીજો ઘણા સંવિગ્ન—ગીતાર્થ પુરૂષોએ આચરેલો આચાર. તે બન્ને માર્ગને અનુસરનારી ક્રિયા-આગમની અબાધાએ અને ગીતાર્થો વડે આચરાતી જે ક્રિયા તે માર્ગાનુસારિણી ક્રિયાં કહેવાય છે." ॥ ૬૬ ॥

**जेहमां निजमति कल्पना, जेहथी नवि भवपारो रे ।**
**अंध परंपरा बांधिओ, तेह अशुद्ध आचारो रे ॥तुज०॥६७**

જેમાં પોતાની જ મતિકલ્પના પ્રમાણે કરાતું હોય, અને આગમની તથા ગીતાર્થોની દરકાર રાખ્યા સિવાય સ્વમતિ-કલ્પના પ્રમાણે જ કરાતું હોવાથી જેથી ભવનો પાર ન પામીએ, તથા જે અંધપરંપરાએ બાંધ્યો હોય—સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર ન કરતાં ગાડરીયા પ્રવાહની માફક અંધપરંપરાને જ આધીન થયેલો હોય તેને અશુદ્ધ આચાર જાણવો. ॥ ૬૭ ॥

**शिथिल विहारीए आचर्यां आलंबन जे कूडां रे ।**
**नियत वासादिक साधुने, ते नवि जाणीए रूडां रे ॥तु०॥६८**

સંયમથી પતિત થયેલા શિથિલવિહારી પાસત્થાદિએ જે નિયતવાસાદિ ખોટાં આલંબન આચર્યાં છે તે સુસાધુને રૂડાં ન જાણીએ—આત્માર્થી સાધુએ તેવાં આલંબનોનો આશ્રય નહીં લેતાં સંયમમાં કોઇ પણ પ્રકારે બાધા ન આવે તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ. આવશ્યકસૂત્રની ૧૧૭૪ તથા ૧૧૭૫ મી ગાથામાં કહ્યું છે કે—

" जे जत्थ जया भग्गा, ओगासं ते परं अविंदंता ।
गंतुं तत्थऽचयंता, इमं पहाणं ति घोसन्ति ॥
नीयावासविहारं, चेइयभत्तिं च अज्जियालाभं ।
विगईसु य पडिबंधं, निद्दोसं चोइया बिन्ति " ॥

"જે શિથિલવિહારી સાધુઓ અનિત્યવાસાદિમાં-એક જગ્યાએ નિયમિત પડ્યા ન રહેવું વિગેરે સાધુધર્મમાં જ્યારે કંટાળો પામેલા હોય-શિથિલ થઇ ગયેલા હોય ત્યારે સતતવિહારાદિ પવિત્ર સાધુધર્મ પાળવાને અસમર્થ થયા છતા, બીજું કાંઇ પણ બહાનું

નહીં મળવાથી 'અમોએ જે સ્વીકાર્યું છે તે દેશ–કાલને અનુસરી ઠીકજ છે ' એમ બોલે છે. અને તેઓને કોઇ સાધુ મહાત્મા પ્રેરણા કરે કે–'મહાનુભાવ ! આવી રીતે આચરવાથી સાધુ ધર્મ–સંયમમાં બાધા આવે, માટે તમો આત્માનું કલ્યાણ કરવાને દીક્ષિત થયેલા હો.તો તમારૂં આચરણ સુધારો.' ત્યારે તેઓ બોલે છે કે—"નિત્યવાસ-એક જગ્યાએ નિવાસ કરવો, ચૈત્યની ભક્તિ, સાધ્વીઓ થકી આહાર વિગેરે મેળવવું, અને દૂધ ઘી વિગેરેમાં આસક્તિ રાખી તેવા પદાર્થો વાપરવા તે નિર્દોષ છે."

તેમાં કેટલાએક વિહારથી કંટાળી ગયેલા નિત્યવાસી—એકજ સ્થળે પડાવ નાખીને રહેલા શિથિલ વિહારી નામધારી સાધુઓ સંગમસ્થવિર આચાર્યનું ઉદાહરણ આપે છે, તેઓ કહે છે કે– "સંગમસ્થવિર ઘણા તપસ્વી, ગીતાર્થ તથા ગુણ–દોષના જાણકાર હતા, છતાં તેઓ નિત્યવાસને વિષે પ્રવર્ત્યા હતા. જો નિત્યવાસ દોષિત હોત તો સંગમસ્થવિર જેવા તપસ્વી અને ગીતાર્થ આચાર્ય નિત્યવાસમાં પ્રવૃત્તિ કરત નહીં."

પરંતુ સંગમસ્થવિર કેવા સંયોગો વચ્ચે નિત્યવાસમાં પ્રવર્ત્યા હતા તે તેઓ વિચારતા નથી. સંગમસ્થવિર ભયંકર દુર્ભિક્ષના સમયમાં, એક સ્થળે રહેતા છતાં આસક્તિ રહિત, અને પોતે વૃદ્ધ હોવાથી અન્ય સ્થળે વિહાર ન કરી શકે તેવી સ્થિતિમાં નિત્યવાસને સેવતા હતા. માટે વિહાર કરવાને સશક્ત આત્માર્થી સાધુએ એવા પુષ્ટ આલંબન વિના એકજ સ્થળે પડ્યા ન રહેવું જોઇએ. સંઘપટ્ટકમાં કહ્યું છે કે—

"पडिबंधो लहुयत्तं, न जणुवयारो न देसविन्नाणं ।
नाऽऽणाराहणमेए, दोसा अविहारपक्खम्मि " ॥

"જો સાધુ વિહાર ન કરે તો–શ્રાવકાદિનો પ્રતિબંધ થાય–શ્રાવકાદિની સાથે મમત્વ–રાગ બંધાઇ જાય, અને તેથી શાસનની અને પોતાની લઘુતા થાય, લોકો ઉપર ઉપકાર ન થાય, નાના પ્રકારના દેશનું વિજ્ઞાન ન થાય, તથા જિનેન્દ્રની આજ્ઞાનું આરાધન ન થાય, આટલા દોષો સાધુ વિહાર ન કરે તો પ્રાપ્ત થાય છે." માટે સશક્ત સાધુએ નિત્યવાસ નહીં કરતાં સતત વિહાર કરવોજ જોઇએ.

વળી ઉપર આવશ્યકની ૧૧૭૫ મી ગાથામાં જણાવ્યા પ્રમાણે કેટલાએક સંયમમાં શિથિલ થયેલા, ચૈત્યભક્તિને સ્વીકારી તેને નિર્દોષ કહે છે. તેઓને કોઈક સંયમી સાધુ કહે કે—" મહાનુભાવ ! સંયમીને ચૈત્યભક્તિ ન કલ્પે." ત્યારે તેઓ કહે છે કે—" અહીં કોઇ ચૈત્યની રક્ષા કરનાર નથી, અને જો અમે ચૈત્યનું રક્ષણ ન કરીએ, ચૈત્યની પૂજા ન કરીએ તો તેનો વિચ્છેદ થઇ જાય, માટે અમોએ સ્વીકારેલ ચૈત્યભક્તિ નિર્દોષ છે. જો ચૈત્યભક્તિ નિર્દોષ ન હોત તો પૂર્વધર વજસ્વામીએ કેમ કરી હતી? માટે ચૈત્યભક્તિ–ચૈત્યપૂજા પણ સાધુઓને મોક્ષનું અંગ છે. ચૈત્યભકિત કરવાથી સાધુપણું ચાલ્યું જતું નથી." આ પ્રમાણે વજસ્વામીનું ઉદાહરણ આપી ચૈત્યભક્તિને નિર્દોષ ઠરાવે છે; પણ કેવા સંયોગો વચ્ચે વજસ્વામીએ ચૈત્યભક્તિ કરી હતી તે ધ્યાનમાં લેતા નથી. મહાત્મા વજસ્વામીએ બૌદ્ધાદિની અપભ્રાજના, વીરશાસનની પ્રભાવના, તથા શ્રાવકોનું વાત્સલ્ય આટલાં આલંબનોને આશ્રીને ચૈત્યભક્તિ કરી હતી, તે સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા નથી, વજસ્વામીએ સકારણ–પુષ્ટઆલંબન આશ્રીને ચૈત્યભકિત કરી, તે આલંબન સંયમાર્થી સાધુએ નિષ્કારણ ન લેવું જોઇએ.

વળી કેટલાએક પોતે આહાર લાવી સંતોષ નહીં પામતા અને ગોચરી લાવવામાં પરિશ્રમથી કંટાળો પામેલા કુસાધુઓ આર્યાઓ–સાધ્વીઓ દ્વારા આહાર મેળવે છે, તેઓને કોઈ આત્માર્થી મહાશય કહે કે–" મહાનુભાવ ! શરીરની ધારણા માટે દોષ રહિત આહાર સાધુએ પોતે લાવવો જોઇએ, અથવા અન્ય સાધુદ્વારા મેળવવો જોઇએ; પણ સાધ્વીઓ દ્વારા ન મંગાવવો જોઇએ." ત્યારે તેઓ ઉત્તર આપે છે કે–"અગ્નિકાપુત્ર આચાર્ય કે જેઓ તેજ ભવે અંતકૃત કેવલી થયા છે, તેઓ પુષ્પચૂલા સાધ્વીએ લાવેલા ભાતપાણીને વાપરતા હતા, માટે સાધ્વીદ્વારા મેળવેલો આહાર વાપરતાં દોષ નથી."

પરંતુ અગ્નિકાપુત્ર આચાર્યનો શિષ્ય સમુદાય ચાલ્યો ગયો હતો, વળી પોતે અતિવૃદ્ધ હોવાથી ગોચરી લાવવાને અસમર્થ હતા, તેથી તેઓ પુષ્પચૂલા સાધ્વીદ્વારા મળતો આહાર પોતે વાપરતા હતા, એ પ્રમાણે સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા નથી. પોતે ગોચરી લાવવાને સમર્થ હોય, વળી સાધુસમુદાય યુક્ત હોવાથી બીજા સાધુદ્વારા પણ આહાર મેળવી શકે તેમ હોય, છતાં માયાવી કુસાધુઓ સાધ્વીઓ દ્વારા આહાર મેળવે છે, અને તેને નિર્દોષ ઠરાવવાને અગ્નિકાપુત્ર આચાર્યનું ઉદાહરણ આપે છે, પરંતુ અગ્નિકાપુત્ર પુષ્પચૂલા સાધ્વીદ્વારા કેવા સંયોગો વચ્ચે આહાર લેતા હતા તે સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા નથી.

વળી કેટલાએક સાધુધર્મથી પતિત થયેલા દૂધ, ઘી વિગેરે વિકાર કરનારા પદાર્થોને સેવે છે. તેઓને કોઇક ત્યાગી મહાત્મા કહે કે—" મહાનુભાવ ! વિકૃતિવાળા પદાર્થ સાધુએ નિષ્કારણ ન સેવવા જોઇએ." ત્યારે તેઓ ઉદાયન મુનિનું ઉદાહરણ

આપે છે, અને કહે છે કે—" ઉદાયન મુનિ કે જેઓ વિકૃતિ-વાળા પદાર્થને વાપરતા હતા, તેઓ શું મુનિ નહીં હતા ?"

પરંતુ ઉદાયનમુનિ પોતે પૂર્વાવસ્થામાં રાજા હોવાથી તથા તેમનું શરીર રોગગ્રસ્ત હોવાથી તેઓને ઠંડુ તથા લૂખું–નીરસ અન્ન વાપરવું યોગ્ય નહીં હતું, અને તેથી તેઓ વિકૃતિવાળા પદાર્થ વાપરતા હતા. પણ જેઓ શક્તિવાળા છે–જેઓને વિકૃતિવાળા પદાર્થ વાપરવાથી સંયમથી ભ્રષ્ટ થવાથી ધાસ્તી રહે છે, તેઓએ ઉદાયન મુનિનું આલંબન લઇ વિકૃતિ પદાર્થ નિષ્કારણ ન જ વાપરવા જોઈએ. આવશ્યક સૂત્રની ૧૧૮૮ મી ગાથામાં કહ્યું છે કે—

" आलंबणाण लोगो, भरिओ जीवस्स अजउकामस्स ।
जं जं पिच्छइ लोए, तं तं आलंबणं कुणइ ॥ "

"જેને શુદ્ધ સાધુધર્મ પાળવાને પ્રયત્ન કરવાની ઇચ્છા નથી તેને આલંબનથી આ લોક ભરેલો છે, અને સંયમમાં પ્રયત્ન કરવાને નહીં ઇચ્છતો તે પ્રાણી જે જે 'નિત્યવાસ' વિગેરે આલંબન દેખે છે તે તે કરે છે, અને તે તે આલંબનનો આશ્રય નિષ્કારણ કરવાથી ધર્મથી પતિત થઇ દુઃખમય સંસારમાં ભટક્યા કરે છે."

જગતમાં બે પ્રકારના પ્રાણીઓ છે–મંદ શ્રદ્ધાવાળા અને તીવ્ર શ્રદ્ધાવાળા. તેઓમાં મંદ શ્રદ્ધાવાળા કોનું આલંબન લે છે તેને માટે આવશ્યકની ૧૧૮૯ મી ગાથામાં જણાવ્યું છે કે—

" जे जत्थ जया जइया, बहुस्सुया चरण-करणपब्भट्ठा ।
जं ते समायरन्ति, आलंबण मंदसड्ढाणं ॥ "

"જે બહુશ્રુતો જે ગામ-નગરાદિમાં જે કાળે જે દુર્ભિક્ષાદિ સમયે ચરણ-કરણથી ભ્રષ્ટ થયા છતા જે પાસત્થાદિરૂપને આચરે છે તે મંદ શ્રદ્ધાવાળાઓનું આલંબન થાય છે. "

તીવ્ર શ્રદ્ધાવાળા કોનું આલંબન લે છે તે જણાવે છે—

" जे जत्थ जया जइया, बहुस्सुया चरण-करणसंपन्ना ।
जं ते समायरन्ति, आलंबण तिव्वसड्ढाणं "

આવશ્યક સૂત્ર, ગાથા ૧૧૯૦ મી.

જે બહુશ્રુતો જે ગામ-નગરાદિમાં જે કાળે જે દુર્ભિક્ષાદિ સમયે ચરણ-કરણ યુક્ત રહ્યા છતા જે 'સાધુપ્રતિમા' વિગેરે સાધુ ધર્મને આચરે છે તે તીવ્ર શ્રદ્ધાવાળાઓનું આલંબન થાય છે. ॥ ૬૮॥

**आज न चरण छे आकरुं, संहननादिक दोषे रे ।**
**एम निज अवगुण ओलवी, कुमति कदाग्रह पोषे रे ॥**
**तुज० ॥ ६९ ॥**

" આજકાલ ચારિત્ર છેજ નહીં, કારણ કે સંઘયણ વિગેરેના દોષથી ચારિત્ર પાળવું અતિ આકરું છે—આજકાલ એવાં સંઘયણ થઇ ગયાં છે કે જેથી ચારિત્ર પળીજ ન શકે, તેથી આ પાંચમે આરે ચારિત્ર હાથ ન આવે." આ પ્રમાણે દુષ્ટમતિ પાસત્થા વિગેરે 'स्वयं नष्टः परान्नाशयति' એ ન્યાયે પોતાના અવગુણ ઓળવીને કદાગ્રહને પોષે છે. પણ " અમે તો અવગુણી છીએ, સાધુધર્મથી ભ્રષ્ટ થયા છીએ, કાળને ઉચિત સરલતાથી યતનાપૂર્વક જે મહાત્મા સાધુધર્મને પાળે છે તે પૂજ્ય છે " એમ સત્ય હકીકત કહેતા નથી.

ધર્મરત્નપ્રકરણની ૮૯ મી ગાથામાં કહ્યું છે કે—

" गीयत्थपारतंता, इय दुविहं मग्गमणुसरंतस्स ।
भावजइत्तं, जुत्तं, दुप्पसहंतं जओ चरणं "

"આગમના જાણકાર ગીતાર્થની આજ્ઞામાં રહીને, સિદ્ધાંતમાં કહેલો આચાર તથા ગીતાર્થ પુરૂષોએ આચરેલો આચાર એ પ્રમાણે

બે પ્રકારના માર્ગને અનુસારે ચાલનાર સાધુને ભાવયતિપણું-સુસાધુપણું એટલે ચારિત્રવાન્પણું યુક્ત છે, કારણકે-દુઃપ્રસહ નામના આચાર્ય પર્યંત ચારિત્ર રહેશે એમ સિદ્ધાંતમાં સંભળાય છે." ॥૬૯॥

**उत्तर गुणमांहे हीणडा, गुरु कालादिक पाखे रे ।**
**मूल गुणे नहिं हीणडा, एम पंचाशक भाखे रे ॥तुज०॥७०॥**

જે ગુરૂ કાલાદિના પ્રભાવથી ઉત્તર ગુણથી હીણા હોય તો પણ મૂલ ગુણ-પંચ મહાવ્રતથી હીણા ન હોય તો તે ગુરૂજ કહેવાય; તેમને ગુરૂ તરીકે માન આપી ત્યાગ ન જ કરવો, એમ પંચાશક ગ્રંથના અગીયારમા પંચાશકની ૩૫મી ગાથામાં કહ્યું છે—

" **गुरुगुणरहिओ वि इहं, दट्ठव्वो मूलगुणविउत्तो जो ।**
**ण उ गुणमेत्तविहीणो त्ति, चंडरुद्दो उदाहरणं** " ॥

"ગુરૂના ગુણ વડે રહિત એટલે જે પાંચ મહાવ્રત રૂપ અથવા સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયારૂપ મૂલગુણ વડે રહિત હોય તે ગુરૂ ન કહેવાય, અને આત્માર્થી સાધુએ તેવા કુગુરૂનો ત્યાગ કરી પંચમહાવ્રતધારી ગીતાર્થ ગુરૂનો આશ્રય લેવો. પણ જે ફક્ત ક્ષાન્ત્યાદિ કોઇક ગુણમાત્ર વડે હીન હોવા છતાં પંચમહાવ્રતને સમ્યક્ પ્રકારે પાળતા હોય, તો તેમને ગુરૂ તરીકે માન આપી તેમનો ત્યાગ નજ કરવો જોઇએ, અહીં ચંડરૂદ્રાચાર્યનું ઉદાહરણ છે" ચંડરૂદ્રાચાર્ય સ્વાભાવથીજ અતિક્રોધી હોવા છતાં પોતે બહુશ્રુત હતા, અને પંચમહાવ્રતને અવિચ્છિન્ન પાળતા હતા; જેથી તેમનો ગીતાર્થ અને આત્માર્થી શિષ્યોએ ત્યાગ નહિં કર્યો હતો, તથા બહુમાન પામ્યા હતા. માટે ક્ષમા વિગેરે ગુણ ન હોય, છતાં જો મૂળ ગુણમાં બાધા ન આવી હોય તો તેવા ગુરૂનો ત્યાગ ન જ કરવો.

ગુરૂઆજ્ઞા પાલન એજ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રય

છે. પંચાશક ગ્રંથના અગીયારમા પંચાશકની સાતમી ગાથામાં કહ્યું છે કે—

"गुरुपारतंतनाणं, सद्दहणं एयसंगयं चेव।
एत्तो उ चरित्तीणं, मासतुसादीणमुद्दिट्टं"

"વિશિષ્ટ શ્રુતરહિત પુરૂષોને પણ ગુરૂપરતંત્રતાએ જ્ઞાન અને દર્શન માનવાં એ યુક્ત જ છે, કારણ કે, વિશિષ્ટશ્રુતરહિત પુરૂષોને પણ ગુરૂપરતંત્રતાએ જ્ઞાન અને દર્શન માનેલાં છે, તેથીજ ચારિત્ર-વાળા માષતુષાદિ અતિજડ સાધુઓને પણ જ્ઞાન, દર્શન કહ્યાં છે." જો વિશિષ્ટશ્રુત રહિત માષતુષાદિને જ્ઞાન—દર્શન યુક્ત ન માનીએ તો તેઓને ચારિત્રી પણ ન માનવા જોઇએ, કારણ કે, જ્ઞાન અને દર્શનને આધીન ચારિત્ર છે. જ્યાં સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન નથી ત્યાં સમ્યક્ચારિત્ર પણ નથી, અને માષતુષાદિને ચારિત્રી તો માનેલા છે, માટે ગુરૂપરતંત્રતાએ ચારિત્ર પાળતા તેઓને જ્ઞાન દર્શન પણ માનવાંજ જોઇએ. ॥ ૭૦ ॥

**परिग्रह ग्रह वश लिंगीया, लेइ कुमति रज माथे रे।**
**निजगुण परअवगुण लहे, इंद्रिय वृषभ न नाथेरे ॥तुज०॥७१**

પરિગ્રહને વશ થયેલા લિંગધારી કુમતિઓ કુમતિરૂપી રજ માથે લઈને, પોતાના ગુણની અને પારકાના અવગુણની લવારી કરે છે, પણ પોતાની ઈંદ્રિયો રૂપી વૃષભને નાથતા નથી—ઇંદ્રિયોને કાબુમાં રાખતા નથી; તેથી સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ સંસારની વૃદ્ધિ કરે છે.

**नाण रहित हित परिहरी, निज दंसण गुण लूंसे रे।**
**मुनिजनना गुण सांभली, तेह अनारज रूसे रे ॥**
**॥ तुज० ॥ ७२ ॥**

એમ પોતાના અવગુણને પણ ગુણરૂપે વર્ણવનારા અને પારકાના ગુણને પણ અવગુણરૂપે લવનારા કુસાધુઓ સમ્યગ્જ્ઞાન રહિત થયા થકા આત્માનું હિત પરિહરી પોતાના દર્શનગુણને નષ્ટ કરે છે, અને ચારિત્રપાત્ર સુસાધુના ગુણને સાંભળી તે અનાર્ય–કુસાધુ રોષ કરે છે.

ઉપદેશમાળાની ૩૫૧મી ગાથામાં કહ્યું છે કે—

" गुणहीणो गुणरयणायरेसु जो कुणइ तुल्लमप्पाणं ।
सुतवस्सिणो अ हीलइ, सम्मत्तं कोमलं तस्स " ॥

" જે ચારિત્રાદિક ગુણે કરીને હીન એવો કુસાધુ ગુણના સમુદ્રરૂપ સુસાધુઓની સાથે પોતાના આત્માને તુલ્ય કરે છે, એટલે 'હું પણ સાધુ છું' એમ માને છે; તથા જે સારા તપસ્વી મહાત્માઓની હીલના કરે છે, તે ભ્રષ્ટાચારી સાધુનું સમકિત કોમલ છે–અસાર છે, અર્થાત્ તેને મિથ્યાદૃષ્ટિ જાણવો. "

**अणुसम दोष जे परतणो, मेरु समान ते बोलेरे ।**
**जेहशुं पापनी गोठडी, तेहशुं हियडलुं खोलेरे ॥तुज०॥७३**

વળી તે કુસાધુ પારકાનો દોષ પરમાણુ માત્ર–ઘણોજ થોડો હોય, તો પણ દ્રોહબુદ્ધિએ તે દોષને મેરૂ સમાન કરીને બોલે છે; અને જે મહાપાપી હોય–જેની પાપમય પ્રવૃત્તિ હોય તેની સાથે પોતાના હૃદયની વાત ખોલીને કરે છે, પણ જેઓ પુણ્યશાળી અને કર્મની નિર્જરા કરનારા સુસાધુઓ હોય તેઓની સાથે આંતરૂં રાખે છે–ખરી વાત છુપાવી ખોટી વાત કરે છે.

**सूत्र विरुद्ध जे आचरे, थापे अविधिना चाला रे ।**
**ते अतिनिबिड मिथ्यामति, बोले उपदेशमाला रे ॥**
**॥ तुज० ॥ ७४ ॥**

જે સૂત્રવિરૂદ્ધ આચરણ કરે, અને પોતે નિર્ગુણી હોવા છતાં ગુણી મનાવવાનો દાવો કરી, તથા બીજા ગુણી હોવા છતાં નિર્ગુણી મનાવવાનો પ્રયત્ન કરી સૂત્ર વિરૂદ્ધ માર્ગ ચલાવે, તેને અતિનિબિડ મિથ્યામતિ કહીએ એમ ઉપદેશમાલા બોલે છે. ઉપદેશમાલાની ૫૦૪મી ગાથામાં કહ્યું છે કે—

" जो जहवायं न कुणइ, मिच्छद्दिट्ठी तओ हु को अन्नो ? ।
वड्ढेइ मिच्छत्तं, परस्स संकं जणेमाणो ॥ "

જે પુરૂષ જેવું બોલે તેવું આચરણ કરતો નથી–બોલવા પ્રમાણે પાળતો નથી તે પુરૂષથી બીજો કયો પુરૂષ મિથ્યાદૃષ્ટિ જાણવો ? તેનેજ મિથ્યાદૃષ્ટિ જાણવો, તેનાથી બીજો કોઇ વિશેષ મિથ્યાદૃષ્ટિ નથી. કારણ કે, તે સૂત્ર વિરૂદ્ધ આચરણ કરી બીજા લોકોને શંકા ઉત્પન્ન કરાવતો છતો મિથ્યાત્વને વૃદ્ધિ પમાડે છે."

**पामर जन पण नवि कहे, सहसा जूठ सशूको रे ।**
**जूठ कहे मुनिवेष जे, ते परमारथ चूको रे ॥तुज०॥७५॥**

જંગલી અનાર્ય લોકો કે જેઓ ધર્મને જાણતા પણ નથી તેઓ પણ સહસાકારે ગ્લાનિ ઉત્પન્ન કરાવનાર જુઠું બોલતા નથી, ત્યારે જે સાધુવેષધારી થઇને જુઠું બોલે છે, ખરેખર તે પરમાર્થથી ભ્રષ્ટ થાય છે, મુનિનો પવિત્ર વેષ પહેરવા છતાં તે આત્મકલ્યાણ સાધી શકતો નથી. ॥ ૭૫ ॥

**निर्दय हृदय छकायमां, जे मुनिवेषे प्रवर्ते रे ।**
**गृह–यति धर्मथी बाहेरा, ते निर्धन गति वर्ते रे ॥तुज०॥७६॥**

જેઓ પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છકાયમાં નિર્દય હૃદય થકા મુનિવેષે પ્રવર્તે છે, તેઓ યતિધર્મ અને ગૃહસ્થધર્મથી બાહ્ય છે–તે બન્ને ધર્મ પૈકી

એક પણ ધર્મ પાળી શકતા નથી. કારણ કે—છકાયની દયારૂપ સાધુધર્મ આરાધતા નહિં હોવાથી તેઓ સાધુ કહેવાય નહિં, તેમ વેષધારી થઇ ભિક્ષા માગીને ખાય છે, જેથી ગૃહસ્થ પણ કહેવાય નહિં, તેથી તેઓ ભિખારી કહેવાય છે. અને તેથી નિર્ધન ગતિ એટલે ભીખારીયોના ટોળામાં ગણાય છે. ॥ ૭૬ ॥

**साधुभगति जिनपूजना, दानादिक शुभ कर्म रे ।**
**श्रावक जिन कह्यो अतिभलो, नहिं मुनिवेष अधर्म रे**
**॥ तुज० ॥ ७७ ॥**

સાધુની ભક્તિ, જિનેશ્વરની પૂજા, અને દાન, શિયળ, તપ તથા ભાવધર્મ વડે શુભકર્મી શ્રાવકજનને જિનેંદ્રે અતિ ભલો કહ્યો છે; પણ મુનિવેષે જે અધર્મી હોય તેને ભલો કહ્યો નથી. મુનિવેષ ધારણ કરવા છતાં ભ્રષ્ટાચારી થઇ ધર્મ વિરૂદ્ધ આચરણ કરી જે મુનિવેષને લજવે છે, તેવા અધર્મી કરતાં સાધુ મહાત્માનો ભક્ત જિનેંદ્રની પૂજા કરનાર અને દાન વિગેરે ચાર પ્રકારના ધર્મનું પાલન કરનાર શ્રાવક અતિ શ્રેષ્ઠ છે.

ઉપદેશમાલાની ૫૦૨ ગાથામાં કહ્યું છે કે—

“ अरिहंतचेइआणं, सुसाहू पूयारओ दढायारो ।
सुसावगो वरतरं, न साहुवेसेण चुअधम्मो ” ॥

“ હે ભવ્યપ્રાણી ! જો તું સાધુપણું ધારણ કરવા અસમર્થ હો, તો અરિહંતના ચૈત્યની પૂજામાં તત્પર થા, ઉત્તમ સાધુઓની સત્કાર—સન્માનાદિ પૂજામાં આસકત થા, અને દઢાચારવાળો એટલે અણુવ્રત પાળવામાં કુશળ એવો સુશ્રાવક થા, તે ઘણું શ્રેષ્ઠ છે. એટલે એવું શ્રાવકપણું ધારણ કરવું તે બહુ સારૂં છે, પરંતુ સાધુવેષે કરીને—સાધુવેષ ધારણ કરીને ધર્મથી ભ્રષ્ટ થવું

એ શ્રેષ્ટ—સારૂં નથી, કેમકે આચારભ્રષ્ટ થઈને માત્ર વેષ ધારણ કરવાથી કાંઇ પણ ફળ નથી. "॥ ૭૭ ॥

**केवल लिंगधारी तणो, जे व्यवहार अशुद्धो रे ।**
**आदरीए नवि सर्वथा, जाणी धर्म विरूद्धो रे ॥तु०॥७८॥**

જ્ઞાનાદિક ગુણ વિના કેવળ લિંગધારીનો જે આચાર તે અશુદ્ધ વ્યવહાર સમજવો, તે અશુદ્ધ વ્યવહારને ધર્મ વિરૂદ્ધ જાણી સર્વથા આદર કરવો નહીં. ॥ ૭૮ ॥

આ છઠ્ઠી ઢાળનો પરમાર્થ એ છે કે-નિશ્ચયયુક્ત જે વ્યવહાર તે શુદ્ધ વ્યવહાર સમજવો, અને તે આદરણીય છે. નિશ્ચય પ્રતિકૂલ જે વ્યવહાર તે અશુદ્ધ વ્યવહાર; અને તે અનાદરણીય છે.

---

## ढाळ सातमी.

---

आगे पूरव वार नवाणुं, ए देशी ।

**जे मुनिवेष शके नवि छांडी, चरणकरण गुण हीणा जी**
**ते पण मारगमांहे दाख्या, मुनिगुण पक्षे लीणा जी ॥**
**मृषावाद भवकारण जाणी, मारग शुद्ध परूपे जी ।**
**वंदे नवि वंदावे मुनिने, आप थइ निजरूपे जी ॥७९॥**

જેઓ ચરણ-કરણ ગુણ હીણા હોય—સાધુગુણથી રહિત હોય, ઉપદેશમાલાની ૫૦૧ ગાથામાં કહ્યું છે કે—

" जइ न तरसि धारेउं, मूलगुणभरं सउत्तरगुणं च ।
मुत्तूण तो तिभूमी, सुसावगत्तं वरतरागं ॥

"હે ભવ્યપ્રાણી! જો કદાચ તું સમિતિ વિગેરે ઉત્તર ગુણના સમૂહ સહિત પંચમહાવ્રતરૂપ મૂલ ગુણના ભારને વહન કરવા

શક્તિમાન ન હો, તો તારે જન્મભૂમિ વિહારભૂમિ અને દીક્ષા-ભૂમિ એ ત્રણ ભૂમિનો ત્યાગ કરીને સુશ્રાવકપણું અંગીકાર કરવું તે અતિ શ્રેષ્ઠ છે."

ઇત્યાદિ ઉપદેશમાલામાં જણાવવા પ્રમાણે જેઓ સાધુના ગુણનો ક્રમ ન સાચવે, છતાં પણ ધારણ કરેલા મુનિવેષને લજ્જાદિથી છોડી શકતા ન હોય; તેઓ જો મુનિ–મહાત્માના ગુણપક્ષમાં લીન હોય–પ્રીતિવાળા હોય, શુદ્ધ આચાર જણાવતા હોય, મૃષાવાદને સંસારનું કારણ જાણી શુદ્ધમાર્ગ પ્રરૂપતા હોય, મુનિરાજને પોતે ભાવથી વંદન કરતા હોય, પણ પોતે નિજરૂપ થઈને વાંદવા ન દેતા હોય, તો તેઓને પણ માર્ગમાં દેખાડ્યા છે. તેઓ સાધુધર્મને સમ્યક્ પ્રકારે નહિં પાળવા છતાં શુદ્ધ માર્ગ પ્રરૂપતા હોવાથી, સાધુના ગુણોની પ્રીતિવાળા હોવાથી, અને પોતાના આત્માને હલકો માની આત્માની નિંદા કરવાવાળા હોવાથી આત્માને શુદ્ધ કરે છે, અને કર્મને ખપાવે છે. ઉપદેશ માલાની ૫૧૪ થી ૫૧૭ મી ગાથામાં જણાવ્યું છે કે—

" संविग्गपक्खियाणं, लक्खणमेयं समासओ भणियं ।
ओसन्नचरणकरणा वि, जेण कम्मं विसोहन्ति ॥
सुद्धं सुसाहुधम्मं, कहेइ निंदइ य नियमायारं ।
सुतवस्सियाण पुरओ, होइ य सव्वोमरायणीओ ॥
वंदइ, नइ वंदावइ, कियकम्मं कुणइ कारवे नेय ।
अत्तट्ठा न वि दिक्खइ, देइ सुसाहूण बोहेउं ॥
ओसन्नो अत्तट्ठा, परमप्पाणं च हणइ दिक्खन्तो ।
तं छुहइ दुग्गईए, अहिययरं बुड्डइ सयं च ॥ "

१ सर्वेभ्योऽपि अवमरात्रिको—लघुः

"સંવિગ્ન-ગીતાર્થ સાધુઓનો જેમને પક્ષ છે, એટલે જેઓ સંવિગ્નગુણી સાધુઓના ક્રિયા-અનુષ્ઠાનમાં આસક્ત છે, તેવા સંવિગ્નપક્ષીઓનું લક્ષણ સંક્ષેપથી તીર્થંકરોએ નીચે પ્રમાણે જણાવ્યું છે, કે જેણે કરીને ચરણ અને કરણને વિષે શિથિલ થ-યેલા મનુષ્યો પણ જ્ઞાનાવરણીયાદિક કર્મને શુદ્ધ કરે છે-ખપાવે છે. લોકો પાસે શુદ્ધ-નિર્દોષ એવા સાધુધર્મની પ્રરૂપણા કરે, પોતાના આચારની-શિથિલપણા વિગેરેની નિંદા કરે, તથા સારા તપસ્વી સાધુઓની પાસે સર્વથી પણ લઘુ થાય, એટલે નવીન દીક્ષિત સાધુથી પણ પોતાના આત્માને લઘુ માને. વળી લઘુ એવા પણ સંવિગ્ન સાધુને પોતે વાંદે, પણ તેમની પાસે પોતાને વંદાવે નહિં; અને પોતાને માટે ( પોતાની પાસે દીક્ષા લેવાને માટે ) આવેલા શિષ્યને પોતે દીક્ષા આપે નહિં, પણ તેને પ્રતિબોધ પમાડીને સુ-સાધુ પાસે મોકલે -તેની પાસે દીક્ષા અપાવે, પણ પોતે આપે નહિં. ઉપર જણાવી ગયા પ્રમાણે ન કરતાં અવસન્ન એટલે શિ-થિલ એવો છતો જે પોતાને માટે બીજાને દીક્ષા આપે છે તે તેને (શિષ્યને) અને પોતાના આત્માને હણે છે, કેમકે-તે શિષ્યને દુર્ગતિમાં નાખે છે, અને પોતાના આત્માને પણ પૂર્વની અવસ્થા કરતાં અધિકતર સંસારસમુદ્રમાં ડુબાડે છે" ॥ ૫૧૪ થી ૫૧૭ ॥

ગચ્છાચાર પયન્નામાં કહ્યું છે કે—

" सुद्धं सुसाहुमग्गं, कहमाणो ठवइ तईयपक्खम्मि।
अप्पाणं इयरो पुण, गिहत्थधम्माउ चुक्कत्ति " ॥ ३२ ॥

" जइ वि ण सक्के काउं, सम्मं जिणभासियं अणुट्ठाणं।
तो सम्मं भासिज्जा, जह भणियं खीणरागेहिं " ॥ ३३ ॥

" ओसन्नो वि विहारे, कम्मं सोहेइ सुलभबोही य।
चरणं करणविसुद्धं उववूहंतो परूवंतो " ॥ ३४ ॥

" જે શુદ્ધ એવા સુસાધુ ધર્મની પ્રરૂપણા કરે છે તે પોતાના આત્માને સંવિગ્નપક્ષમાં સ્થાપે છે–તે સંવિગ્નપક્ષી બની પોતાનાં કર્મ ખપાવે છે, પણ જે શુદ્ધ પ્રરૂપણા કરતો નથી તે ગૃહસ્થધર્મથી પણ ભ્રષ્ટ થાય છે."

" જો કે શિથિલ થયેલો સાધુ જિનેન્દ્રભાષિત પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અનુષ્ઠાન–ક્રિયાને સમ્યક્ પ્રકારે પોતે પાળી શકતો ન હોય, તો પણ વીતરાગ ભગવંતે જે પ્રકારે કહ્યું છે તે પ્રમાણેજ શુદ્ધ પ્રરૂપણા કરે "

" વિહારને વિષે શિથિલ થયેલો પણ સાધુ જો કરણ વડે વિશુદ્ધ એવા ચારિત્રને વહન કરતો હોય, અને સભા સમક્ષ તેની શુદ્ધ પ્રરૂપણા કરતો હોય તો પોતાનાં કર્મોને ખપાવે છે; અને તેને સમ્યક્ત્વ સુલભ થાય છે " ॥ ૭૯ ॥

**मुनिगुण रागे पूरा शूरा, जे जे जयणा पाले जी ।**
**ते तेहथी शुभभाव लहीने, कर्म आपणां टाले जी ॥**
**आप हीनता जे मुनि भाषे, मान सांकडे लोके जी।**
**ए दुर्धर व्रत एहनुं दाख्युं, जे नवि फूले फोकेजी ॥८०॥**

જે સાધુ, મુનિગુણના રાગમાં પૂરા હોય, અને મુનિગુણની પ્રશંસા કરવાને શૂરા હોય; તથા નિર્દોષ આહાર–પાણી વિગેરે ગ્રહણ કરી જયણા પાળતા હોય, તે મહાત્મા તેથી શુભ ભાવ ગ્રહણ કરીને પોતાનાં કર્મને ટાળે છે–નષ્ટ કરે છે. સંસારમાં લોકો માનથી સાંકડા બનેલા છે–અહંકારથી ભરપૂર બની સંકુચિત વૃત્તિવાળા હોઇ ગુણી મહાત્માઓને પણ ગુણી તરીકે માનતા નથી, આવા અભિમાનથી ભરેલા આ લોકમાં જે મુનિ પોતાની હીનતા બોલે છે–" આ મહાત્માઓ મહા ગુણી છે, તેઓની અપેક્ષાએ

હું કાંઈ ગુણી નથી" એ પ્રમાણે પોતાની હીનતા કહે છે, અને નકામો કુલતો નથી, તેજ તેનું દુર્ધરવ્રત છે-પોતાની હીનતા પોતાને મુખે બોલવી એ કાંઇ નાની સૂની વાત નથી. તેમ છતાં જે સત્યપ્રિય મુનિ પોતાને મુખે બીજાઓના ગુણ ગાઇ પોતાની હીનતા બોલે છે તેજ તેનું દુષ્કર વ્રત છે, કે જેથી પોતે ગુણનો રાગી બનવાથી ગુણી થાય છે, અને છેવટે વીતરાગનો માર્ગ પ્રાપ્ત કરી અનંતસુખમય મોક્ષ મેળવવા ભાગ્યશાળી બને છે. ઉપદેશમાલાની ૫૨૪ મી ગાથામાં કહ્યું છે કે—

" आयरतरसंमाणं, सुदुक्करं माणसंकडे लोए ।
संविग्गपक्खियत्तं, ओसन्नेणं फुडं काउं ॥ "

"અહંકારે કરીને સાંકડા એટલે અભિમાનથી ભરેલા આ સંસારને વિષે અત્યંત આદરે કરીને સુસાધુઓનું સન્માન કરવું એ અતિ દુષ્કર છે, તેમજ અવસન્ન એટલે શિથિલ આચારવાળાએ સ્ફુટ-પ્રગટપણે સંવિગ્નોનું પક્ષપાતીપણું કરવું-સંવિગ્નપક્ષના અનુરાગી થવું એ અતિ દુષ્કર છે." ॥ ૮૦ ॥

મોક્ષમાં પહોંચાડનારા ત્રણ માર્ગ છે, તથા સંસારમાં ભટકાવનારા ત્રણ માર્ગ છે, તે દર્શાવે છે—

**प्रथम साधु बीजो वर श्रावक, त्रीजो संवेग पाखी जी।**
**ए त्रणे शिवमारग कहीए, जिहां छे प्रवचन साखीजी ॥**
**शेष त्रण भवमारग कहीए, कुमत कदाग्रह भरियाजी।**
**गृहि यतिलिंग कुलिंगे लखीए, सकलदोषना दरियाजी ॥८१**

પહેલો સાધુધર્મ—પંચમહાવ્રત તથા વિધિપૂર્વક સાધુની ક્રિયાને સમ્યક્ પ્રકારે પાળવી, બીજો ઉત્તમશ્રાવક—શાસ્ત્રમાં પ્રરૂપેલા શ્રાવકધર્મનું યથાસ્થિત પાલન કરનાર, ત્રીજો સંવેગપક્ષી એટલે

કર્મના દોષથી પોતે સાધુધર્મને યથાસ્થિત ન પાળી શકતો હોય, પણ સંવેગપક્ષનો અનુરાગી હોય–સત્યપરાયણ બની સુસાધુઓના ગુણાનુવાદ બોલે, અને તત્ત્વોને સત્યરૂપે પ્રરૂપે; આ ત્રણને મોક્ષમાર્ગ કહીએ, જ્યાં ઉપદેશમાલાદિ પ્રવચનની શાખ છે. બાકીના ત્રણ સંસારમાર્ગ જાણવા, પહેલો ગૃહસ્થલિંગે બ્રાહ્મણાદિ, બીજો યતિલિંગે નિહ્નવાદિ–દ્રવ્યથી મુનિવેષને ધારણ કરનાર, અને ત્રીજો કુલિંગે તાપસ જોગી ભરડા વિગેરે; આ ત્રણે માર્ગ કુમતિ અને કદાગ્રહથી ભરેલા છે, તથા સકલ દોષના સમુદ્ર છે, આ ત્રણ માર્ગમાં પડેલો પ્રાણી સંસારમાં ભટક્યા કરે છે. ઉપદેશમાલાની ૫૧૯ અને ૫૨૦ મી ગાથામાં મહાત્મા શ્રી ધર્મદાસગણિ જણાવે છે કે—

" सावज्जजोगपरिवज्जणाउ, सव्वुत्तमो अ जइधम्मो ।
बीओ सावगधम्मो, तईओ संविग्गपक्खपहो ।
सेसा मिच्छद्दिट्ठी, गिहिलिंग–कुलिंग–दव्वलिंगेहिं ।
जह तिन्नि य मुक्खपहा, संसारपहा तहा तिन्नि ॥ "

મોક્ષના ત્રણ માર્ગ છે, જેમાં પહેલો યતિધર્મ સર્વથી ઉત્તમ છે, કારણ કે તેમાં સર્વ સાવદ્યયોગનું વર્જન થાય છે; બીજો માર્ગ શ્રાવક ધર્મ છે, અને ત્રીજો માર્ગ સંવિગ્નપક્ષના અનુરાગી થવું. આ ત્રણ માર્ગ સિવાયના બાકીના ત્રણ માર્ગને મિથ્યાદૃષ્ટિ જાણવા. પહેલો ગૃહિલિંગ-બ્રાહ્મણાદિ ગૃહિલિંગને ધારણ કરનાર, બીજો કુલિંગ–જોગી ભરડા સંન્યાસી વિગેરે કુલિંગને ધારણ કરનાર, અને ત્રીજો દ્રવ્યલિંગ એટલે વેષમાત્રથી યતિલિંગને ધારણ કરનાર નિહ્નવાદિ ઉપર બતાવેલા ત્રણ જેમ મોક્ષમાર્ગ છે, તેમ આ મિથ્યાદૃષ્ટિ ગૃહિલિંગાદિ ત્રણે સંસારના માર્ગ

જાણવા—એટલે તે ત્રણે સંસારના હેતુ છે ॥ ૮૧ ॥

**जे व्यवहार मुगति मारगमां, गुणठाणाने लेखेजी ।**
**अनुक्रमे गुणश्रेणिनुं चढवुं, तेहज जिनवर देखेजी ॥**
**जे पण द्रव्यक्रिया प्रतिपाले, ते पण सन्मुख भावेजी ।**
**शुक्ल बीजनी चंद्रकला जेम, पूर्णभावमां आवेजी ॥८२**

જેમ ગુણઠાણાને લેખે પ્રાણી ક્રમે ક્રમે ઉચ્ચ ગુણશ્રેણિએ ચડે છે, તેમ વ્યવહારથી પણ પ્રાણી મોક્ષમાર્ગમાં ઉચ્ચગુણશ્રેણિએ ચડે છે, તેજ શ્રીજિનેંદ્ર ભગવંત દેખે છે—લોકાલોકપ્રકાશી કેવલજ્ઞાનવડે દેખી રહ્યા છે, અને વ્યવહારે ક્રમે ક્રમે ઉચ્ચ ગુણશ્રેણિએ ચડે છે તેમ પ્રરૂપ્યું છે, માટે જે પ્રાણી સન્મુખભાવે—આદર અને પ્રીતિપૂર્વક દ્રવ્યક્રિયા પણ પાળે છે તે શુક્લપક્ષની બીજની ચંદ્રકલાની જેમ અનુક્રમે પૂર્ણભાવમાં આવે છે, માટે વ્યવહારનો ત્યાગ નજ કરવો ॥ ૮૨ ॥

**ते कारण लज्जादिकथी पण, शील धरे जे प्राणीजी ॥**
**धन्य तेह कृतपुण्य कृतारथ, महानिशीथे वाणीजी ॥**
**ए व्यवहारनये मन धारो, निश्चयनय मत दाख्युंजी ।**
**प्रथम अंगमां वितिगिच्छाए, भावचरण नवि भाख्युंजी ॥८३**

ઉપરની ગાથામાં જણાવ્યા પ્રમાણે દ્રવ્યક્રિયાથી પણ પ્રાણી ગુણશ્રેણિએ ચડે છે, તેજ કારણથી "જે પ્રાણી લજ્જાદિથી પણ શિયળ પાળે છે તે પ્રાણી ભાગ્યશાળી છે, ધન્યવાદને પાત્ર છે, પુણ્યશાળી છે." એમ શ્રીમહાનિશીથસૂત્રમાં પ્રરૂપ્યું છે—

" धन्ने णं से पुरिसे कयत्थे महाणुभावे जे लोगलज्जाए वि सीलं पालेइ, धन्ना णं सा कयत्था कयलक्खणा महाणुभावा जा णं लोगलज्जाए वि सीलं पालेइ "

" તે પુરૂષ ધન્ય છે, કૃતાર્થ છે, મહાનુભાવ છે, જે લોકલજ્જાથી પણ શિયળ પાળે છે. તે સ્ત્રી ધન્ય છે, કૃતાર્થ છે, કૃતલક્ષણ છે એટલે ઉત્તમ લક્ષણવાળી છે, મહાનુભાવ છે, જે લોકલજ્જાથી પણ શિયળ પાળે છે. "

આ પ્રમાણે વ્યવહારનયની અપેક્ષાએ સમજવું. પહેલું અંગ શ્રીઆચારાંગસૂત્રમાં કહ્યું છે કે–'મનની અસમાધિએ ભાવચારિત્ર નથી.' તે નિશ્ચયનયની અપેક્ષાએ સમજવું. આવી રીતે ભિન્ન ભિન્ન નયની અપેક્ષાએ ભિન્ન ભિન્ન અર્થ પ્રમાણ છે. ॥ ૮૩ ॥

---

## ढाळ आठमी

---

चोपाइनी देशी ।

**अवर एक भाषे आचार, दयामात्र शुद्धज व्यवहार ।**
**जे बोले तेहज उत्थपे, शुद्ध करुं हुं मुख इम जपे ॥८४॥**

વળી કોઈ બીજો કહે છે કે–જે કેવળ દયા તેજ શુદ્ધ વ્યવહાર છે, અને 'હું શુદ્ધ કરૂં છું.–શુદ્ધ વ્યવહાર પાળું છું.' એમ મુખે બોલે છે. આ પ્રમાણે બોલતો થકો પોતે જિનેશ્વરની આણાને ઉત્થાપે છે, કારણ કે છકાયથી ભરેલા આ લોકમાં કેવી રીતે કેવળ દયા પાળી શકાય ? ॥ ૮૪ ॥

**जिनपूजादिक शुभ व्यापार, ते माने आरंभ अपार ।**
**नवि जाणे उतरतां नईं, मुनिने जीवदया क्यां गइ ? ॥८५॥**

જિનપૂજા વિગેરે જે શુભ ક્રિયા છે—શુભભાવનું કારણ હોઇ મોક્ષગતિને આપનાર છે તેને અપાર આરંભ માને છે, પણ તે

સમજતો નથી કે, મુનિને નદી ઉતરતાં જીવદયા કયાં ગઇ ? કદાચ તે બોલે કે, જયણાથી નદી ઉતરે તો જીવદયા પળી શકે છે: તો તેણે જાણવું જોઇએ કે—

" जत्थ जलं तत्थ वणं, जत्थ वणं तत्थ अग्गी, जत्थ अग्गी तत्थ वाऊ " इत्यादि ।

જલ પોતે અપ્કાય છે, જ્યાં જલ છે ત્યાં વનસ્પતિકાય છે, જ્યાં વનસ્પતિકાય છે ત્યાં તેઉકાય છે, જયાં તેઉકાય છે ત્યાં વાઉકાય છે, જલ પૃથ્વીકાય ઉપર છે, અને જલમાં રહેતા મત્સ્યાદિ ત્રસકાય છે. આ પ્રમાણે નદી ઉતરતાં છકાયની વિરાધના થતી હોવાથી મુનિને નદી ઉતરતાં જીવદયા કયાં ગઇ ? ॥ ૮૫ ॥

**जो ऊतरतां मुनिने नदी, विधिजोगे नवि हिंसा वदी ।**
**तो विधिजोगे जिनपूजना, शिवकारण मत भूलो जना ॥**

જો કહેશો કે—" મુનિને આશયની વિશુદ્ધિપૂર્વક નદી ઉતરતાં હિંસા કહી નથી—જો કે નદી ઉતરતાં જીવોની વિરાધના થાય છે, પણ વિધિપૂર્વક જયણાથી આશયની નિર્મળતાએ નદી ઉતરતાં મુનિને હિંસા કહી નથી " તો તેના ઉત્તરમાં જણાવવાનું કે–વિધિયોગે શુભભાવથી જયણાપૂર્વક જિનેન્દ્રની પૂજા પણ મોક્ષનું કારણ છે, એ વાતને હે લોકો ! તમે ન ભૂલો ॥ ૮૬ ॥

**विषयारंभतणो ज्यां त्याग, तेहथी लहीए भवजल ताग।**
**जिनपूजामां शुभभावथी, विषयारंभ तणो भय नथी॥८७**

જે ક્રિયામાં વિષયારંભનો ત્યાગ છે તે ક્રિયાથી ભવજલનો તાગ–છેડો લઇએ. અલબત, સંસારનાં કારણભૂત વિષયોનો આરંભ પાપની વૃદ્ધિ કરનારો છે, પણ જે શુભ આરંભ છે–જેથી અશુભભાવની નિવૃત્તિ થાય છે તેથી પાપનો ક્ષય થાય છે.

જિનેન્દ્રની પૂજામાં વીતરાગદેવના ગુણનું ધ્યાન થાય છે, અને વીતરાગપ્રભુના ગુણના ધ્યાનરૂપી શુભભાવથી વિષયારંભનો ભય નથી. માટે જિનપૂજાદિક શુભ આરંભ છે, અને તેમાં અશુભભાવની નિવૃત્તિરૂપી મોટો ગુણ છે. ॥ ૮૭ ॥

**सामायिक प्रमुखे शुभभाव, यद्यपि लहिए भवजल नाव।**
**तो पण जिनपूजाएं सार, जिननो विनय कह्यो उपचार॥८८**

જો કે સામાયિક વિગેરેથી ભવજલ તરવાને માટે નાવ સમાન શુભ ભાવ પ્રાપ્ત થાય છે, તો પણ જિનેન્દ્રની પ્રતિમાના પૂજનથી ઉપચારથી જિનેન્દ્રનો સારભૂત વિનય કહ્યો છે—પ્રભુપ્રતિમાના પૂજનથી પ્રભુનો વિનય થાય છે, વિનય અંતરંગ તપ છે, પ્રભુનો વિનય કરવાથી શુભભાવ થાય છે, અને શુભભાવથી પ્રાણી મોક્ષગતિ મેળવવાને ભાગ્યશાળી થાય છે ॥ ૮૮ ॥

**आरंभादिक शंका धरी, जो जिनराज भक्ति परिहरी।**
**दान मान वंदन आदेश, तो तुज सबलो पड्यो कलेश ॥८९**

જો આરંભાદિની શંકા ધરીને જીનરાજની ભક્તિ—પૂજા પરિહરતો હોય—જિનેન્દ્રની પૂજા કરવામાં આરંભ થાય છે, અને તેથી તે ન કરવી જોઇએ, એ પ્રમાણે માની જિનેન્દ્રની પૂજા ન કરતો હોય તો દાન માન વંદન આદેશ એ સર્વ ક્રિયામાં તને સબલ ક્લેશ પડ્યો, કારણ કે—દાન આપવું, વંદન કરવું, વિગેરે ક્રિયા કરતાં વાયુકાયાદિની વિરાધના થાય છે, અને તું પોતે તો દાનાદિની પ્રવૃત્તિ સ્વીકારે છે. કદાચ કહે કે, દાન—વંદનાદિ કરતાં વાયુકાયાદિની વિરાધના કરવાનો આશય નથી, પણ શુભ આશય છે; તો તેના ઉત્તરમાં જણાવવાનું કે—પૂજા કરતાં પણ જીવોની વિરાધનાનો આશય નથી, પણ શુભ આશય છે. ॥ ૮૯ ॥

**स्वरूपथी दीसे सावद्य, अनुबंधे पूजा निरवद्य ।**
**जे कारण जिनगुण बहुमान, जे अवसरे वरते शुभ ध्यान ॥ ९० ॥**

પુષ્પાદિ જીવોના આરંભથી પૂજા સાવદ્ય—સપાપ દેખાય છે, પણ અનુબંધથી—ઉત્તરોત્તર ભાવવૃદ્ધિથી પૂજા નિરવદ્ય—નિષ્પાપ છે. કારણ કે તે પૂજાસમયે જિનેન્દ્રના ગુણનું બહુમાન થાય છે, અને તેથી શુભ ધ્યાન વર્તે છે, જેથી પાપકર્મ બંધાય એવા મલીન આરંભની—અસદ્ આરંભની નિવૃત્તિ થાય છે, અને વીતરાગનું બહુમાન કરવાથી ભાવ નિર્મળ થાય છે—ચિત્ત શુદ્ધ બને છે. ॥૯૦॥

**जिनवर पूजा देखी करी, भवियण भावे भवजल तरी ॥**
**छकायना रक्षक हो वली एह भाव जाणे केवली ॥९१॥**

શ્રીજિનેન્દ્રની પૂજા—અર્ચા—સેવના દેખી ભવ્યપ્રાણીને શુભભાવ ઉલ્લસે છે, અને તે શુભભાવથી છ કાયના રક્ષક બની ભવજલથી તરે છે. આવો ભાવ સમ્યગ્દૃષ્ટિને પૂજામાં વર્તે છે, તે કેવલીભગવંત જાણે છે. માટે કાયયોગ મનોયોગ અને વચનયોગના પ્રધાનપણે સમંતભદ્રા, સર્વમંગલા અને સર્વસિદ્ધિફલા એ ત્રિવિધ પૂજા અવશ્ય આદરવી જોઇએ. ॥ ૯૧ ॥

**जल तरतां जल ऊपर यथा, मुनिने दया न होए वृथा ।**
**पुष्पादिक ऊपर तिम जाण, पुष्पादिक पूजाने ठाण ॥९२॥**

કારણ પ્રસંગે મુનિને જલ ઉપર તરતાં જેમ જલજીવ ઉપર દયાના પરિણામ ફોગટ નથી, તેમ શ્રાવકને પુષ્પપૂજાદિ પ્રસંગે પુષ્પાદિ જીવ ઉપર દયાના પરિણામ ફોગટ નથી. ॥ ૯૨ ॥

**तो मुनिने नहिं किम पूजना, एम तुं शुं चिंते शुभमना ।**
**रोगीने औषध सम एह, नीरोगी छे मुनिवर देह ॥९३॥**

"જો જિનપૂજા નિરવદ્ય-નિષ્પાપ કહો છો તો તે જિનપૂજા મુનિને કેમ નથી ?—મુનિરાજ પણ કેસર-પુષ્પાદિથી જિનપૂજા કેમ ન કરે ?" એમ તું શુભ મનવાળો થઇ ભોળા હૃદયથી કેમ ચિંતવે છે ? જિનપૂજા એ રાગીને ઔષધ સમાન છે, ગૃહસ્થ-શ્રાવક મલીનારંભરૂપી રાગવંત છે, તે મલીનારંભરૂપી રાગને ઉપશમાવવાને શુભઆરંભરૂપી ઔષધસમાન જિનપૂજા છે. પણ મુનિવર તો સર્વ સાવદ્યક્રિયાથી નિવૃત્ત થયા છે, તેઓને કોઇ પણ પ્રકારનો અશુભ આરંભરૂપી રાગજ નથી, તો પછી રાગનું ઔષધ શા માટે કરે ? ॥ ૯૩ ॥

## ॥ ढाळ नवमी ॥

॥ प्रथम गोवाला तणे भवेजी, ए देशी ॥

**भावस्तव मुनिने भलोजी, बेउ भेदे गृही धार ।**
**त्रीजे अध्ययने कह्योजी, महानिशीथ मझार ॥**
**सुणो जिन तुज विण कवण आधार ॥ ९४ ॥**

મુનિરાજને ભાવસ્તવ કહ્યો છે, તેઓ સર્વ સાવદ્યક્રિયાથી નિવૃત્ત થયેલા હોવાથી અને દ્રવ્યસ્તવમાં સાવદ્યક્રિયા હોવાથી તેઓને ભાવસ્તવજ ભલો છે.—આત્મહિતકર છે. ગૃહસ્થને-શ્રાવકને દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ એ બન્ને છે. આ પ્રમાણે મહાનિશીથસૂત્રના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે. હે શ્રીસીમંધર જિનવર ! અમારી વિનતિ સાંભળો, અમારે તમારા વિના બીજો કોણ આધાર છે ? ॥૯૪॥

**वली तिहां फल दाखियुं जी, द्रव्यस्तवनुं रे सार ।**
**स्वर्ग बारमुं गेहिने जी, एम दानादिक चार ॥ सुणो० ॥**
**॥ ९५ ॥**

વળી મહાનિશીથસૂત્રની અંદર ગૃહસ્થને દ્રવ્યસ્તવનું સારભૂત ફળ બારમું સ્વર્ગ જણાવ્યું છે. એવીજ રીતે દાન, શિયળ તપ અને ભાવરૂપી ચાર ધર્મનું ફળ પણ તેજ—બારમું સ્વર્ગ કહ્યું છે. માટે અણુવ્રતાદિ ગૃહસ્થધર્મ તુલ્યજ દ્રવ્યસ્તવ જાણવો. ॥ ૯૫ ॥

**छट्ठे अंगे द्रौपदी जी, जिनप्रतिमा पूजेय ।**
**सूरियाभ परे भावथीजी, एम जिन वीर कहेय ॥ सुणो० ॥**
**॥ ९६ ॥**

છઠ્ઠું અંગ શ્રી જ્ઞાતાધર્મકથાની અંદર પ્રભુશ્રી મહાવીરે કહ્યું છે કે—" સૂર્યાભદેવની જેમ દ્રૌપદીએ ભાવથી જિનેન્દ્રપ્રતિમા પૂજી હતી " ॥ ૯૬ ॥

કદાચ કોઇ અજ્ઞાની કહે કે—દ્રૌપદી શ્રાવિકા નહિં હતી, તો તેના ઉત્તરમાં ઉપાધ્યાયજી જણાવે છે કે—

**नारद आव्ये नवि थइजी, ऊभी तेह सुजाण ।**
**ते कारण ते श्राविकाजी, भाखे आल अजाण ॥ सुणो० ॥**
**॥९७॥**

મહાસતી દ્રૌપદી પાસે નારદજી આવ્યા હતા તે વખતે તેમને અસંયતિ જાણીને સુજાણ—ધર્મના મર્મની જાણકાર દ્રૌપદી ઉભી થઇ નહોતી, આવી રીતે જૈનધર્મમાં દૃઢપણાને લીધે તે શુદ્ધ શ્રાવિકા હતી; છતાં ધર્મમાં અડગ શ્રદ્ધાવાળી દ્રૌપદીને શ્રાવિકા નહિં હોવાનું કલંક આપનાર ખરેખર અજ્ઞાનીજ છે. ॥ ૯૭ ॥

**जिनप्रतिमा आगल कह्योजी, शक्रस्तव तेणी नार ।**
**जाणे कुण विण श्राविकाजी, एह विध्र हृदय विचार**
**॥ सुणो० ॥ ९८ ॥**

દ્રૌપદીએ જિનપ્રતિમા આગળ શક્રસ્તવ-નમુત્થુણં ભાવપૂર્વક કહી જિનેન્દ્રના ગુણ ગાયા હતા. હૃદયમાં વિચારી જુઓ કે-જો તે શ્રાવિકા ન હોય તો નમુત્થુણં વિગેરે બોલવાનો વિધિ કેવી રીતે જાણે ? માટે દ્રૌપદી શુદ્ધ શ્રાવિકા હતી-એ પ્રમાણે અવશ્ય માનવું જોઈએ. ॥ ૯૮ ॥

**પૂજે જિનપ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય ।**
**વાંચી પુસ્તક રત્નનાંજી, લેઇ ધર્મ વ્યવસાય ॥ સુણો૦ ॥**
**॥ ૯૯ ॥**

સૂર્યાભ સુરરાજ પોતાના વિમાનની અંદર ધર્મશાસ્ત્રરૂપ પુસ્તકરત્ન વાંચીને ધાર્મિક વ્યવસાય ગ્રહણ કરે છે-ધાર્મિક વ્યવસાય કરવાની ઈચ્છા કરેછે, અને ત્યાર પછી ચાર હજાર સામાનિક દેવો તથા અન્ય દેવ-દેવીઓ સાથે પોતાના વિમાનમાં રહેલા સિદ્ધાયતનની અંદર જઈ ભાવપૂર્વક વીતરાગપ્રભુની પ્રતિમાઓને પૂજે છે. ॥ ૯૯ ॥

**રાયપસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ ।**
**એહ વચન અણમાનતાંજી, કરે કરમનો બંધ ॥ સુણો૦ ॥**
**॥ ૧૦૦ ॥**

સૂર્યાભદેવ જિનેન્દ્રની પ્રતિમા પૂજે છે એ અધિકાર રાયપસેણીસૂત્રમાં વિસ્તારથી વર્ણવ્યો છે. જે કુમતિઓ આ આગમવચનને નથી માનતા, અને 'તે નો धम्मिआ-દેવો ધાર્મિક હોતા નથી' એ પ્રમાણે કહે છે તેઓ ચીકણાં કર્મ બાંધે છે. શ્રીસ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે-

"पंचहिं ठाणेहिं जीवा दुल्लहबोहियत्ताए कम्मं पगरेन्ति, तं जहा—अरहंताणमवण्णं वदमाणे, अरहंतपण्णत्तस्स धम्मस्स अवण्णं वदमाणे, आयरिय-उवज्झायाणमवण्णं वदमाणे, चाउव-

णसंघस्स अवण्णं वदमाणे, विविक्तव-बंभचेराणं देवाणमवण्णं वदमाणे"

"જીવો પાંચ સ્થાને દુર્લભબોધિપણાનું કર્મ બાંધે છે-જનધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય એવું કર્મ બાંધે છે. તે જેવી રીતે-અરિહંતોનો અવર્ણવાદ બોલતાં, અરિહંતે પ્રરૂપેલા શ્રુત-ધર્મ અને ચારિત્રધર્મનો અવર્ણવાદ બોલતાં, આચાર્ય અને ઉપા-ધ્યાયનો અવર્ણવાદ બોલતાં, સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વર્ણ શ્રીસંઘનો અવર્ણવાદ બોલતાં, તથા જેઓને ભવાંતરમાં તપ અને બ્રહ્મચર્ય પ્રકર્ષને પ્રાપ્ત થયું હતું અથવા ભવાંતરમાં ઉગ્રતપ કરવાથી અને બ્રહ્મચર્ય પાળવાથી જેઓને દેવનું આયુ-ષ્ય વિગેરે શુભકર્મ ઉદયમાં આવેલું છે એવા દેવોનો અવર્ણવાદ બોલવાથી જીવો દુર્લભબોધિપણાને પામે છે-તેઓને જિનધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય છે" ॥ १०० ॥

**विजयदेव वक्तव्यताजी, जीवाभिगमेरे एम ।**
**जो थिति छे, ए सुरतणीजी, तो जिनगुणथुति केम ? ॥**
**॥ सुणो० ॥ १०१ ॥**

રાયપસેણીસૂત્રની અંદર જેમ સૂર્યાભદેવનો જિનપ્રતિમા પૂજ-વાનો અધિકાર છે, તેવીજ રીતે જીવાભિગમસૂત્રની અંદર પણ વિજયદેવની વક્તવ્યતા છે. કદાચ કહેશો કે, એવી દેવની સ્થિતિ છે-પરંપરાએ ચાલી આવતી રૂઢી છે, જેમ બાર શાખા પ્રમુખ પૂજે તેમ જિનપ્રતિમા પણ પૂજે છે; તો તેનો ઉત્તરમાં જણાવવાનું કે-તેઓ જિનેન્દ્રના ગુણની સ્તુતિ કેમ કરે છે? માટે દેવો જિને-ન્દ્રની પ્રતિમાનું પૂજન ભાવપૂર્વક કરે છે એમ અવશ્ય માનવું-જ જોઇએ. ॥ १०१ ॥

**सिद्धारथराये कर्याजी, याग अनेक प्रकार ।**
**कल्पसूत्रे ऐम भाषियुंजी, ते जिनपूजा सार ॥ सुणो० ॥**
**॥ १०२ ॥**

શ્રીકલ્પસૂત્રની અંદર સિદ્ધાર્થરાજાએ અનેક યાગ-યજ્ઞ કર્યાનું જણાવ્યુ છે, ત્યાં યાગ શબ્દનો અર્થ જિનપૂજા લેવાય છે; માટે જિન પૂજા એજ સાર છે, અને આત્માને ઉત્તમગતિ આપનાર છે ॥૧૦૨॥

અન્ય મતાવલંબીઓ તો પશુહોમાદિનો યજ્ઞ કરે છે, તો પછી સિદ્ધાર્થરાજાએ કરેલા યાગ-યજ્ઞનો અર્થ જિનપૂજા કેમ કરો છો? તેનો ઉત્તર આપતાં ગ્રંથકાર જણાવે છે કે—

**श्रमणोपासक ते कह्याजी, पहेला अंग मझार ।**
**याग अनेरा नवि करेजी, ते जाणो निरधार ॥ सुणो० ॥**
**॥ १०३ ॥**

પહેલું અંગ શ્રીઆચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધમાં "પ્રભુ શ્રીમહાવીરના માતા-પિતા. શ્રમણોપાસક-શુદ્ધ શ્રાવક હતા" એમ કહ્યું છે. જે શુદ્ધ શ્રાવક હોય તે પશુયાંગાદિ ન કરે એ વાત ભવ્યપ્રાણીએ નિશ્ચયથી જાણવી. માટે "यजीं देवपूजा-संगतिकरण-दानेषु" યજ્ ધાતુ દેવની પૂજા કરવી, સંગતિ કરવી, અને દાન દેવું, એવા અર્થવાળો હોવાથી, અને યાગ શબ્દ યજ્ ધાતુ ઉપરથી થયેલો હોવાથી યાગ શબ્દનો અર્થ જિનેન્દ્રની પૂજા લેવો. ॥ ૧૦૩ ॥

**एम अनेक सूत्रे भण्युंजी, जिनपूजा गृहिकृत्य ।**
**जे नवि माने ते सहीजी, करशे बहु भवनृत्य ॥सुणो०॥**
**॥ १०४ ॥**

આવી રીતે અનેક સૂત્રમાં શ્રીજિનપૂજા એ ગૃહસ્થનું કૃત્ય છે, શ્રાવકની કરણી છે એમ કહ્યું છે. પણ જે ભારે કર્મી નહિ માને તે ખરેખર ઘણા ભવ સુધી આ સંસારમાં નૃત્ય કરશે—ભિન્ન ભિન્ન વેષે રંગભૂમિમાં ઉતરતા નાટકીયાની જેમ આ દુઃખમય સંસારમાં ભિન્ન ભિન્ન રૂપે અવતરી રઝળ્યા કરશે. માટે ભવભીરૂ ભવ્ય પ્રાણીએ જિનપૂજાને પ્રમાણ માની તેનો આદર કરવો. એજ શ્રેયસ્કર અને આત્માને હિતકર્તા છે. ॥ ૧૦૪ ॥

---

## ढाळ दसमी

जं मुरसंघा सामुरसंघा, (अथवा) एणे पुर कंवल कोइ न लेसी, ए देशी ।

अवर कहे पूजादिक ठासे. पुण्यबंध छे शुभ परिणामे
धर्म नवि इहां कोइ दीसे. जस व्रत परिणामे मन हीसे॥
॥ १०५ ॥

વળી કોઇ કહે છે કે—પૂજાદિ દ્રવ્યસ્તવમાં શુભ પરિણામથી પુણ્યબંધ છે, પણ તેમાં કાંઇ ધર્મ જણાતો નથી. જેમ વ્રતને પરિણામે મન હીસે છે—ઉલ્લસિત થાય છે તેમ પુષ્પાદિ આરંભથી થતી પૂજામાં મન હીસતું નથી, કારણકે—વ્રતની અંદર આરંભ થતો નથી, અને પૂજાદિમાં આરંભ થાય છે.

જ્યાં સુધી કર્મ હોય ત્યાં સુધી આત્માને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. જેમ પાપપ્રકૃતિ કર્મ છે તેમ પુણ્યપ્રકૃતિ પણ કર્મ છે, અને જ્યાં સુધી તે શુભ અને અશુભ બન્ને કર્મનો ક્ષય થયો નથી ત્યાં સુધી આત્મા મોક્ષમાં જઇ શકતો નથી. ધર્મથી કર્મનો ક્ષય થાયછે, આત્માએ વિભાવસ્વભાવનો—આત્મરમણથી ભિન્ન સ્વ-

ભાવનો ત્યાગ કરી, પોતાના સ્વભાવમાં રમણ કરવું, તેને ધર્મ કહે છે. પુષ્પાદિ આરંભથી થતી પૂજાદિમાં આત્મા વિભાવદશામાં રહેતો હોવાથી તે પૂજાદિથી ધર્મ થતો નથી, માટે પૂજાદિ દ્રવ્યસ્તવ આદર કરવા યોગ્ય નથી; પણ નિરારંભી વ્રતપરિણામમાં આત્મા સ્વસ્વભાવ મગ્ન રહેવાથી તે વ્રતપરિણામથી—ભાવસ્તવથી ધર્મ થાય છે, માટે દ્રવ્યસ્તવ કરતાં ભાવસ્તવ આદરણીય છે. ॥૧૦૫॥

**निश्चयधर्म न तेणे जाण्यो, जे शैलेशी अंत वखाण्यो।**
**धर्म अधर्म तणो क्षयकारी, शिवसुख दे जे भवजल तारी॥**
**॥ १०६ ॥**

ધર્મનો મર્મ નહિ પીછાણી ઉપર પ્રમાણે બોલનારાએ ખરેખર નિશ્ચયધર્મ જાણ્યો નથી. નિશ્ચયધર્મ તો શૈલેષીકરણને અંતે એટલે ચૌદમા ગુણઠાણાને છેડે જણાવ્યો છે, કે જે નિશ્ચયધર્મ અધર્મનો ક્ષય કરનારો અને ભવસમુદ્ર તારીને મોક્ષસુખ દેનારો છે. અથવા બીજો અર્થ એવો છે કે—ચૌદમા ગુણઠાણાને છેડે તે નિશ્ચયધર્મ, ધર્મ અને અધર્મ એટલે પુણ્યપ્રકૃતિ અને પાપપ્રકૃતિનો ક્ષય કરી ભવસમુદ્ર તારી મોક્ષસુખ આપે છે.

ધર્મસંગ્રહણિમાં પણ કહ્યું છે કે—

सो उभयक्खयहेऊ, सेलेसीचरमसमयभाविति "।

તે શૈલેષીને અંતે—ચૌદમા ગુણઠાણાને છેડે થતો નિશ્ચયધર્મ, ધર્મ અને અધર્મ—પુણ્ય અને પાપના ક્ષયનું કારણ છે. ॥૧૦૬॥

**तस साधन तुं जे जे देखे, निज निज गुणठाणाने लेखे।**
**तेह धरम व्यवहारे जाणो, कारज कारण एक प्रमाणो ॥**
**॥ १०७ ॥**

તે શૈલેષીના ચરમ સમયમાં થતા નિશ્ચયધર્મનું જે જે સાધન પોતપોતાના ગુણઠાણાને આશ્રીને તું દેખે છે તેને વ્યવહારે ધર્મ જાણવો, કારણ કે તે સાધનરૂપ ધર્મ પરંપરાએ નિશ્ચયધર્મનું કારણ છે, કારણ અને કાર્યનો અભેદ ઉપચાર કરી વ્યવહારથી તેને ધર્મ કહેવાય છે. જેમ ' वर्षति पर्जन्यः–મેઘ વરસે છે.' અહીં મેઘ વરસતો નથી પણ મેઘમાં રહેલું જળ વરસે છે, પણ કાર્ય–કારણના અભેદ ઉપચારથી જેમ ' મેઘ વરસે છે ' એમ બોલાય છે તેમ વ્યવહારધર્મ નિશ્ચયધર્મનું કારણ હોવાથી તેનો 'ધર્મ' શબ્દથી વ્યવહાર વાસ્તવિક થાય છે. ભાવસ્તવ–વ્રતપરિણામ જેમ પરંપરાએ નિશ્ચયધર્મનું કારણ હોવાથી તેનો ધર્મ શબ્દથી તું વ્યવહાર કરે છે, તેમ પૂજાદિ દ્રવ્યસ્તવ પણ પરંપરાએ નિશ્ચયધર્મનું કારણ હોવાથી તેનો પણ વાસ્તવિક રીતે ધર્મશબ્દથી વ્યવહાર કરવો જોઇએ. તો પછી વ્રતપરિણામનેજ ધર્મ કહેવો, અને પૂજાદિ દ્રવ્યસ્તવને ધર્મ ન કહેવો એ કેવળ મૂર્ખાઈ છે. ॥ ૧૦૭ ॥

**एवंभूत तणो मत भाष्यो, शुद्ध द्रव्यनय एम वली दाख्यो।**
**निजस्वभाव परिणति ते धर्म, जे विभाव ते भावज कर्म ॥**
**॥ १०८ ॥**

એવંભૂતનય તથા શુદ્ધ દ્રવ્યનય–શુદ્ધ વ્યવહારનયનો એવો મત છે કે–આત્માનો નિજસ્વભાવ પરિણામ એજ ધર્મ. એટલે આત્માએ પૌદ્ગલિકભાવનો ત્યાગ કરી પોતાનાજ સ્વભાવમાં રમણ કરવું તે ધર્મ કહેવાય. અને આત્માનો જે વિભાવપરિણામ –નિજસ્વભાવનો ત્યાગ કરી પુદ્ગલભાવમાં રમવું તે ભાવકર્મ જાણવું –શુભ વિભાવપરિણામ તે પુણ્ય, અને અશુભ વિભાવપરિણામ તે પાપ સમજવું. ॥ ૧૦૮ ॥

**धर्म शुद्ध उपयोग स्वभावे, पुण्य पाप शुभ अशुभ विभावे धर्महेतु व्यवहारज धर्म, निजस्वभाव परणतिनो मर्म ॥ ॥ १०९ ॥**

ઋજુસૂત્ર નયની અપેક્ષાએ જ્યાં સુધી આત્માનો શુદ્ધ ઉપયોગ-સ્વભાવ ત્યાં સુધી ધર્મ, અને જ્યાં સુધી શુભ અથવા અશુભ વિભાવ પરિણામ ત્યાં સુધી પુણ્ય અને પાપ સમજવું. આ તથા ઉપરના બન્ને નયને અનુસારે જિનપૂજા વિગેરેને ધર્મહેતુ જાણી તેને વ્યવહારે ધર્મ કહીએ. કારણ કે–તે જિનપૂજાદિથી સ્વસ્વભાવ પરિણામ પ્રગટે છે. માટે કારણમાં કાર્યના ઉપચારે જિનપૂજાદિને પણ ધર્મ માનવોજ જોઇએ ॥ ૧૦૯ ॥

**शुभ योगे द्रव्याश्रव थाय, निज परिणाम न धर्म हणाय। यावत् योग क्रिया नहीं थंभी, तावत् जीव छे योगारंभी॥११०॥**

જો કે જિનપૂજાદિમાં મન વચન અને કાયના શુભયોગથી દ્રવ્યાશ્રવ થાય છે, તો પણ તેથી નિજપરિણામરૂપ ધર્મ હણાતો નથી–સ્વસ્વભાવ પરિણામરૂપ ધર્મને હાનિ પહોંચતી નથી. જ્યાં સુધી આત્માની યોગક્રિયા અટકી નથી ત્યાં સુધી આત્મા યોગારંભી છે. અલબત, જે ક્રિયા કરવાથી નિજસ્વભાવ પરિણતિરૂપ આત્મિક ધર્મ નષ્ટ થતો હોય તે ક્રિયા નજ કરવી જોઇએ, પણ વીતરાગની પૂજાથી તો તે આત્મિક ધર્મને હાનિ પહોંચવાને બદલે પુષ્ટિ મળે છે, તો પછી તેનો આદર કેમ ન કરવો ? જ્યાં સુધી મન વચન અને કાયયોગની ક્રિયા અટકી નથી ત્યાં સુધી તેઓ શુભ અથવા અશુભ માર્ગે અવશ્ય પ્રવર્તવાના, તો પછી તે ત્રણે યોગને જિનપૂજારૂપ શુભ માર્ગમાં શ્રાવકને પ્રવર્તાવવાની કોણ બુદ્ધિમાન મનાઇ કરે ? ॥ ૧૧૦ ॥

**मलिनारंभ करे जे किरिया, असदारंभ तजीने तरिया ।**
**विषय-कषायादिकने त्यागे, धर्ममति रहिए शुभमागे ।१११।**

શ્રાવક મલિનારંભી છે—અસદ્ આરંભી છે, એટલે જેનાથી પાપકર્મ બંધાય એવા આરંભ કરે છે, તે અસદ્ આરંભનો ત્યાગ કરી જે દેવપૂજા દાન વિગેરે સદ્આરંભ એટલે ધર્મક્રિયા કરે છે તે સંસારસમુદ્ર તરે છે. માટે હે ભવ્ય પ્રાણીઓ ! વિષય—કષાયાદિનો ત્યાગ કરી ધર્મબુદ્ધિએ દેવપૂજાદિ શુભ માર્ગમાં દૃઢતાથી પ્રવૃત્તિ કરજો, જેથી આત્માનું કલ્યાણ થાય. ॥ ૧૧૧ ॥

**स्वर्गहेतु जो पुण्य कहीजे, तो सराग संयम पण लीजे ।**
**बहुरागे जे जिनवर पूजे, तस मुनिनी परे पातक धूजे॥११२॥**

કદાચ કોઇ કહેશે કે—દ્રવ્યસ્તવથી પુણ્ય બંધાય છે, અને તેથી તે સ્વર્ગનું કારણ છે, કર્મક્ષયનું કારણ નથી; માટે અમે તેનો નિષેધ કરીએ છીએ. તેના ઉત્તરમાં જણાવવાનું કે—તો પછી સરાગસંયમ કેમ લ્યો છો?, કારણ કે તે પણ સ્વર્ગનું કારણ છે. માટે દ્રવ્યસ્તવ એ ભાવસ્તવનું કારણ હોવાથી અને આત્મિકધર્મને પ્રગટાવનાર હોવાથી તેનો આદર અવશ્ય કરવોજ જોઇએ. જે ભવ્યપ્રાણી અતિશય ભક્તિથી મન વચન અને કાયની એકાગ્રતાએ શ્રીજિનેન્દ્રને પૂજે છે તેનાં પાપ સરાગસંયમી મુનિની પેઠે ધ્રૂજે છે—કંપે છે. ॥ ૧૧૨ ॥

દ્રવ્યસ્તવ એટલે અપ્રધાનસ્તવ, તો ભાવસ્તવ જે પ્રધાનસ્તવ છે તેને છોડી દ્રવ્યસ્તવ જે અપ્રધાનસ્તવ છે તે કેમ આદરવો જોઇએ ? આ શંકાનું નિરાકરણ કરતાં કહેછે કે—

**भावस्तव एहथी पामीजे, द्रव्यस्तव ए तेणे कहीजे ।**
**द्रव्य शब्द छे कारणवाची, भमे म भूलो कर्म निकाची।११३।**

દ્રવ્યસ્તવ–પૂજાદિથી ભાવસ્તવ–ચારિત્ર પ્રાપ્ત થાય છે, માટે દ્રવ્યસ્તવની અંદર રહેલો દ્રવ્ય શબ્દ અપ્રધાનવાચી નહીં પણ કારણવાચી સમજવો. આ પ્રમાણે દ્રવ્યસ્તવ એ ભાવસ્તવનું કારણ હોવાથી તે કરવો જરૂરી છે, માટે તેનો આદર કર, અને નિકાચિત કર્મથી ભૂલો ન ભમ. ॥ ૧૧૩ ॥

—o—

## ढाळ अगीयारमी.

दान उलट धरी दीजीए, ए देशी ।

**कुमति एम सकल दूरे करी, धारीए धर्मनी रीत रे ।**
**हारीए नवि प्रभु बल थकी, पामीए जगतमां जीत रे ॥**
**स्वामी सीमंधर तुं जयो ॥ ११४ ॥**

આવી રીતે સમગ્ર કુમતિઓને યુક્તિ અને આગમપ્રમાણપૂર્વક દૂર કરી, વ્યવહાર અને નિશ્ચયનું વિવેકપુરઃસર સ્ફોટન કરી, મર્મ સમજી ધર્મની રીતિને ધારીએ. તથા પ્રભુના પવિત્ર અને પ્રતાપી નામના અપૂર્વ બળથી કોઇ પણ કુતર્કવાદીઓથી હારીએ નહિ. વળી જગતમાં સર્વ સ્થળે અને સર્વદા વિજય મેળવીએ. હે શ્રીસીમંધરસ્વામી ! તમે જયવંતા વર્તો. ॥ ૧૧૪ ॥

**भाव जाणो सकल जंतुना, भव थकी दासने राख रे ।**
**बोलिया बोल जे ते गणुं, सफल जो छे तुज साख रे ॥**
**स्वामी० ॥ ११५ ॥**

હે પ્રભો ! તમે સર્વ પ્રાણીમાત્રના ભાવને જાણો છો, માટે સંસારમાં પરિભ્રમણથી ત્રાસ પામેલા આ તમારા સેવકની સંસારથી રક્ષા કરો. હે જગત્રયસ્વામી ! જ્યારે તમારી શાખ છે

તો હું મારા સકળ બોલ એટલે ઉપર કહેલું મારૂં સમગ્ર કથન સફળ ગણું છું. ॥ ૧૧૫ ॥

**एक छे राग तुज उपरे, तेह मुज शिवतरु कंद रे ।**
**नवि गणुं तुज परे अवरने, जो मिले सुर-नर वृंद रे ॥**
**स्वामी० ॥ ११६ ॥**

હે નાથ ! એક તમારાજ ઉપર મને રાગ છે, અને તે રાગ મને મોક્ષરૂપી વૃક્ષના મૂળસમાન છે. જો કદાચિત્ દેવો અને મનુ-ષ્યોનાં ટોળાં આવીને સમજાવે તો પણ હે પ્રભો ! તમારા જેવો બીજાને નજ ગણું—બીજાનું ધ્યાન નજ ધરૂં. ॥ ૧૧૬ ॥

**तुज विना में बहु दुःख लह्यां, तुज मिल्ये ते केम होय रे ।**
**मेह विण मोर माचे नहीं, मेह देखी माचे सोय रे ॥**
**स्वामी० ॥ ११७ ॥**

જેમ મેઘ વિના મયૂર મહાલતો નથી, ઉલ્લસિત થતો નથી, અને દુઃખમાં ગમગીન રહે છે; પણ મેઘ દેખી તે મયૂર પ્રફુલ્લિત થઈ જાય છે, નાચવા અને કેકારવ કરવા મંડી જાય છે, અને પોતાની કળા વિકસાવી આનંદમાં મગ્ન બને છે; તેમ હે જગ-દ્બંધો ! અત્યાર સુધી તમારા ધ્યાન વિના મેં ઘણાં અસહ્ય દુઃખ વેઠ્યાં, પણ હવે તમારા જેવા સમર્થ સ્વામી મળતાં તે દુઃખ કેમ હોય ?, તમારા ધ્યાનથી હું આનંદમય બન્યો છું. ॥ ૧૧૭ ॥

**मन थकी मिलन में तुज कियो, चरण तुज भेटवा सांइ रे ।**
**कीजीए जतन जिन ए विना, अवर न वांछिए कांइ रे ॥**
**स्वामी० ॥ ११८॥**

હે જગન્નાયક ! જો કે તમે મહાવિદેહ ક્ષેત્રમાં બીરાજો છો તેથી આ શરીરથી તમારા ચરણને ભેટી શક્યો નથી; પણ હે

કરૂણાસિંધો ! તમારા ચરણને ભેટવા મેં મનથી તમારો મેળાપ કર્યો છે—મનની એકાગ્રતાએ મેં તમારૂં ધ્યાન કર્યું છે. હે જિનેંદ્ર ! આપની પાસેથી હું બીજું કાંઇ ઇચ્છતો નથી, પણ મારી ફકત એટલીજ માગણી છે કે—હવે આ સેવકની દુઃખમય સંસારથી રક્ષા કરો. ॥ ૧૧૮ ॥

**तुज वचन राग सुख आगले, नवि गणुं सुर-नर शर्म रे।**
**कोडि जो कपट कोइ दाखवे, नवि तजुं तोए तुज धर्म रे॥**
**स्वामी० ॥ ११९ ॥**

હે પ્રભો ! તમારા વચનરાગ આગળ હું દેવો અને મનુષ્યોનું સુખ ગણકારતો નથી. કોઈ કરોડો કપટ દેખાડે તો પણ હે વીતરાગ ! હું તમારા ધર્મનો ત્યાગ નહિંજ કરૂં ॥ ૧૧૯ ॥

**तुं मुज हृदयगिरिमां वसे, सिंह जो परम निरीह रे।**
**कुमत मातंगना जूथथी, तो न कशी प्रभु मुज बीह रे॥**
**स्वामी० ॥ १२० ॥**

પરમનિઃસ્પૃહ જો સિંહસમાન તું મારા હૃદયરૂપી પર્વતમાં વસે, તો હે પ્રભો ! કુમતરૂપી હસ્તીઓનાં ટોળાંનો મને કશો ભય નથી. ॥ ૧૨૦ ॥

**कोडि छे दास प्रभु ताहरे, माहरे देव तुं एक रे।**
**कीजिए सार सेवक तणी, ए तुज उचित विवेक रे॥**
**स्वामी० ॥१२१ ॥**

હે ભગવંત ! તમારે કરોડો દાસ છે, પણ મારે તો તમે એકજ સ્વામી છો. હું તમારે શરણે રહેલો છું, અને તમારૂંજ ધ્યાન અહર્નિશ ધરૂં છું; તો હે નાથ ! આ સેવકની સાર કરો એજ તમારો યોગ્ય વિવેક છે. સ્વામીની ફરજ છે કે તેણે પોતાને

શરણે રહેલા સેવકની સાર-સંભાળ લેવી જોઇએ, તો તમારે શરણે રહેલા આ સેવકની નમ્ર અરજી ધ્યાનમાં લઈ આ ત્રાસ-જનક સંસારમાંથી તારવાને સાર કરશો-સંભાળ લેશો. ॥ ૧૨૧ ॥

भक्तिभावे इस्युं भाखीए, राखीए एह मनमांही रे।
दासनां भवदुःख वारीए, तारीए सो ग्रही बांही रे॥
स्वामी० ॥ १२२ ॥

હે દયાનિધિ ! આ પ્રમાણે મેં ભક્તિભાવેં કહ્યું છે તેને ધ્યાનમાં લેશો, અને સેવકનાં ભવદુઃખ નષ્ટ કરી બાવડું પકડી ભવસમુદ્રથી તારશો. ॥ ૧૨૨ ॥

बाल जेम तात आगल कहे, विनवुं हुं तेम तुज रे।
उचित जाणो तेम आचरुं, नवि रह्यो तुज किस्युं गुज रे॥
स्वामी० ॥ १२३॥

હે કૃપાસિંધો ! જેમ બાળક પોતાના પિતાજી આગળ કહે તેમ હું તમોને વિનવું છું, તમોને ઉચિત લાગે તેમ હું આચરૂં છું, તેમાં કાંઇ તમારાથી અજાણ્યું નથી. માટે આ બાળક ઉપર દયા કરી ભવસમુદ્રથી તારશો એવી અરજી છે. ॥ ૧૨૩ ॥

मुज होजो चित्त शुभभावथी, भव भव ताहरी सेव रे।
याचिए कोडि यतने करी, एह तुज आगले देव रे ॥
स्वामी० ॥ १२४ ॥

હે દેવાધિદેવ ! હું કરોડો યત્ને કરી તમારી પાસે એટલીજ યાચના કરૂં છું કે-ભવોભવ મારા ચિત્તમાં તમારી સેવા હોજો. ॥૧૨૪॥

---

# कलश.

हरिगीत छंद.

इम सकल सुखकर दुरित भयहर विमल लक्षण गुणधरो,
प्रभु अजर अमर नरिंद वंदित विनव्यो सीमंधरो।
निज नाद तर्जित मेघ गर्जित धैर्यनिर्जित मंदरो,
श्रीनयविजय बुधचरणसेवक जसविजय बुधजयकरो॥
॥ १२५ ॥

જેમનો ગંભીર નાદ મેઘની ગર્જનાને તર્જના કરનારો થયો, જેમના ધૈર્યે મંદરગિરિની અચલતાને જીતી લીધી, એવા પંડિતપ્રવર શ્રીનયવિજયજી ગુરૂરાજના ચરણને સેવનારા ઉપાધ્યાય શ્રીયશોવિજયજી, કે જેમણે પંડિતોની સભામાં વિજય મેળવ્યો હતો તેમણે, સકળ સુખને કરનારા, દુરિત અને ભયને હરનારા, પવિત્ર લક્ષણોવાળા, અનંતા ગુણોને ધરનારા, દેવેન્દ્રો અસુરેન્દ્રો અને નરેન્દ્રો વડે વંદાયેલા એવા પ્રભુ શ્રીસીમંધરસ્વામીનું વિનતિરૂપે સ્તવન કર્યું. ॥ ૧૨૫ ॥



श्रीयशोविजयजी उपाध्यायजी कृत
सवासो गाथानुं श्रीसीमंधरस्वामीनुं स्तवन
विवेचन सहित समाप्त.